શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળ—ગ્રંથાંક ૨૯.

# हरि विक्रम चरित्र.

(મૂળ સંસ્કૃત ભાષાનું રા. રા. વાસુદેવ નરહર ઉપાધ્યે નામદાર શ્રીમત સરકાર ગાયકવાડ સરકાર તર્ફથી મરાઠીમાં ભાષાન્તર કરેલું તેનું ગુજરાતીમાં અનુવાદ.)

સંશોધન કરનાર

**ભગુભાઈ ફતેહચંદ કારભારી,**

અધિપતિ-જૈન.

પ્રકટ કરનાર

**શ્રી જૈન પત્રની ઓફીસ,**

કોટ—મુંબઈ.

પહેલી આવૃત્તિ — પ્રત ૨૨૦૦



મુંબઈ,

"જૈનોદય પ્રિન્ટિંગ પ્રેસ"માં છાપ્યું,

વીર સંવત ૨૪૩૩. — સન ૧૯૦૭.

મૂલ્ય રૂપિયો દોઢ.

૨૫=૦૦

નેકનામદાર

શેઠજી સાહેબ,



## લાલભાઈ દલપતભાઈ

શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના એક ટ્રસ્ટી તથા શ્રી જૈન શ્વેતાંમ્બર કોન્ફરન્સના એક જનરલ સેક્રેટરી સાહેબ.

### અમદાવાદ.

મેહેરબાન શેઠજી,

શ્રીમાન હોવા છતાં વિદ્યા પ્રાપ્ત કરી સતત ઉદ્યોગી અને સ્વતંત્ર રહી જાતી અભિમાન બતાવી આપ જૈન કોમમાં એક રત્ન રૂપ પ્રકાશમાન થઈ પડયા છો; વળી તીર્થ રક્ષાના કાર્યોમાં પોતાના દેહની પણ સંભાળ નહીં રાખતાં તે કાર્ય પાર પાડવા તન, મન અને ધન વડે અનેક વખત સ્હાય કરી દાખલો બેસાર્યો છે અને આ શિવાય અનેક સદ્‌ગુણો આપનામાં દ્રષ્ટાંતરૂપ રહેલા અનેકવાર મ્હારા જોવામાં આવેલા છે, તેમજ મ્હારા "જૈન" પત્રના પ્રગટ થયા પછી હું કેટલાક અંશે આપના સંબંધમાં આવી આપના ગુણો નીહાળવાની મને તક મળેલી છે અને આ બધા ગુણોથી આકર્ષાઈ આ જૈન પત્રને ઉપહાર આપવાનું પુસ્તક આપને અર્પણ કરી સંતોષ માનું છું.

જૈન પત્રની ઓફીસ,
મુંબાઈ, આસો સુદ ૧૫
વિરસંવત ૨૪૩૩

તમારો સદાનો
આજ્ઞાંકિત સેવક,
ભગુભાઈ ફતેહચંદ.

# બે બોલ.

---

વાંચન શોખ વધારવાનો ઉદ્દેશ એ પણ ભાષા સાહિત્યના ગ્રંથોની પસંદગી ઉપર ઘણે ભાગે રહેલો જોવામાં આવે છે. આજ કાલ નવલ કથાઓની ગુજરાતી ભાષામાં ભરતી થવા લાગી છે, પરંતુ તેમાં સેંકડે પાંચ ટકા જેટલી ભરતી ભાષાના ભૂષણ રૂપ કહી શકાશે. લોક રૂચિને અનુસરીને પુસ્તકો રચવાં કે લોકરૂચિની દરકાર નહીં કરતાં ઉત્તમ પુસ્તકોનો લોક સમુહમાં પ્રચાર કરવો. એ સવાલ તકરારી છે, પરંતુ એટલું તો સત્ય છે કે ધર્મને લગતાં પુસ્તકો અને તેમાં પણ ચરિત્રોની શૈલી ઉપર લખાયલાં ધાર્મિક ગ્રંથો લોકોની રૂચીને અનુસરતા તથા તેઓના શોખને ઉચ્ચભૂમિપર લેઈ જનાર છે એમ સિદ્ધ થયું છે, આને અનુસરીને અમે અમારા સુજ્ઞ ગ્રાહકોના હાથમાં આજે એક એવો ગ્રંથ મૂકીએ છીએ કે જે ગ્રંથ જૈન ધર્મના અનુયાયિઓને અનુકરણરૂપ થઇ પડશે. આ મૂળગ્રંથ પાટણના ભંડારમાંથી મહારાજા ગાયકવાડે સંશોધન કરાવી તેનું મરાઠીમાં ભાષાન્તર કરાવ્યું હતું, જે ભાષાન્તર અમારા જોવામાં આવ્યાથી અને પવિત્ર મહાન મુનિમહારાજ શ્રીશ્રીશ્રી ૧૦૦૮ **અમરવિજય** તથા મુનિશ્રી **બાલવિજયે** વર્ધા મુકામે ભલામણ કરવાથી અમોએ તે અથ ઇતિ વાંચ્યું અને તેનો ગુજરાતી તરજુમો કરાવવો યોગ્ય લાગ્યાથી જૈન પત્રના એક સબ એડીટર **મી૦ લક્ષ્મણરાવ સખારામ દેવળાલીકર** નામના દક્ષણી ગૃહસ્થને એ કામ માટે ખાસ રોકી અમારી દેખરેખ નીચે તેનું ગુજરાતીમાં ભાષાન્તર કરાવ્યું. મી૦ દેવળાલીકર ગુજરાતી ભાષાના સારા લેખક હોવાથી ગ્રંથની મુળ નેમ ભાષાન્તરમાં સચવાયેલી છે. આ ગ્રંથમાં અયોધ્યા નગરીનો **અજીતવિક્રમ** નામના રાજાના પુત્ર હરિવિક્રમનું ચરિત્ર છે. એ રાજાએ જૈનધર્મ સ્વિકારી, એ ધર્મનું અચ્છી તરેહથી રક્ષણ કરી તેનો ફેલાવો કરવાના કામમાં ઘણી તકલીફ ઉઠાવી છે. આ ગ્રંથ મરાઠી ભાષા કે જે ભાષાના બોલનારાઓ પૈકી થોડો ભાગ જૈન ભાઇઓનો છે તેમાં મૂળમાંથી ભાષાન્તર થયો છે, જ્યારે ગુજરાતી ભાષા કે જે ભાષાના બોલનારાઓમાં ઘણાખરા જૈન બંધુઓનો સમાવેશ થાય છે તે ભાષામાં એ ગ્રંથ અદ્યાપિ પર્યંત વંચાયલો નથી એ ખરેખર આપણને લજ્જાસ્પદ હતું, તે ખામી દુર કરવા અમે શક્તિવાન થયા છીએ જે માટે અમો અમારા ગ્રાહકોનાજ આભારી છીએ, અને અમારા વાંચકોના હાથમાં નવલકથા જેવી બેઘડીની મોજમાં વાંચનારને તરતો કરી તેની કાંઇ પણ અસર મનપર ન કરતાં મનને તલસતું રાખે તેવાં પુસ્તક કરતાં ધાર્મિક ભાવને દ્રઢ કરે અને મનને તેજ રસમાં ડુબડુબા રાખે તેવાં પુસ્તકનું ભાષાન્તર કરાવી અમારા બંધુઓના હસ્તકમલમાં મુંકતાં અમોને બેહદ આનંદ થાય છે, વળી આ પુસ્તક ગુજરાતિ ભાષાના સાહિત્યમાં શણગાર રૂપ થઇ પડશે એવી અમોને ખાત્રી છે. કેટલાંક અનિવાર્ય કારણોને લીધે અમો આ પુસ્તક વાંચકવર્ગને જણાવ્યા મુજબ વખતસર બહાર પાડી શક્યા નથી, પરંતુ જ્યારે અમારા વાંચકો આ પુસ્તક ધ્યાનથી વાંચી જશે ત્યારે તેઓને ખાત્રી થશે કે અમારા પ્રયાસનો બદલો સંપૂર્ણ રીતે તેઓને મળેલો છે. એક વખત વાંચ્યા પછી જે પુસ્તક ઉપરથી ફરી વાંચવાનો ભાવ ઉતરી જાય તેવાં પુસ્તકો અમારા ગ્રાહકોને ભેટ દાખલ આપવાનો અમારો હેતુ નથી પરંતુ, જે પુસ્તક ફરીફરીને વાંચવાની જીજ્ઞાસા થાય અને તેને પોતાની ખાનગી લાઇબ્રેરીમાં સંઘરી રાખવાનું મન થાય, તેવાંજ પુસ્તકો અમે ભેટ આપીને જૈન ભાઇઓમાં વાંચન શોખ સાથે ધર્મભાવના દ્રઢ થાય તે તરફ અમારો પ્રયાસ મૂલથી છે, જે જોનારને જણાયા શિવાય નહીં રહે. છેવટે અમો અમારા સુજ્ઞ ગ્રાહકોની મુનસફી ઉપર આ અમારા પ્રયાસની કદરદાની છોડી આવા ઉપયોગી પુસ્તકની લ્હાણી માટે સંતોષ પકડી જૈન ભાઇઓ તે વાંચીને ચરિત્રના નાયકની માફક ધર્મના પ્રબલ રાગી થાય એમ અમારી અંતઃકરણની ઇચ્છા છે.

અત્યાર સુધી આપેલા ભેટના પુસ્તકમાં આ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રથમજ બહાર પડે છે. તે મહાન ગ્રંથો પૈકીનું એક છે. છતાં અમે જે અલ્પ મુલ્યે અમારા ગ્રાહકોને આપીએ છીએ તે જોઇ ગ્રાહકો વિચાર કરશે કે બાર માસે માત્ર ત્રણ રૂપિયામાં **જૈન** પત્ર મળ્યા ઉપરાંત આવા અમુલ્ય પુસ્તકો મળે છે, તે શેવાની કદર વિચારી હવે ગ્રાહકો માત્ર પોતાનું લવાજમ અગાઉથી મોકલવાનો રવૈયો રાખે તો સારૂં અને તે સાથે જૈન પત્રના ગ્રાહકો વધે અને તેની હજારો નકલો ખપે તેવો દરેક જૈન બન્ધુ જ્યારે પ્રયત્ન કરશે ત્યારેજ અમારો પ્રયાસ સફળ થયો સમજીશું.

આ પુસ્તક પણ બીજા પુસ્તકોની માફક **શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળે** અને પડતર કિમતે આપી મ્હારા ગ્રાહકોને આપવા કૃપા કરી તે માટે તે મંડળના દાના મેમ્બરોનો આભારી છું અને આ સાથે જણાવવાની રજા લઉં છું કે આ મંડળનો ઉદેશ પુસ્તકો પ્રકટ કરી પૈસા કમાવાનો નથી પણ યુરોપમાં જેમ બૈબલ સોસાયટીઓ છે અને માત્ર નામની કિમતે ધર્મ ફેલાવવાના ઉદેશથી પુસ્તકો પ્રકટ કરે છે તેનીજ માફક આ મંડળ પણ જૈન ધર્મનું જ્ઞાન મ્હોટા પ્રમાણમાં ફેલાય તે માટે તે પણ નામની કિમતે પુસ્તકો બ્હાર પાડે છે અને તેથી આવા મંડળને દરેક જૈન બંધુએ તન, મન અને ધનથી મદદ કરવી તે ખાસ ફરજ છે એમ હું માનું છું.

આ પુસ્તકના પ્રથમ બાર ફોર્મના પ્રુફ મ્હેં અને મ્હારી પત્નીએ વાંચ્યાં છે અને મ્હારા પીતાશ્રીના મંદવાડના સબબે અમારે સાદરે જવું થવાથી છેવટના પ્રુફ મ્હારા એક મદદતીશ મી૦ ઉમીયાશંકર વીરજીભાઇએ વાંચ્યાં છે, તેથી કાંઇ દોષ હોય તો ક્ષમા માગું છુ.

એક હાથે જેમ તાળી પડતી નથી, તેમ **જૈન** પત્ર જેવું કામ એક હાથે ચાલતું નથી. હું માત્ર તેનો વાહક છું. મારા અનેક સ્નેહીઓ અને શુભેચ્છકો તે પત્રના શ્રેય માટે મને કિમતી મદદ કરે છે તેમ મારા સ્હાયકો મી. ભોળાનાથ વિશ્વનાથ યાજ્ઞિક, મી. લક્ષ્મણરાવ વગેરે મ્હારા પત્રમાં લેખો વગેરે લખી મ્હારી ગેરહાજરીમાં પણ પત્ર સારી રિતે ચલાવેછે તે માટે આ સ્થળે એ બધાનો આભાર માનું છું.

જૈન ઓફીસ-મુંબાઇ.
તા૦ ૩ જી સપ્ટેમ્બર ૧૯૦૭. **ભગુભાઇ ફતેહચંદ કારભારી.**

---

# जैन पताका.

આ માસિક પ્હેલાજ વર્ષમાં જાણીતું થયું છે અને તેના હજાર ઉપરાંત ગ્રાહકો થયા છે. બીજું વર્ષ કાર્ત્તીક માસથી સરૂ થાય છે. તેનું કદ વધારવામાં આવ્યું છે અને તેમાં આવતા વિષયો કેવળ સંસાર સુધારા અને ઉદ્યોગ સંબંધી તેમજ કેળવણી વગેરે સંબંધી આવેછે; કોઈ પણ જૈન માસિક સાથે સરખાવવા ભલામણ કરવામાં આવે છે આ માસિકનો એકવખ્ત નમુનાનો અંક મંગાવી ખાત્રી કરો અને બાર માસે **એક રૂપિયો** માત્ર ખર્ચતાં તમને એક ઉત્તમ ભેટ મળવા ઉપરાંત કેટલા લાભ થાય છે તે એકવાર આ માસિકના ગ્રાહક થઇ ખાત્રી કરો.

ઠેકાણું—વ્યવસ્થાપક **જૈન પતાકા,**
જૈન પત્રની ઓફીસ, કોટ—મુંબાઇ.

# हरि विक्रम चरित्रः



## પ્રથમ સર્ગ.

જે પરમેષ્ઠી **શ્રી તીર્થની** પાંચ શાખા પ્રસિદ્ધ છે તે પાંચ શાખાને પ્રકાશિત કરનાર, **શ્રી તીર્થને** હું વંદના કરૂં છું. રત્નદીપના પ્રકાશ જેવું, જેનું જ્ઞાનમય તેજ અલોકની સ્પર્ધા કરે છે એવા જે **અર્હંત** તે સર્વોત્કર્ષ કરીને રહે છે. જે સર્વદા મનુષ્યના મસ્તકપર ચૂડામણી પેઠે શોભે છે તેવા દુષ્કર્મ મુક્ત **સિદ્ધને** હું વંદન કરૂં છું.

મોક્ષ પ્રાપ્ત કર્યા છતાં, આજ્ઞા ધારણ કરી જે **આચાર્યો** પાંચ પ્રકારના આચાર ધારણ કરે છે તેમને મારા નમસ્કાર છે.

સર્વ સુત્રનિપુણ ઉપાધ્યાય પાસેથી સાધુજન અર્થ જલ લેઇ ગર્જના કરે છે તે સદા સર્વોત્કર્ષ કરી રહે છે. મૂલોત્તર ગુણથી શુદ્ધ પ્રકારનું આચરણ કરનાર સર્વ ભુવનના **સાધુને** હું ત્રણ વખત નમસ્કાર કરૂંછું.

**નમિનાથ જીનેંદ્ર** તીર્થમાં મોક્ષ પામેલા રાજર્ષિ **હરિવિક્રમનું** અદ્‌ભુત ચરિત્ર હું કહું છું. સત્ય, અસત્ય શું છે? એ સ્પષ્ટ સમજાય માટે, દાનશીલ તપશ્ચર્યાદિ ઉપદેશ યુક્ત, ચિત્ર વિચિત્ર એવું જે આ ચરિત્ર તે, સાધુ લોક શ્રવણ કરેછે.

સર્વમાં ઉત્તમ ફળ આપનારૂં ચરિત્ર બે પ્રકારનું છે એક યતીનું અને બીજું ગ્રહસ્થનું. તે પૈકી યતિ જનોના ચરિત્રનું અનુકરણ કરવું હોય તો, વિવેકી જનોએ **હરિવિક્રમના** જેવું આચરણ કરવું અને ગ્રહસ્થ ચરિત્રનું અનુકરણ કરવું હોય તો **વીરસેનના** જેવું આચરણ કરવું.

**ભરતખંડમાં કુબેર** નિર્મિત **અયોધ્યા** નામનું શહેર પ્રસિદ્ધ છે. તે શહેરની આજુબાજુ પાણીથી ભરેલી એક મોટી ખાઇ છે. તે શહેરનું પ્રતિબિંબ ક્ષીરાબ્ધીમાં **દેવનગર** પ્રમાણે શોભાયમાન્ દિસે છે. જ્યાં રત્ન એટલાં બધાં છે કે તેના પ્રકાશથી સુર્યોદય ક્યારે થયો કે શું તે સમજી શકાતું નથી. કમળનો વિકાસ અને સંકોચથી નાગરિકજનો સુર્ય ચંદ્રનો ઉદય અસ્ત સમજી શકે છે. જ્યાંના મણિમય અને રત્નમય ગ્રહોમાંના કિરણો જ્યોતિશ્ચ ચક્રને પણ કિંચિત્ દુર નાખે છે!!!

એવા મણિમય અને રત્નમય સુશોભિત, સુંદર શહેરમાં, સમુદ્રની બીજી બાજુએ પણ જેનો પરાક્રમ પ્રસિદ્ધ થયો છે અને પરાક્રમ એજ પોતાનું ધન છે–સર્વસ્વ છે, એવું માનનાર **અજિતવિક્રમ** નામનો રાજા રાજ્ય કરતો હતો. રણાંગણમાં તેના હાથમાંની સુંદર તલવાર ઘણી શોભા આપતી હતી અને તે તલવાર યુદ્ધમાંથી ખેંચી કાઢેલી વિજયશ્રીના દંડ જેવી ભાસતી હતી. શત્રુને ભયપ્રદ અને પ્રજા તરફ કમનીય (દયા) એવો સર્વ ગુણ સંપન્ન **અજિતવિક્રમ** રાજા રાજ્ય કરતો હતો ત્યારે લોક પક્ષની નજરે તેનામાં કંઇ પણ દોષ દેખાતો નહોતો.

કુલીન, શીલવતી, દેવીના જેવી તેજસ્વિ એવી **કમલશ્રી** નામની અત્યંત પ્રિયતમ તેને એક ભાર્યા હતી. ચંદ્રની, પૂર્ણિમાપર જેવી પ્રીતિ હોય છે તેવી પ્રીતિ બીજી તીથીયોપર હોતી નથી તેજ પ્રમાણે રાજાની, બીજી રાણીઓ કરતા **કમલશ્રીપર** વધારે પ્રીતિ હતી. **કમલશ્રી** રાણી રાજાને સર્વકાળ ગુણ, રૂપ, યૌવન, રાજ્ય, સંપત્તિ વગેરે સુખ આપતી હતી.

**કમલશ્રી** રાણીએ સત્વગુણ સંપન્ન પુરૂષોમાં શ્રેષ્ઠ, અને અત્યંત મનોહર એવા **હરિવિક્રમ** નામના પુત્રને જન્મ આપ્યો. લોકોને સંતાપ આપનાર, બુધના તેજની હાની કરનાર, અને જે સ્થીર નથી એવો જે સૂર્ય તેપણ આ કુમારની સાથે બરોબરી કરવા શક્તિમાન નથી ! જે કેવળ શુકલ પક્ષમાંજ પ્રકાશે છે, જે વિયોગી સ્ત્રીઓને સંતાપ કરાવેછે અને જે કલંક યુક્ત છે એવો ચંદ્ર આ કુમારની બરોબરી કરવા લજ્જા પામતો હતો. જે જળમય છે, જેના રત્નો ખુંચવી લેવામાં આવ્યાં છે, દેવોએ જેનુ મથન કર્યું છે, અને પૃથ્વીએ જેને બહાર કાઢયોછે, એવો સમુદ્ર, તે પણ આ કુમારની બરોબરી કરી શકતો નહોતો. જેનામાં પરોપકારનું તેજ નથી, જે સદા સર્વદા અદ્રસ્ય છે, જેની આકૃતિ કઠણ છે એવો મેરૂ પર્વત કરતાં પણ કુમાર વધારે ગુણવાળો હતો. કુમાર સમુદ્ર કરતાં વધારે ગંભીર હતો, મેરૂ પર્વત કરતાં વધારે મોટો ગુણવાન સુર્ય કરતાં વધારે તેજસ્વી હતો. અને ચંદ્ર કરતાં વધારે શાંત હતો. પિતૃપાદ કમલની સેવા કરવા તે ઘણો આતુર રહેતો. સજ્જનનો સત્કાર કરવા સર્વદા ઘણો દક્ષ રહેતો હતો અને રાજહંસ પ્રમાણે વિવેકી હતો.

રાજા પણ સજ્જનનો ઊદય જોઇ સંતોષ પામતો હતો. પારકાનું—દુઃખ જોઇ દુઃખી થતો હતો. તે સત્ય, સાહસ, અને કલાનિપુણ હોઈ, યુદ્ધમાં ઘણો કુશળ હતો. તે ઉદાર હોઈ કવિ હતો, શરીરે મદન જેવો સુંદર હતો, અને સર્વ પ્રત્યે ઘણોજ નમ્ર હતો.

**હરિવિક્રમ** સર્વ કાર્યો કરવા સમર્થ થયો છે એવી રાજાની ખાત્રી થવાથી શુભ મુહુર્ત જોઇ **હરિવિક્રમને** રાજ્યાભિષેક કર્યો.

**વૈરિસિંહ** નામના એક સામંતે રાજાની અત્યંત પ્રીતિ મેળવી હતી તે રાજાને સલાહ મસલત આપતો હતો. રાજા તેને પોતાનો પરમ સ્નેહિ માનતો હતો. **વૈરિસિંહને રણવીર** નામનો પુત્ર હતો. તે યુવરાજનો પરમ મિત્ર હતો. રાજ્યના બીજા સામંત, મંત્રી અને શેઠ શાહુકારના પુત્રો પણ **હરિવિક્રમ** પાસે રોજ જતા આવતા હતા.

એક દિવસે સવારમાં સભા ભરી રાજા સિંહાસનપર બેઠો હતો, આકાશમાં સૂર્ય જેમ નક્ષત્રોથી વિટાઇ સુશોભીત દેખાય છે તેમ રાજા સભામાં સામંત, અમાત્ય, મંત્રી, મિત્ર, ઇત્યાદિવડે શોભાયમાન દેખાતો હતો. રાજા સભામાં નીતિ, કથા, કાવ્ય ઇત્યાદિથી સભાને રંજન કરતો હતો તે સમયે **હરિવિક્રમ** પોતાના સર્વ મિત્રો સાથે સભામાં ગયો. **હરિવીક્રમ** હાથીની અંબાડીમાંથી નીચે ઉતરી મિત્રનો હાથ ઝાલી રક્ષક યોદ્ધાની પાછળ આવ્યો. ચોબદારે યુવરાજને મુજરો કરી, નેકી પોકારી સભાનો માર્ગ બતાવ્યો; **હરિવિક્રમ** સભામાં ગયો અને ભક્તીથી પિતાના ચરણને પ્રણામ કરી, રાજા પાસે

ડાહ્યા પ્રધાન જેવો થઈ પોતાના મિત્રોસહ બેઠો. યુવરાજના મિત્રો પોતપોતાની યોગ્યતા પ્રમાણે સિંહાસનથી જરા દુર બેઠા. પિતા, પુત્ર રાજ્ય સંબંધી વાતો કરતા હતા તે સમયે તેમની કાન્તિ ઈંદ્ર અને ઊપેંદ્ર જેવી દેખાતી હતી. તેઓ રાજ્ય કથામાં લીન થયા હતા, તેટલામાં **મહોદધિ** નામનો એક વૃદ્ધ મુખ્ય મંત્રિ સભામાં આવ્યો. **મહોદધિ** મંત્રી ઘણો વૃદ્ધ હતો. તેના શરીરપરના વાળ ધોળા થયા હતા. **મહોદધિએ** રાજકુમારને વિષયોન્મુખ જોઈ, તથા તેને પોતાના સ્વરૂપનો ગર્વ થયો છે એવું જાણી, યુક્તિથી બોલવાની શરૂવાત કરી.

**મહોદધિ**—હે વત્સ, તું સુજ્ઞ છે તું મારા બોલવાનો અન્ય અર્થ કરીશ નહીં. જે સૌંદર્યના અભિમાનથી બીજાના ગુણોનું ગૌરવ કરતો નથી તેની પાસેથી અવિવેકના ભયથી સર્વ ગુણ જતા રહે છે. હે રાજપુત્રી, મહા પુન્ય અને સર્વ ગુણ સંપન્ન પુરૂષ જ્યારે તરૂણ અવસ્થામાં આવે છે ત્યારે તે સર્વ ગુણ સંપન્ન ચંદ્ર પ્રમાણે રોગને પ્રાપ્ત કરી લે છે! મેઘની એકત્ર મળેલી વાદળીયો જેમ પવનના સપાટાથી એક ક્ષણમાં વેરાઈ જાય છે તે પ્રમાણે ચંચળ લક્ષ્મી ક્ષણમાં એકઠી થાય છે અને ક્ષણમાં ત્યાગ કરીને ચાલી જાયછે. લક્ષ્મી નિર્મળ મનુષ્યને રજોગુણથી પ્રલિપ્ત કરે છે! માટે હે વત્સ તું એવું આચરણ રાખ કે, લક્ષ્મીના પાશમાં સપડાઇ જાય નહીં. કારણ મનુષ્યને લક્ષ્મી પ્રાપ્ત થાય કે, મદ્ય પીવાના જેવો તેને લક્ષ્મીનો નીશો ચઢે છે. હે રાજપુત્ર, વિકારો તારા ચિત્તનું હરણ કરે નહીં એવું તું આચરણ રાખ. તેજ પ્રમાણે સર્વ વિષય તને કબજામાં લે નહીં એવું તું તારૂં વર્તન રાખ. હે રાજપુત્ર, તું ઘણો સાવધ રહે જે ઇંદ્રિયરૂપી ચોરને વિવેકરૂપી દ્રવ્યનું હરણ કરવા દઈશ નહીં.

**કુમાર**—તાત, આપે જે હિતસ્વી અને ગંભીર શીખામણ આપી તે આપના ગુરૂપણાને યોગ્ય છે. તે સર્વ સત્ય છે. આપે મને સુકાશિત દીપ બતાવ્યો છે

આ પ્રમાણે **કુમાર** અને **મહોદધિનું** બોલવું પુરૂં થતાં સભા વિસર્જન થઇ. રાજા **હરિવિક્રમ** સહિત સભામાંથી નીકળી રાજ્યમેહેલમાં ગયો. યુવરાજ પોતાના મંદિરમાં ગયો અને સ્નાન, અશન ઈત્યાદિ કરી આખો દિવસ જૂદા જૂદા પ્રકારના આનંદમાં કાઢયો. સાયંકાળે, સંધ્યા કૃત્ય કરી રાજાની પાદ સેવા કરવા ગયો. થોડી વાર સાહસ વાર્તામાં કાળ ક્રમણ કરી, રાજાની આજ્ઞા થવાથી કુમાર પોતાના ઉંઘવાના ઓરડામાં ગયો. પોતાના મિત્રોને પાસેના બંગલામાં છોડીને પોતે સાતમાળની હવેલીની અગાશીપર ગયો રમ્યવાસ ગૃહમાં સુંદર ગાદીપર જઇને પડયો પણ ચિંતાથી તેને ઉંઘ આવી નહીં. મધ્ય રાત્રીએ શહેરમાં સર્વ મનુષ્યો નિદ્રા વશ થયા અને સકલ વિશ્વ જાણે સુંનું થયું હોય તેમ સર્વત્ર દેખાવા લાગ્યું. જંગલમાં આમતેમ ફરનાર ઘુવડ પક્ષી, પોતાના સ્થાનમાંથી નીકળી, સુઇ ગએલા પહેરેગીરો—ચોકીદારોને જાગૃત કરતા હતા. રાક્ષસો, પિશાચ્ય, ભૂત, વેતાળ, શાકિની, લોકોને ભય પ્રાપ્ત કરાવતા હતા જગતમાં સર્વત્ર અંધકાર પ્રસર્યો હતો.

એવા શાંત સમયે રાજપુત્રે એકાએક, એક મિષ્ટ, દિવ્ય ગાયન સાંભળ્યું. ગંધર્વોની કળા કૌશલ્યને શરમાવે એવું ગીત સાંભળી, તે અપૂર્વ સંગીત શ્રવણ કરવા, રાજપુત્ર અતિ આતુર થયો. રાજપુત્ર મનમાં બોલ્યો, "આહા, આ ગીત કેટલું મધુર છે? એનાથી શ્રવણેંદ્રિયને કેટલો આલ્હાદ થાય છે, આ ગીત ઘણું કરીને ભુવન તળપરનું ન હોવું જોઇએ. અહીં જૂદા જૂદા ગંધર્વોના, વીણા ઈત્યાદિ વાદ્યોના નાદ સહ ગીત સંભળાય છે તે સર્વ સ્વર એકજછે એમ ભાસેછે ભુવન તળપર પ્રસિદ્ધ ગંધર્વો છે તેમના મુખથી આવું ગીત મેં સાંભળ્યું હતું બાકી બીજે કોઈ સ્થળે આવું ગીત મેં સાંભળ્યું નથી ગમે તેમ પણ આ માણસ જાતનું સંગીત નથી આતો સ્પષ્ટ છે. આ કોકિલા જેવો પંચમ સ્વર ક્યાંથી આવે છે? આજે અપૂર્વ સંગીત હું સાંભળું છું તે મારે પ્રત્યક્ષ તે સ્થળે જઇ સાંભળવું જોઈએ અને જેવું જોઇએ એટલે કર્ણ અને નેત્ર કૃતકૃતાર્થ થયાં એમ હું સમજીશ 'હે રાજપુત્ર, ઇંદ્રિય રૂપી ચોર તારા વિવેક રૂપીદ્રવ્યને ચોરી લેઇ જાય નહીં એવા પ્રકારનું તું આચરણ રાખ" એવો ગુરૂએ મને હમણાજ ઉપદેશ કર્યો છે તે આ સંગીત સાંભલવાની ઇચ્છાથી ભુલી જવાય છે. કલ્યાણ થાવ અગર નુકશાન થાવ, પણ હરેક પ્રયત્ને આ સંગીતનો અથથી ઈતિ સુધી શોધ તો કરીશજ."

આ પ્રમાણે વિચાર કરી તે ઉઠયો. શરીરપર વસ્ત્ર ધારણ કરી ગળામાં અલંકાર પહેર્યાં. કમરમાં જમૈયો ખોશી હાથમાં તલવાર ઝાલી અને પહેરેગીરોની નજર ચુકાવી, કોઈ જાણે નહીં તેમ ગાયનનો સુસ્વર જે સ્થળેથી આવતો હતો તે દિશા તરફ ચાલતો થયો.

રાજ માર્ગપર રાજા નગરચર્ચા જોવા આમ તેમ ફરતો હતો અંધારી રાત્રિએ હરિવિક્રમના ગળામાંના રત્નના પ્રકાશથી રાજાએ પોતાના પુત્રને ઓળખ્યો. અને વિચાર કરવા લાગ્યો કે "આ શહેરમાંથી બહાર ક્યાં જતો હશે? આગળ જઇ શું સાહસ કરવા તેણે ધાર્યું છે? તે શું કરશે તે, તેની પાછળ પાછળ છુપાઈ જઈને મારે જેવું જોઇએ."

આ પ્રમાણે વિચાર કરી રાજા અંધકારરૂપી વસ્ત્રનો બુરખો ધારણ કરી કુમારની પાછળ પાછળ ગયો. બન્ને પિતા, પુત્ર એક પાછળ એક ચાલતા હતા, ચાલતાં ચાલતાં શહેરની આજુબાજુનો નાનો કોટ આવ્યો- તે જોઇ કુમાર જરા ઉભો રહ્યો પણ તરતજ તે વિજળીના સપાટાની માફક નાનો કોટ કુદી ગયો. તેજ પ્રમાણે રાજા પણ શહેરની બહાર ગયો. અને પુત્રની નજરે ન પડતાં તેની પાછળ ધીમે ધીમે ચાલતો હતો પોતાનો પુત્ર હવે શું કરવાનો છે તે જોવા રાજા શહેરબહારના એક બાગમાં પેઠો. ઉપવનમાં હીરા, માણેક આદી રત્ન જડિત એક શક્રાવતાર નામનો મહેલ હતો તે તેણે જોયો, મહેલ ઘણો મોટો ને ભવ્ય હતો. જે પ્રમાણે મનુષ્ય પ્રાણી પુન્યથી પાપનો નાશ કરે છે તેજ પ્રમાણે મહેલમાંના રત્નો રાત્રિના અંધારાનો નાશ કરતાં હતાં મહેલની આજુ બાજુ લીલાં ઝાડો અને સુગંધી વેલા વેલીયો હતી. વૃક્ષોની નિચે રત્ન જડિત ભુમીમાં પુષ્પોના પ્રતિબિંબ પડેલાં હતાં તે જોઇને ભ્રમરો ફુલ જાણી

ફસાતા હતા લક્ષ્મીનું નિવાસ સ્થાન, ધર્મ રાજાનો કિલ્લો, સુબુદ્ધિ બીજનું ક્ષેત્ર, ધન સંપત્તીનું સ્થળ એવો તે મહેલ જોઈ કુમારને વધારે જીજ્ઞાસા ઉત્પન્ન થઇ અંગપર રોમાંચ ઉભા થયાં અને પરમ વિસ્મિત થઈ મનમાં વિચાર કરવા લાગ્યો કે "હું સંગીતની શોધ કરવાની ઇચ્છાથી તદન તલ્લીન થઇ ગયો છું પણ અહીં જોઉં છું તો એક પછી એક ચમત્કારિક કૌતુક મારી નજરે પડે છે. પ્રથમ કનક અને રત્ન જડિત સર્વ પાપ નાશ કરનાર જીનેંદ્રભુવન કુમારની નજરે પડ્યું. આ દેવળમાં દેવ અને દેવીજન પણ ઘણા આનંદથી **દેવાધિદેવ**ની પૂજા કરતાં હતાં. એવું કુમારે પ્રથમ કોઈ ઠેકાણે જોયું નહોતું. આ પ્રકાર જોઇ કુમાર મનમાં બોલ્યો કે "અરે દેવ તો પોતાના પ્રભાવથી સર્વ ઈચ્છા પરિપૂર્ણ કરે છે એમ છતાં, આ દેવ **જીનેશ્વર**ની સેવા કેમ કરેછે? આનું કારણ એમ કલ્પિ શકાય છે કે દેવોને પણ દુર્લભ એવું કંઇ ફળ **જીનેશ્વર** પાસે તે માગતા હોવા જોઈએ. હશે, હાલતો સૂર અને વિદ્યાધરથી પૂજીત, સર્વ પાપનું ક્ષય કરનાર **જીનેશ્વર**ને પ્રથમ નમસ્કાર કરૂં

કુમાર નિશ્ચય કરી, ઘણા જોરથી પગ નાખી, પૃથ્વિને કંપાવી, દેવવૃંદને પણ શંકા ઉત્પન્ન કરાવી, પોતે નિશંક થઇ મંડપમાં ગયો. નવિન વિકાસ પામેલા કમળપર જેમ ભ્રમરની દૃષ્ટિ પડે છે તેમ આમદન જેવા સુંદર કુમારપર સુરનારીની દૃષ્ટિ પડી. એક સ્રી રાજકુમારને જોઇ તેને કેવળ મદન સ્વરૂપ ધારી, પોતાના મનોહર કેશ પાશને પુષ્પોથી ગુંથવા લાગી. બીજી એક તરૂણ અને પુષ્ટ સ્રી, જેના સ્તન ઊન્નત હતા તે કુમારને જોઇ આલિંગન કરવાની ઇચ્છાથી બગાસાં ખાવા લાગી અને શરીર મરડી આળસ કાઢવા લાગી કોઇ પોતાની જંગા તરફ જોવા લાગી, કોઈ પોતાના પગના અલંકાર તરફ જોવા લાગી, કોઇ નૃત્ય કરતાં કરતાં પોતાનો હાથ બતાવવા લાગી કોઇ પોતાનો હસ્ત કમરપર મૂકી ઉભી રહી, કોઇ તરૂણ રાજપુત્રને કટાક્ષ બાણથી ઘાયલ કરતી હતી.

આ પ્રમાણે રાજપુત્ર સર્વ સુર દેવીને શ્રંગાર રસાવેશથી એકાગ્ર માન સંયુક્ત કરી, **જીનેશ્વરના** મંદિરના દ્વાર આગળ ગયો. પછી તે રંગ મંડપમાં ગયો. ત્યાં તેણે મોહરૂપી અધરનો સૂર્ય અને કર્મ રૂપી તૃણનો વન્હિ એવા **જીનેશ્વર**ને જોયા. **જીનેશ્વર**ના દર્શનથી તેને ઘણો આનંદ થયો. શરીરપર રોમાંચ ઉભાં થયાં પ્રેમ આંસુ વહેવા લાગ્યા. **જીનેશ્વર** સન્મુખ ભકિતથી બે હસ્ત જોડી કુમારે પ્રભુની સ્તુતિ કરી કે "હે સંસાર સાગર તારક શિરોમણી, નિઃશેષ દોષ રહિતા, સર્વદા સર્વ સુરોથી, પૂજીત **જીનેશ્વર** હું તને નમસ્કાર કરૂં છું. હે જગન્નાથ, તારા દર્શનથી મારા અંગપર રોમાંચ ઊભા થાય છે અને આનંદાશ્રુ જલથી પુન્યવૃક્ષના અંકુર ફૂટે છે. દર્શનને યોગ્ય એવા જેણે **જીનેશ્વર** જોયા નથી તેને ઇશ્વરે વ્યર્થ નેત્ર આપ્યાં છે. જે તપસ્વી જનોએ તેને જોયો નહીં તેમનું તપ વ્યર્થ છે. મારા અત્યંત પુન્યથી આજ તારૂં દર્શન કરવા હું ભાગ્યશાળી થયો છું. આજ મારા જન્મનું સાર્થક થયું છે. અને આજ મેં વિવેક સંપાદન કર્યો એમ હું સમજાછું. પ્રશાંત, સુરૂપ, નિર્વિકાર, ઇચ્છીતફલ આપનાર હે **દેવાધિદેવ**, હું તને નમસ્કાર કરૂં છું."

આ પ્રમાણે વૃષભસ્વામિ જે જીનેશ્વર તેમની સ્તુતિ કરી, તેમનું વંદન કરી,તેમના દર્શનથી પોતાને કૃતાર્થ માની રાજપુત્ર જીનેશ્વર ભુવનના પાછલા ભાગમાં ગયો. પછી તે સાહસીક રાજપુત્રે જાણ્યું કે આ સુરસંઘ છે તેણે તેમની સાથે ભાષણ કરી તેમની પ્રશંસા કરી કે "હે દેવ, તમે રોજ જીનેશ્વર પદનું અર્ચન કરો છો અને શાશ્વત પુન્ય સંપાદન કરો છો તેથી તમો કૃતકૃતાર્થ થયા છો. જેના યોગે જીનેદ્રની પૂજા કરાય છે તેજ ખરી કળા, તેજ ગુણ, તેજ સમૃદ્ધિ, અને તેજ વિજ્ઞાન છે."

કુમાર ઘણા આનંદથી પ્રશંસા કરતો હતો તે વખતે તે અધિકાઅધિક શોભતો હતો અને મદન પ્રમાણે સ્રીયોના અંતઃકરણમાં તેનું પ્રતિબિંબ પડતું હતું દેવે ઘણી નમ્રતા અને ઊતાવળથી કહ્યું "હે રાજપુત્ર, હરિવિક્રમ તું અમારો મહેમાન છે."

દેવોનું આ પ્રમાણે બોલવું સાંભળી, સિંહનું બચ્ચું જેમ હાથીના ગંડસ્થળપર આરોહણ કરે છે તેમ રાજપુત્રે ઉંચ, મણિમય રત્ન જડિત સિંહાસનપર આરોહણ કર્યું ઉત્સાહી હરિવિક્રમ જ્યારે દેવોથી પરિવેષ્ટિત થઈ સભામાં બેઠો ત્યારે તે સ્વર્ગમાંના ઈંદ્ર જેવો શોભાયમાન જણાયો.

બીજી તરફથી રાજા અજીતવિક્રમ પુંત્રનું સર્વ માનપાન વગેરે જોતો હતો. દેવોનો સત્કાર જોઈ તેનું અંતઃકરણ અસામાન્ય આનંદથી ભરાઈ ગયું રાજા આનંદથી બોલ્યો "અહો, આ કુમારનું કેટલું સાહસ! તેની કેટલી હિંમત! કેવું ધૈર્ય! તેના બોલવામાં કેટલી મધુરતા" તેનું રૂપ કેવું છે? તેની પાસે કેટલી કળા છે? તેનું ગુણાનુરાગિત્વ, તેની ચિત્તપ્રસન્નતા, તેની ધર્મપર શ્રદ્ધા એ ખરેખર અપ્રતિમજ છે! આ મારો પુત્ર સ્વરૂપથી, રમ્યવેષથી, અને પ્રતાપથી દેવોને જીતશે તો પછી મનુષ્યનો શો હિસાબ છે? મારા પુત્રના અંગના લક્ષણ જોવા માટે હું આ આસનની નીચે હાલ્યા ચાલ્યા વગર સંતાઈ બેશીશ." .

રાજા એકાગ્ર મનથી, હાથમાં તલવાર લેઇ, પોતાના પ્રિય પુત્ર તરફ છુપી નજરે જોતો જોતો તેની પાછળ ગયો.

જીનેંદ્રની આગળ દેવોએ ગાયનની શરૂઆત કરી. અપૂર્વ ગીત, નૃત્ય અને વાદ્યથી સર્વ દેવ અને કુમાર તે સૂત્ર નાટકમાં તદન તલ્લીન થયા. ગાયન સમાપ્ત થયા પછી, ગંધર્વોના ઊત્કૃષ્ટ ગાયનથી સંતુષ્ટ થઇ ઊદાર વૃત્તિના કુમારે ગંધર્વોને પોતાનો હાર બક્ષિસ આપ્યો. કુમારે આપેલો વિશ્વ ભૂષણ હાર જોઇ સર્વ દેવ વિસ્મિત થયા, અને કુમારની સ્તુતિ કરી કે "હે દેવો, આ કુમારનું વર્તન જોઇ કોને આનંદ નહીં થાય વારૂ? આનું રૂપ દેવ જેવું છે. આનું ઐશ્વર્ય એવું છે કે, તેના યોગે દેવોનો પણ પરાભવ થાય. આનો વેષ ચતુર અને સુંદર છે ગુણીજનપર આ બહુ પ્રેમ રાખે છે! તેની ગુણજ્ઞતા અપૂર્વ છે તેની ઉદારતા અસાધારણ છે. તા-

ત્પર્ય કે કુમારના અંગમાં સર્વ અમાનુષ (દૈવી) ગુણ છે તેજ શ્રી પરિપૂર્ણ **જે પદાર્થ છે તેની વ્યાપ્તિ મોટી હોવી જોઇએ એમ નથી. સાધારણ તદન ક્ષુદ્ર તૃણમાં સળગેલો અગ્નિ હોય, તોપણ દ્રુમ સમુદાય ને બાળીને ભસ્મ કરે છે** હાલ, મનુષ્યમાં ઉત્પન્ન થયેલા આ કુમાર આગળ આ તેજસ્વી દેવ બેઠા છે તોપણ તે સર્વ તૃણવત દેખાય છે. અપાર તેજ સહિત કુમાર અહીં આવ્યો તેથી કરીને આ સભાને **ઇંદ્ર દેવના** આગમન જેવી શોભા પ્રાપ્ત થઇ છે, **દેવ**--**હે હરિવિક્રમ** તારા આ શુભ લક્ષણથી, અને તારા આ અસાધારણ રમ્ય સૌંદર્યથી તું સામાન્ય મનુષ્ય નથી એમ હું સમજુ છું,

**કુમાર**—આપના દર્શનથી હું પોતે કૃત કૃત્ય થયો સમજું છું અને મારા નિર્નિમેષ નેત્રનું સાર્થક થયું એમ માનું છું.

**દેવ**—તારા આવવાથી મારી યાત્રા સફળ થઇ, સભાને ધન્યવાદ પ્રાપ્ત થયો, અને પૃથ્વિ ફળરુપ થઈ એમ હું નિશ્ચયપૂર્વક સમજુંછું. તારૂં કાર્ય બગડતું ન હોય, અને તારા મનને અહીં દુઃખ ભાસતું ન હોય તો હે રાજપુત્ર, હેમિત્ર, ચાલ આપણે જીનેશ્વર પાસે જઈએ.

**કુમાર—**જેવી આપની આજ્ઞા. કુમારે હા કહી એટલે બન્ને ત્યાંથી નીકળી **શ્રીયુગથી** તે **અમર** અને **માનવ ઇશપુરમાં** ગયા **ઇશપુરમાં** ગયા પછી દેવ બોલ્યો "હે ગુણવિર, મારા બોલવાને ઉલ્લંઘન ન કરતાં તેનોતું સ્વિકાર કર. **મનુષ્ય માત્રનો જે સ્નેહ સંબંધ થાય છે તે એક તો પૂર્વ જન્મથીજ ચાલતો આવેલો હોય છે, કિંવા શુભ કર્મની પરિપકવતાને લીધે થાય છે.** આ સિવાય પ્રાણી માત્રના સંબંધને ત્રીજા કોઈપણ કારણની જરૂર નથી. અમે તારા ગુણોથી આકર્ષાઇ તારા સેવક જેવા થયા છીએ હવે અમને કંઈપણ આજ્ઞા ફરમાવો."

**કુમાર**—હે દેવો, આપ આવું અનુચિત ભાષણ કેમ બોલો છો? આપ દેવ છો તેથી પુજ્ય છો અને હું માણસ છું માટે સેવક છું. તાત્પર્ય તમારા પ્રસાદથી અમો સર્વ કંઇ પ્રાપ્ત કરી શકીએ છીએ.

**દેવ**—લોકો કહે છે કે દેવદર્શન ફલરુપ છે એ વાકય ખોટું ન થાય માટે અમો તને આગ્રહ કરીએ છીએ; અમો વિચાર કરીને જે કહીએ છીએ તે સર્વ શ્રવણ કર. આટલું કહ્યા છતાં જો તું ન માને તો તને દેવ ચરણના સોગન છે. **રૂષભદેવના** પ્રભાવથી પથર વજ્ર જેવો થા.

એવું બોલી ત્રણ વખત પાણી છાંટી, અમિત તેજથી તેના દેહનો સ્પર્શ કરી દેવે બોલવું શરૂ કર્યું કે "જલ, અગ્નિ અને રિપુ સંબંધી સંકટ પ્રાપ્ત થાય તો વિદ્યાધર અમરઆદીથી આ જન્મમાં તને ભય પ્રાપ્ત થશે નહીં."

**કુમાર** (હાથ જોડીને) તમારા પ્રસાદનો પ્રભાવ આ જંગમાં કોઇ દિવસ મિથ્યા થતો નથી ને થયો નથી.

**કુમારની** આજ્ઞા લેઇ દેવ અદ્રશ્ય થયા. જેમ સૂર્યનાં કિરણો સૂર્ય સાથે અસ્ત પામે છે તેમ ગંધર્વાદિક સર્વ દેવ સાથે અદ્રશ્ય થયા.

ગંધર્વ નગરી જેવું તે સર્વ ક્ષણિક જોઈને કુમાર એકલોજ ઊભો રહ્યા અને મનમાં બોલ્યો કે દેવ જે પ્રમાણે સર્વ ગુણ સંપન્ન હોય છે તે પ્રમાણે તેમની સૌજન્યતા પણ અસામાન્યજ હોય છે, સાધુજન જે હોય છે તે સ્વભાવતજ પરોપકાર કરનારા હોય છે. પરોપકારનો બદલો મળે એવી ઇચ્છાથી તે પરોપકાર કરતા નથી, વરસાદ ખેતીને જીવન આપે છે. મેઘ કૃષિ સિંચન કરે છે પરંતુ કોઇ પ્રાણી પાસે તે બદલો માંગતો નથી. સજ્જનોને, ખુશામત, કરેલા ઉપકારનો બદલો; યાચના કરાવવી, વાર લગાડવી, વગેરેની ઈચ્છા હોતી નથી.

દેવોના ગુણોનું ચિંતન કરી આદિજીનને નમસ્કાર કરી કુમાર બહાર નીકળી પડયો. રાજા પણ કુમારની પાછળ ગયો અને વિચાર કરવા લાગ્યો કે જીનેંદ્ર પાસે દેવો સાથે કુમારે શી મસલત કરી હશે? હશે તે જાણીને મારે શું કામ છે? ટુંકામાં એટલુંજ કે, જેની દેવપણ સ્તુતિ કરે છે એવા મારા કુમાર જેવું બીજું કોઇ નથી. તોપણ મારો પુત્ર નામ પ્રમાણે ખરેખર પરાક્રમી છે કે નહીં તેની હજી મારી ખરોખર ખાત્રી થઇ નથી. માટે હું પોતેજ કંઈ બહાને તેને ચીડવું અને જોઉ કે તે કેટલો ક્રોધી છે અને તેનું ધૈર્ય કેટલું છે?"

એપ્રમાણે નિશ્ચય કરી, રાજાએ મોટા સાદે હરિવિક્રમને કહ્યું કે "અરે તું કોણ છે? આ અંધારી રાત્રે એકલો ચોરની માફક તું અહીં કોના જોરપર ફરે છે?"

આ સાંભળી કુમારના અંગપર રોમાંચ ઉભાં થયાં. તેમનમાં વિચારવા લાગ્યો કે "ગમે ત્યાં ગમે તે વખતે ફરવું એ જોકે નિષિદ્ધ છે તો પણ આ મારૂં ફરવું ગુણપ્રદ થયું છે. અહીં વીર પુરૂષ દેખાય છે. તેમના ભાષણો સંભળાય છે નાના પ્રકારના આશ્ચર્ય અત્રે દ્રશ્યમાન્ થાય છે વીર પુરૂષે ઈચ્છાનુસાર વદેલા ભાષણો આત્માને સંતુષ્ટ કરે છે. શરીરમાં સ્ફૂર્તિ આણે છે. તેથી કરીનેજ આ અવાજ જો કે દોષ યુક્ત છે તોપણ મને નિર્દોષ ભાસે છે."

કુમારે વિચાર કરી મોટા ઉદાર મનથી રાજા સાથે હાસ્ય યુક્ત મધુર ભાષણ કર્યું.

કુમાર—"તું કોણ છે" એમ મને પુછે છે, પણ આ તારૂં કર્તવ્ય અયોગ્ય છે. કારણ સર્વ જણ પૂર્વે સગાવ્હાલા હતા એ નિઃસંશય છે. હે વીર, હું તારા સન્મુખ પ્રત્યક્ષ ઉભો છું. હું વાઘ કે રાક્ષસ નથી. આવી રીતે હું પ્રત્યક્ષ તારા સન્મુખ ઉભો છતાં તું પ્રશ્ન પુછે છે કે "તું કોણ છે" ત્યારે અર્થાત આ તારો પ્રશ્ન વૃથા છે! એ દેખીતુંજ છે "કોના બળપર તું અહીં ફરે છે" એવું જે તેં પુછયું તેનો જવાબ એટલોજ કે ઉદાર રાજાને રાત્રિબળ એ એક પ્રથમ બળ અને સાહસ એ બીજુ બળ છે.

છાતીમાં વાગે એવાં કુમારનાં વાકયો, સાંભળી રાજાએ વિચાર કર્યો કે "કુમારનું ભાષણ વક્ર અને મૃદુ છે માટે તેને ચિડાવવાના હેતુથી અપમાનપૂર્વક રાજા બોલ્યો "અરે, તું આ રાજાનો પ્રધાન હોઈશ એવું અનુમાન થાય છે."

કુમાર—અરે, રાજબળનું ભાષણ મારા સન્મુખ તું બોલે છે તો નિર્લજ્જ, તને તારા પંચભુતોની પણ શરમ કેમ નથી આવતી?

કુમાર—(પ્રધાન તરીકે દુર્બળત્વ હોઇ સ્વતંત્રના અંગે રાજબળ છે એવા હેતુથી) હું પ્રધાન, નથી પણ કોણ છું તે સાંભળ.

આ ભૂમંડળપર રાજા જેટલી પ્રજાનું રક્ષણ કરે છે તે સર્વનાં નામ અને સ્થળ દરરોજ તે ઓળખે છે કે શું? જેની જેટલી શક્તિ હોય છે તેટલી તે બતાવે છે, હે મહાશય, તારી શક્તિ બીજે કોઇ ઠેકાણે ન દેખાતા માત્ર તારા સદોષ ભાષણમાંજ જણાય છે.

"રાજાની ખાત્રી થઇ કે" અહો કુમાર મોટો શક્તિમાન્ હોઇ તેનામાં કેટલી ક્ષમા છે? ગમે તેટલી તેની નિર્ભત્સના કરૂં તો પણ લેશમાત્ર ક્રોધને વશ થતો નથી! પરમશાંત કુમારને ચિડવવાના હેતુથી રાજાએ અપમાનકારક અને નિષ્ઠુર શબ્દોથી આગળ કહ્યું કે હે કુપુરૂષ, તું મારી સાથે શું બોલે છે? મેં તને પકડયો છે. તારો જે શક્તિમાન્ રાજા હોય, તે તારૂં રક્ષણ કરશે.

કુમાર—ઠીક, બરાબર પકડજે.

રાજા—તારા તર્કની હવે સીમા રહી નથી બીજું તને કહેવાનું તે એટલુંજ કે, તારો રાજા તારા નગરમાં મોટો બલવાન્ છે. હું તો બીચારો બાહારનો રાજા છું હું ગમે ત્યાં જઇશ અને ગમે તે કરીશ.

કુમાર (મારા પિતાનું અપમાન કરી, પોતાના મુખેજ પોતાના પરાક્રમના ગીતગાનાર આ કોઇ દુરાચારી પુરૂષ છે. પોતાનું હિત થાય તેવાં વચનો વદનાર ગમે તે હોયતો ભલે, પણ મહારાજનું અપમાન કરનારનો દોષ મારાથી શી રીતે સહન થાય એ હેતુથી)—હે વીર, તું સત્ય વદે છે. તું ખરેખર રાજા છે. કારણ રાજા ન હોઊ તો શા માટે ખોટું બોલે? ત્યારે હવે તું જે બોલે છે તે સત્ય હોય તો તારૂં રાજત્વ પ્રગટ કર અને હે વીર, સમરાંગણમાં હું તૈયાર છું. ચાલ લે હાથમાં તલવાર, અને યુદ્ધ કરવા આગલ આવ.

રાજા—તલવારથી યુદ્ધ ન કરતાં આપણે મલ્લ યુદ્ધ કરીશું.

કુમાર—તારી જેવી ઇચ્છા હશે તે પ્રમાણે હું યુદ્ધ કરવા તૈયાર છું.

બન્નેએ તલવારો ફેંકી દીધી. વસ્ત્ર ઊતારી, લંગોટ મારી મલ્લ પ્રમાણે સામ સામા આવી ઊભા રહયા. કુમારે જોરથી પોતાનો જમણો હાથ ડાબા દંડપર ઠોકયો. એક ઊંચે કુદકો મારી એકાએક ધરણી પર ઊભો રહયો. કુમારના કુદવાથી ભૂમિ થરથરી ઝાડપરથી પુષ્પો પડે છે તે પ્રમાણે પક્ષીઓ એકદમ નીચે પડયાં. કુમારે પૃથ્વિ પર પગ પછાડયા તેથી પર્વતનાં શિખરો તુટી પડયાં. ભુમિપર એટલો ભાર થયો કે, શેષ પણ ભુમિને ધારણ કરવા અશકત જણાયો., હજારો વૃક્ષો જમીનપર પડયાં. મોટા મોટા મહેલ અને મંદિરો તુટી પડયા. તાત્પર્ય કુમાર સાથેની મશ્કરી રાજાને પણ ભય આપ્ત કરનાર થઇ પડી.

કુમારના કુદવાથી ક્ષેત્રપાળના ખંડકપાળ નામના મંદિરનું શીખર તૂટી પડયું. મંદિરનું શીખર તુટવાથી ક્ષેત્રપાળને અતિશય ક્રોધ ચઢયો. સર્વ જગતને ભય ઊતપન્ન કરનાર, ક્ષેત્રપાળ કુમાર પર એકદમ ધસી આવ્યો.

ક્ષેત્રપાળ કુમાર પર ધશી આવ્યો ત્યારે પિતા પુત્ર કમરો બાંધી એક બીજા સાથે લડવા તૈયાર થઈ ઊભા હતા. ક્ષેત્રપાળના શરીરનો રંગ કાળો હતો. મોટું ઝાડ જેમ વેલાથી વિંટાયલું હોય છે તેમ તે વાળથી વિંટાયલો હતો. તેના નેત્ર સગડી જેવાં મોટાં હતાં. પગ લાંબા હતાં. હાથમાં તલવાર ઝાલી હતી, વસ્ત્રને બદલે ફક્ત વ્યાઘ્ર ચર્મ ધારણ કર્યું હતું, અને કમરે સર્પનો પટો બાંધ્યો હતો. અગ્નિની જ્વાળા જેવા દુર્વચનોથી ધમકી આપનાર ક્ષેત્રપાળ કુમારને જીતવા સપાટામાં તેની પાસે જઇ પહોંચ્યો.

રાજકુમાર (તેનું ભયંકર સ્વરૂપ જોઇ ધૈર્યથી)—હે વીર, આ કોણ પ્રાણી છે? આ કઇ યોનીનો જીવ છે? આ કયાં પક્ષી જાતીનો છે? કિંવા આ કોઈ કીટ (કીડો) જાતીનો છે? મનુષ્યો કહે છે કે કીડા રાત્રે બહાર આવે છે. ત્યારે ખરેખર આ કોઈ મોટા કીડાની જાતનો છે કે કોઈ અપૂર્વ દ્વિપમાંનો મનુષ્ય છે? આ સ્વરૂપ જાણવાની મને બહુ ઈચ્છા છે.

રાજા—તે પોતેજ તને તારા પ્રશ્નનો જવાબ આપશે. ઉતાવળો થઇશ નહીં.

ક્ષેત્રપાળ (અત્યંત ક્રોધથી)—હે મૂર્ખ, અરે દુષ્ટ, નરાધમ, પાપી, હું ક્ષેત્રપતિ ખંડકપાલ છું તેની તને ખબર નથી કે શું? આ અરણ્યના નગરમાં પ્રશીદ્ધિપણે રહું છું તું રાજા સાથે લઢાઈ કરીને તારૂં પ્રરાક્રમ બતાવે છે કે શું?

કુમાર—અરે, આવું અયોગ્ય વાકય કોઈ દિવસ બોલીશ નહીં. કાયા, વાચા, અને મન એ ત્રણેમાંથી એક અંગનો પણ પરાભવ થાય તો તે જ્ઞાની દેવ પણ કબુલ કરે છે. તેં જે વિશેષણો મને કહ્યાં છે તેવો તું જ હોવો જોઇએ.

ક્ષેત્રપાળ—અરે, મારા ભયથી તું અસત્ય બોલીશ નહીં. તેં પૃથ્વિપર પગ પછાડી પૃથ્વિ થરથર કંપાવી અને હમણાંજ મારો મજબૂત મહેલ પાડી નાંખ્યો તે ભુલી ગયો કે શું?

કુમાર—નમ્ર વચનોથી જ્યારે તું માનતો નથી, ત્યારે તારે શું કરવું છે 'તે કહે, એટલે તે કામ હું સત્વર કરીશ.

ક્ષેત્રપાળ—અરે, જેના યોગે તું મોટો ગર્વિષ્ઠ થયો છે તે તારો ગર્વ રણભુમીમાં હું નષ્ટ કરીશ.

કુમાર(ક્ષેત્રપાળ અને રાજાને બોલાવી)—અરે હું જો કે એકલો છું તોપણ તમારા બન્ને સાથે એકી વખતેજ યુદ્ધ કરીશ.

ક્ષેત્રપાળ-પ્રથમ તું મારી સાથે યુદ્ધ કર અને પછી તને ગમે તેમ કરજે.

કુમાર (રાજા તરફ જોઇ)-હે વીર, તું સભ્યતા ધારણ કરી રહે. આ ક્ષેત્રપાળ સાથે યુદ્ધ કરી તેનો પરાભવ કરીશ.

આ પ્રમાણે બોલી તેણે પોતાનો દંડ ઠોકયો. દંડ ઠોકવાના અવાજનો આકાશમાં પ્રતિધ્વનિ થયો. કુમાર અને ક્ષેત્રપાળ યુદ્ધ કરવા તૈયાર થયા, તે સમયે કુમાર શૂરવીર યોદ્ધાથી પણ વધારે સારો શોભતો હતો.

યુદ્ધ શરૂ થયું. કુમારે ક્ષેત્રપાળને ક્ષણમાં અગ્ર ભાગે, ક્ષણમાં પૃષ્ટ ભાગે ક્ષણમાં ઉપર અને ક્ષણમાં નીચે નાંખી, ફેરવી તેની સાથે યુદ્ધ ચલાવ્યું પછી કુમારના સખ્ત મારથી ક્ષેત્રપાળ લોહી ઓકવા લાગ્યો. અને થરથર કંપતો પૃથ્વીપર પડયો. ક્ષણવાર તેને વિશ્રાંતિ આપી પુનઃ તેનાપર ધસી જવા રાજપુત્ર તૈયાર થયો એટલામાં એકાએક, મોટું ભયંકર વૈતાળનું સૈન્ય તેના જોવામાં આવ્યું રણ ભુમિ પર વૈતાળનું મોટું સૈન્ય જોઇ બલાઢય રાજપુત્ર અત્યંત ખુશ થઈ બોલ્યો "જયાં સુધી આ સર્વ સૈન્ય મારાપર પ્રહાર કરશે નહીં ત્યાં સુધી, એકલા ક્ષેત્રપાળ સાથે યુદ્ધ કરવાથી મારી યુદ્ધની તૃષ્ણા શી રીતે શાંત થશે ?"

તે મહા તેજસ્વી કુમાર, શુરત્વના ભાષણો બોલી, સિંહ જે પ્રમાણે શિયાળ પર તલપ મારે છે તે પ્રમાણે વૈતાળપર પ્રહાર કર્યા. રાજપુત્ર પોતે એકલો હતો તોપણ સર્વ વૈતાળને હાથથી, પગથી, શસ્રથી મારીને તેમને અત્યંત માર આપ્યો રાજપુત્રે તેમના ભૂજ દંડ અને પગ કાપી નાંખી જમીનપર કીડાની માફક સુવાડયા. બિચારા વૈતાળને મારવામાં શો પુરૂષાર્થ છે? એમ જાણી, તેમનાપર દયા લાવી રાજપુત્રે તેમને છોડી દીધા અને સામે ઉભેલા ક્ષેત્રપાળને પકડયો તેને ઊંચે ગરગર ફેરવ્યો અને શસ્ર વૈતાળ તરફ ઉગામ્યું તો, બિચારૂં સર્વ સૈન્ય રૂદન કરતું એકદમ નાશી ગયું; તે પોતે એકલોજ રાજા સન્મુખ ઉભો રહયો સર્વ સૈન્ય જતું રહયું. ક્ષેત્રપાળ તરફ નજર નાંખી તો તે પણ સૈન્ય સાથે નાશી ગએલો જણાયો પછી સહેજ કમર બાંધી કુમાર રાજા તરફ ધસ્યો.

રાજા—(ઉતાવળથી) અરે, તું મને અડકીશ નહીં. કારણ તારૂં સર્વ અંગ વૈતાળના અંગ સાથે ઘસાયાથી, તેને રૂધિર અને માંસ ચોંટેલું છે અહીં નજીક નિર્મળ પાણીનું સરોવર છે. ત્યાં જઈ સ્નાન કરી આવ પછી આપણે યુદ્ધ કરીશું.

ઠીક છે હું સ્નાન કરી આવું છું કુમાર તલવાર લેઇ સ્નાન કરવા સરોવર તીરે ગયો. રાજા પોતાના પુત્રનું ઉત્તમ પરાક્રમ જોઈ મનમાં બોલ્યો કે "સાહસથી શોભનાર, મારા પુત્રના પરાક્રમની પરિક્ષા મેં લીધી; સૈન્ય સુધ્ધાં ક્ષેત્રપાળ જેવાની શક્તિ તેની આગળ ચાલી નહીં તો પછી તેના હિસાબમાં હું તે કોણ? મારી શક્તિ શા હિસાબમાં ? રણભૂમિમાં મારા પુત્ર જોડે ટક્કર લેનાર જો કોઇ યોધ્ધો હોય તો તે ફક્ત ઇંદ્રજ છે. બીજા માનવી પ્રાણીનો તેની આગળ હિસાબ શો ? જેમાની હોય છે તે પ્રાણ જાય તો ભલે, એમ સમજી જયની ઈચ્છા કરે છે ? એવા શુરવીરોનો મારો પુત્ર પરાજય કરે તો તે, તેમને પણ ભુષણ ભાસે છે. હવે પુત્ર સ્નાન કરી મારી સાથે લડવા આવશે. તે આવ્યો એટલે મારાથી નાશી જવાય નહીં. યુધ્ધ કર્યા વિના તો છુટકો નથી"

રાજા પુત્રના ગુણોનું સ્મરણ કરતો હતો તે સમયે તેનું ચિત્ત ઠેકાણે નહોતું. કુમાર તેના સન્મુખ હાથ જોડીને ઉભો છે તેનું પણ તેને ભાન નહોતું. તેણે સદ્દ બુધ થઈ જોયું તો પોતાના પુત્રને સન્મુખ ઉભો રહેલો જોયો. શરીરપરના ફુલોના, સુગંધ દ્રવ્યથી લિપ્ત થએલા કુમારે પિતાને સ્વર્ગના દેવ જેવો નમસ્કાર કર્યો. રાજાએ નેત્રનો ઇશારો કરી તેને બેસવાને સુચવ્યું; મિત્રસહ કુમાર નીચે બેઠો. જ્યાં સુધી કુમાર પિતાની આજ્ઞાથી સભામાં બેઠો હતો ત્યાં સુધી તે કાવ્યના રસમાં, ક્ષણવાર ગાયનના રસમાં નિમગ્ન હતો. તે સમયે લોકો સુંદર વસ્ત્ર ધારણ કરી જતા જોઈ રાજાએ પુછ્યું કે "સુંદર વસ્ત્ર ધારણ કરી આ લોકો ક્યાં જાય છે?" શાસ્ત્ર નિપુણ મંત્રી **મહોદધિએ** કહ્યું માહરાજ, આ લોક ગુરૂનાં દર્શન કરવા શહેર બહાર જાય છે, મહારાજ વિજયશાલી બાગમાં ઘણા શિષ્યો સાથે **રત્નાકર** નામનો પંડિત આવ્યો છે! તેના ગાત્રો તપથી ક્ષીણ થઇ ગયાં છે, તોપણ તે સુંદર દેખાય છે જ્યારે તે ભાગ્યશાળી મનુષ્યના મનમાં પ્રવેશ કરે છે ત્યારે કોટિ સુર્યને મુશ્કેલ એવા મોહરૂપી અંધકારનો નાશ કરે છે. તે શ્રુતરૂપી રત્નનો નિધિ છે. તે **બ્રહ્મદેવ** જેવો છે **બ્રહ્મદેવમાં** તેના કરતાં કંઈ વધારે નથી. તે **શક્રાવતાર** તીર્થ નજીકનો છે. તેને ચાર પ્રકારનું જ્ઞાન છે. બાગમાં એક મોટા ઓટલા પર તે પંડિતરાજ બેઠા છે. ત્યાં જે કોઇ જાય છે તેને તે પોતાના ગુણથી આકર્ષિ લે છે.

પિતા પુત્રે તેના ગુણોનું વર્ણન સાંભળી ભકિત અને વિસ્મય પ્રેરિત થઈ રત્નાકરના દર્શન માટે ગયા. રાજાએ બાગમાં પ્રવેશ કર્યો ત્યારે બાગ માહેલી મોટી ખુલ્લી જગો પર મોટું સાધુ મંડળ બેઠેલું જોયું. આગળ જોયું તો ચંદ્ર જેવો શોભાયમાન તેજસ્વી ગુરૂ મધ્ય ભાગમાં બેઠેલો નજરે પડયો તેના દર્શનથી રાજાના નેત્રમાંથી હર્ષાશ્રુ નીકળી, પાપ યુકત અવલોકનનો મેલ કાઢી, જાણે કે નેત્ર શુદ્ધ કરતા હતા. મુગટ યુકત મસ્તક નીચે નમાવી હાથ અને ઘુંટણ જમીન પર ટેકવી રાજાએ ગુરૂને નમસ્કાર કર્યો. દ્રષ્ટિ નીચેજ રાખી ગુરૂએ હાથ ઊંચો કરી ધર્મલાભનો રાજાને આશિર્વાદ આપ્યો. મોટા મોટા બહુ માન્ય મુનીઓ નમસ્કાર કર્યો. રાજા ગુરૂના પગ પાસે બેઠો, ત્યારે ગુરૂએ કહ્યું કે, "ધર્મ શિક્ષણનો હું આરંભ કરૂં છું"

ગુરૂ—આ લોકમાં જીવની વંશ પરંપરા બહુજુની છે. કર્મરૂપી વાયુ એક બીજાના સંચિતનેજ યોગ કરી આપે છે. જીવનો આ અનાદિક કર્મ સંયોગ સંસાર પ્રવાહથી બને છે. ચંદ્રને કલંકનો સંપર્ક થાય છે તે કેવી રીતે સમજી શકાય? જીવકર્માગ્નિ યોગથી તપીને પીતળના રસ પ્રમાણે આ સંસારમાં અનેક રૂપધારણ કરે છે. આરશી જેવો સ્વચ્છ અને પાપરહિત જીવથી કર્મ ઊત્પન્ન થાય છે. તેનામાં રાજા, પ્રજા વગેરે કોઈ પણ વિકાર હોતો નથી. અને જે સંક્રમણ પામતા નથી તેજ, આ છે. જીવ સ્વકર્મના યોગથી પાપ સંચય કરે છે અને તરતજ એક ક્ષણમાં દુઃખદાયક અને દુઃસર નર્કમા તે ઊત્પન્ન થાય છે

જે રક્ષણ રહિત, દીન, અનાથ, અતિ દુર્બલ, એવા નિરપરાધી જીવનો નાશ કરે છે તે નકી નર્કમાં જાય છે બીજાનું મન દુખાવનાર એવું દ્વેષ યુકત જે ખોટું ભાષણ વદે છે તેને માટે નર્કજ યોજેલું છે. પૈસો એ જીવનું પણ જીવન છે એમ સમજી દયાળુ પુરૂષ આપ્યા વગર લેતા નથી. જે નિર્દય પુરૂષ પારકાનું ધન હરી લે છે તે નર્ક પ્રાપ્ત કરે છે. પર સ્ત્રી આલિંગનની જે મનમાં ઇચ્છા રાખે છે તેને લોખંડની અગ્નિમાં તપાવી લાલચોળ કરેલી સ્ત્રી સાથે આલિંગન કરાવે છે; આ લોકમાં જે અતિ તૃપ્ત થઇ, મોટમોટા કાર્યો કરે છે તે જીવ મૂર્છિત થઇ નર્કમાં જાય છે. રાત્રે જે અન્નાદિ ભક્ષણ કરેછે તે નર પશુછે તે અંધકારના સમુદાય યુકત ઘોર નર્કમાં જાયછે. જે સદા સર્વદા વ્યસનમાં નિમગ્ન રહેછે, જે ષડરિપુથી દુષિત મનવાળા થાય છે અને જે રૌદ્રધ્યાન પરાયણ હોય છે તે નર્ક ભૂમીમાં જાય છે. ત્યાં છેદનાદિક બહુ દુઃખો સહન કરે છે અને નિમિષમાત્ર પણ તેમને સુખ મળતું નથી. આયુષ્ય પુરૂં થતાં ત્યાંથી નીકળી પૃથ્વિપર આમતેમ આથડતાં, જેના અવયવો તુટેલા છે તે જાતીમાં તેઓ ઉત્પન્ન થાય છે, તેમની પાંચ ઇંદ્રિયો વાંકી થાય છે અને પછી સંહસર્વની જાતીમાં ઉત્પન્ન થઈ નરકમાં રહે છે અને અતિક્રુર કર્મો કરે છે.

અનેક યોનીમાં ફરતાં ફરતાં, એકાદ પુન્ય કર્મથી જીવને મનુષ્ય જાતિ પ્રાપ્ત થાયછે. જે પ્રમાણે ચાતક પક્ષીને આકાશમાં મેઘનું બિંદુ માગતાં મળતું નથી તે પ્રમાણે જીવને મનુષ્ય જન્મ માગતાં મળતો નથી. કેળ એક વખત ફળી એટલે ફરી ફળતી નથી તેમ મનુષ્યને ફરીથી મનુષ્યત્વજ મળતું નથી. જેવી રીતે સ્વપ્નમાં રાજ્યપદ પરથી પદચ્યુત થયા પછી પુનઃ રાજ્યપદ મળતું નથી. તેમ મનુષ્ય જન્મ મળ્યા પછી પુનઃ મનુષ્ય જન્મ મળતો નથી અતિ, દુર્લભ મનુષ્યત્વ પ્રાપ્ત થયા પછી, ડાહ્યા પુરૂષોએ તેનો લાભ લેઈ પવિત્ર શુદ્ધ ધર્મ સ્વીકારવો. ક્ષુદ્ર ધનની ઇચ્છાથી જુગારી લોક ચિંતામણિ ગુમાવે છે. તેમ કેટલાક પુરૂષો મનુષ્ય જન્મ ગુમાવે છે.

જે અવિચારી લોક ક્રોધ અને દ્વેષને સ્વાધિન થઈ પાપ કરે છે ને સ્વસ્થાનને છોડે છે. આ સર્વ મારૂં કુટુંબ અને મારા સિવાય તેમનું શું થશે એવા ભ્રમથી ભ્રમિત થઇ મનુષ્ય પાપ કરે છે. એમ સમજતા નથી કે એક જન્મના આ બંધુના યોગથી મારૂં શું સાર્થક થવાનું છે? માટે બહુ જન્મનો મદદગાર ધર્મરૂપી બંધુ–મિત્ર શોધી કાઢવો જોઇએ.

આ પ્રમાણે ગુરૂ રૂપી મેઘની ધર્મોપદેશરૂપી વૃષ્ટિ થતી હતી તે સમયે સભા, રોમાંચરૂપી અંકુરયુક્ત થએલી દેખાવા લાગી રાજાને બહુ આનંદ થયો તેણે હસ્ત કૈંમલ જોડી ગુરૂને વિનંતી કરી.

રાજા—હે નાથ, તમારા મુખચંદ્રના દર્શનથી સાગરરૂપી હું તમારો દાસ, જેણે ભક્તિરૂપી મોજાંથી પાપરૂપી મેલ કાઢી નાખ્યો છે. હવે મને કૃપા કરી ગ્રહસ્થનો ધર્મ કહો એટલે આપના મુખથી મને તેની સારી માહીતી મળશે.

રાજા પુત્રના ગુણોનું સ્મરણ કરતો હતો તે સમયે તેનું ચિત્ત ઠેકાણે નહોતું. કુમાર તેના સન્મુખ હાથ જોડીને ઉભો છે તેનું પણ તેને ભાન નહોતું. તેણે સદ વધ થઈ જોયું તો પોતાના પુત્રને સન્મુખ ઉભો રહેલો જોયો. શરીરપરના ફૂલોના સુગંધ દ્રવથી લિપ્ત થએલા કુમારે પિતાને સ્વર્ગના દેવ જેવો નમસ્કાર કર્યો. રાજાએ નેત્રનો ઇશારો કરી તેને બેસવાને સુચવ્યું; મિત્રસહ કુમાર નીચે બેઠો. જ્યાં સુધી કુમાર પિતાની આજ્ઞાથી સભામાં બેઠો હતો ત્યાં સુધી તે કાવ્યના રસમાં, ક્ષણવાર ગાયનના રસમાં નિમગ્ન હતો. તે સમયે લોકો સુંદર વસ્ત્ર ધારણ કરી જતા જોઈ રાજાએ પુછયું કે "સુંદર વસ્ત્ર ધારણ કરી આ લોકો કયાં જાય છે?" શાસ્ત્ર નિપુણ મંત્રી **અહોદધિએ** કહ્યું માહરાજ, આ લોક ગુરૂનાં દર્શન કરવા શહેર બહાર જાય છે, મહારાજ વિજયશાલી બાગમાં ઘણા શિષ્યો સાથે **રત્નાકર** નામનો પંડિત આવ્યો છે! તેના ગાત્રો તપથી ક્ષીણ થઇ ગયાં છે, તોપણ તે સુંદર દેખાય છે જ્યારે તે ભાગ્યશાળી મનુષ્યના મનમાં પ્રવેશ કરે છે ત્યારે કોટિ સુર્યને મુશ્કેલ એવા મોહરૂપી અંધકારનો નાશ કરે છે. તે શ્રુતરૂપી રત્નનો નિધિ છે. તે **બ્રહ્મદેવ** જેવો છે **બ્રહ્મદેવમાં** તેના કરતાં કંઈ વધારે નથી. તે **શકુનાવતાર** તીર્થ નજીકનો છે. તેને ચાર પ્રકારનું જ્ઞાન છે. બાગમાં એક મોટા ઓટલા પર તે પંડિતરાજ બેઠા છે. ત્યાં જે કોઇ જાય છે તેને તે પોતાના ગુણથી આકર્ષિ લે છે.

પિતા પુત્રે તેના ગુણોનું વર્ણન સાંભળી ભકિત અને વિસ્મય પ્રેરિત થઈ રત્નાકરના દર્શન માટે ગયા. રાજાએ બાગમાં પ્રવેશ કર્યો ત્યારે બાગ માહેલી મોટી ખુલ્લી જગો પર મોટું સાધુ મંડળ બેઠેલું જોયું. આગળ જોયું તો ચંદ્ર જેવો શોભાયમાન તેજસ્વી ગુરૂ મધ્ય ભાગમાં બેઠેલો નજરે પડયો. તેના દર્શનથી રાજાના નેત્રમાંથી હર્ષાશ્રુ નીકળી, પાપ યુકત અવલોકનનો મેલ કાઢી, જાણે કે નેત્ર શુદ્ધ કરતા હતા. મુગુટ યુકત મસ્તક નીચે નમાવી હાથ અને ઘુંટણ જમીન પર ટેકવી રાજાએ ગુરૂને નમસ્કાર કર્યો. દ્રષ્ટિ નીચેજ રાખી ગુરૂએ હાથ ઉંચો કરી ધર્મલાભનો રાજાને આશિર્વાદ આપ્યો. મોટા મોટા બહુ માન્ય મુનીએ નમસ્કાર કર્યો. રાજા ગુરૂના પગ પાસે બેઠો, ત્યારે ગુરૂએ કહયું કે, "ધર્મ શિક્ષણનો હું આરંભ કરૂં છું"

ગુરૂ—આ લોકમાં જીવની વંશ પરંપરા બહુજુની છે. કર્મરૂપી વાયુ એક બીજાના સંચિતનેજ યોગ કરી આપે છે. જીવનો આ અનાદિક કર્મ સંયોગ સંસાર પ્રવાહથી બને છે. ચંદ્રને કલંકનો સંપર્ક થાય છે તે કેવી રીતે સમજી શકાય? જીવકર્માગ્નિ યોગથી તપીને પીતળના રસ પ્રમાણે આ સંસારમાં અનેક રૂપધારણ કરે છે. આરશી જેવો સ્વચ્છ અને પાપરહિત જીવથી કર્મ ઉત્પન્ન થાય છે. તેનામાં રાજા, પ્રજા વગેરે કોઈ પણ વિકાર હોતો નથી. અને જે સંક્રમણ પામતા નથી તેજ, આ છે. જીવ સ્વકર્મના યોગથી પાપ સંચય કરે છે અને તરતજ એક ક્ષણમાં દુઃખદાયક અને દુઃસર નર્કમા તે ઉત્પન્ન થાય છે

જે રક્ષણ રહિત, દીન, અનાથ, અતિ દુર્બલ, એવા નિરપરાધી જીવનો નાશ કરે છે તે નકી નર્કમાં જાય છે. બીજાનું મન દુખાવનાર એવું દ્વેષ યુકત જે ખોટું ભાષણ વદે છે તેને માટે નર્કજ યોજેલું છે. પૈસો એ જીવનું પણ જીવન છે એમ સમજી દયાળુ પુરૂષ આપ્યા વગર લેતા નથી. જે નિર્દય પુરૂષ પારકાનું ધન હરી લે છે તે નર્ક પ્રાપ્ત કરે છે. પર સ્ત્રી આલિંગનની જે મનમાં ઇચ્છા રાખે છે તેને લોખંડની અગ્નિમાં તપાવી લાલચોળ કરેલી સ્ત્રી સાથે આલિંગન કરાવે છે; આ લોકમાં જે અતિ તૃપ્ત થઇ, મોટમોટા કાર્યો કરે છે તે જીવ મૂર્છિત થઇ નર્કમાં જાય છે. રાત્રે જે અન્નાદિ ભક્ષણ કરેછે તે નર પશુછે તે અંધકારના સમુદાય યુકત ઘોર નર્કમાં જાયછે. જે સદા સર્વદા વ્યસનમાં નિમગ્ન રહેછે, જે ષડરિપુથી દુષિત મનવાળા થાય છે અને જે રૌદ્રધ્યાન પરાયણ હોય છે તે નર્ક ભૂમીમાં જાય છે. ત્યાં છેદનાદિક બહુ દુઃખો સહન કરે છે અને નિમિષમાત્ર પણ તેમને સુખ મળતું નથી. આયુષ્ય પુરૂં થતાં ત્યાંથી નીકળી પૃથ્વિપર આમતેમ આથડતાં, જેના અવયવો તુટેલા છે તે જાતીમાં તેઓ ઉત્પન્ન થાય છે, તેમની પાંચ ઈંદ્રિયો વાંકી થાય છે અને પછી સંહુસર્વની જાતીમાં ઉત્પન્ન થઈ નરકમાં રહે છે અને અતિક્રુર કર્મો કરે છે.

અનેક યોનીમાં ફરતાં ફરતાં, એકાદ પુન્ય કર્મથી જીવને મનુષ્ય જાતિ પ્રાપ્ત થાયછે. જે પ્રમાણે ચાતક પક્ષીને આકાશમાં મેઘનું બિંદુ માગતાં મળતું નથી તે પ્રમાણે જીવને મનુષ્ય જન્મ માગતાં મળતો નથી. કેળ એક વખત ફળી એટલે ફરી ફળતી નથી તેમ મનુષ્યને ફરીથી મનુષ્યત્વજ મળતું નથી. જેવી રીતે સ્વપ્નમાં રાજ્યપદ પરથી પદચ્યુત થયા પછી પુનઃ રાજ્યપદ મળતું નથી. તેમ મનુષ્ય જન્મ મળ્યા પછી પુનઃ મનુષ્ય જન્મ મળતો નથી અતિ, દુર્લભ મનુષ્યત્વ પ્રાપ્ત થયા પછી, ડાહ્યા પુરૂષોએ તેનો લાભ લેઈ પવિત્ર શુદ્ધ ધર્મ સ્વીકારવો. ક્ષુદ્ર ધનની ઇચ્છાથી જુગારી લોક ચિંતામણિ ગુમાવે છે. તેમ કેટલાક પુરૂષો મનુષ્ય જન્મ ગુમાવે છે.

જે અવિચારી લોક ક્રોધ અને દ્વેષને સ્વાધિન થઈ પાપ કરે છે ને સ્વસ્થાનને છોડે છે. આ સર્વ મારૂં કુટુંબ અને મારા સિવાય તેમનું શું થશે એવા ભ્રમથી ભ્રમિત થઇ મનુષ્ય પાપ કરે છે. એમ સમજતા નથી કે એક જન્મના આ બંધુના યોગથી મારૂં શું સાર્થક થવાનું છે? માટે બહુ જન્મનો મદદગાર ધર્મરૂપી બંધુ–મિત્ર શોધી કાઢવો જોઇએ.

આ પ્રમાણે ગુરૂ રૂપી મેઘની ધર્મોપદેશરૂપી વૃષ્ટિ થતી હતી તે સમયે સભા, રોમાંચરૂપી અંકુરયુક્ત થએલી દેખાવા લાગી. રાજાને બહુ આનંદ થયો. તેણે હસ્ત કૈમલ જોડી ગુરૂને વિનંતી કરી.

રાજા—હે નાથ, તમારા મુખચંદ્રના દર્શનથી સાગરરૂપી હું તમારો દાસ, જેણે ભક્તિરૂપી મોજાંથી પાપરૂપી મેલ કાઢી નાખ્યો છે. હવે મને કૃપા કરી ગ્રહસ્થનો ધર્મ કહો એટલે આપના મુખથી મને તેની સારી માહીતી મળશે.

ગુરૂ—પહેલો યતિનો ધર્મ ક્ષાંતિઆદિ દશ પ્રકારનો છે બીજો સદ્ગૃહસ્થ ધર્મ બાર પ્રકારનો છે. આમાં ક્રમથી ગુણશિક્ષા નામના પાંચ વ્રત અને ચાર અણુવ્રતો છે જીનેશ્વરે આ પ્રકારનો ગ્રહસ્થ ધર્મ કહ્યો છે. અંકુરનું મુળ કારણ જેમ બીજ છે. અને દેહનું મુળ કારણ જેમ ચૈતન્ય છે તેમ દ્વિધાધર્મનું સમ્યક્ત્વ એ મૂળ કારણ છે જે પ્રમાણે સર્વ દેહ છતાં નેત્ર રહિત પુરૂષ સારો દેખાતો નથી તેજ પ્રમાણે ધર્મ ક્રિયાયુક્ત હોવા છતાં જો સમ્યક્ત્વ ન હોય તો તે શોભતો નથી.

સ્વાભાવિક અને કૃત્રિમ આ બે બાબતોથી સમ્યક્ત્વના નિસર્ગ અને અધિગમ એવા બે પ્રકાર છે. કર્મક્ષય અને ઊપશાંતિથી નૈસર્ગિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રીયજ્ઞાનથી મળેલા સમ્યક્ત્વને અધિગમ સમ્યક્ત્વ કહે છે. તત્વ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ બે પ્રકારનું જાણવું જરૂરનું છે. શમ, સંવેદ, નિર્વેદ, અનુકંપા, અને અસ્તિક્મ એ પાંચ લક્ષણોથી સમ્યક્ત્વ ઉત્તમ પ્રકારે જાણી શકાય છે. સ્થૈર્ય પ્રભાવના, ભક્તિ, જૈનશાસ્ત્ર નૈપુણ્ય, અને તીર્થ સેવા એ તેનાં પાંચ પ્રકારનાં ભૂષણો છે શંકા, આકાંક્ષા, વિચિકિત્સા, મિથ્યા દ્રષ્ટિ, પ્રસંશા, અને તત્સંસ્તવ, આ પાંચ સમ્યક્ત્વને દુષણ લગાડનાર છે.

હે રાજા, આ પ્રમાણે તું પૂર્ણપણે સમ્યક્ત્વ પ્રાપ્ત કરી લે. આ સાધીશ એટલે આ લોકમાં સર્વ ધર્મ ક્રિયા તને પ્રાપ્ત થશે.

ધર્માનુષ્ઠાન થોડું હોય, અને તેમાં જો શ્રદ્ધા અને સમ્યક્ત્વ હોય તો વિશેષે કરીને, હે રાજા, નક્કી સફળ થાય છે. આ સર્વ બાર વૃત સહસાધ્ય કર. હે શ્રેષ્ટ રાજા, આનાથી જે ધર્મ થાય છે તેજ ગ્રહસ્થનો ધર્મ છે.

આ પ્રમાણે સમ્યક્ત્વ ભૂષિત ધર્મ સાંભળી, ચોર જેમ આનંદથી દ્રવ્ય બાંધી લે છે તેમ રાજાએ પુત્ર સહિત ધર્મરૂપી થાપણ (દ્રવ્ય) ગ્રહણ કરી લીધો.

પછી ગુરૂને ઊત્સાહ પૂર્વક નમસ્કાર કરીને રાજા પોતાના પુત્રસહ નગરમાં ગયો. અને બન્ને પ્રકારના અસાધ્ય વિષયોધર્મ અને ગુણ યુક્ત થઇ, સંપૂર્ણ રીતે સાધ્ય કર્યાં.



## દ્વિતિય સર્ગ.

એક દિવસે માહારાજ, પોતાના પુત્ર અમાત્ય ઇત્યાદિ સાથે સભામાં બેઠા હતા તે સમયે દ્વારપાળે તેમને વીનંતિ કરી.

દ્વારપાળે--હાથ જોડીને કહ્યું માહારાજ, વિરસીંહે એક જાસુદને કાગળ લઈ આપના તરફ મોકલ્યો છે, તે બહાર ઉભોછે, માટે ઇચ્છા પ્રમાણે હુકુમ ફરમાવશો.

રાજાએ--આંખનો ઈશારો કરી કહ્યું તેને અંદર લઇ આવ.

રાજાની આજ્ઞા થતાં દ્વારપાળ બાહાર ગયો અને જાસુદને અંદર લાવ્યો.

જાસૂદે--બંન્ને હાથ જોડી નમસ્કાર કરી કહ્યુ માહારાજા ધીરાજ, કૃપાસાગર સેનાપતિ વૈરિસિંહે બે હસ્ત જોડી વિનંતી પૂર્વક કહેવડાવ્યુ છે કે લક્ષ્મીનું સ્થાન એવી અયોધ્યા નગરીમાં રહેનારા જયંતયુક્ત ઇંદ્ર પ્રમાણે અથવા કાર્તિક સ્વામી યુક્ત માહાદેવ પ્રમાણે યુવરાજ હરિવિક્રમ યુક્ત રાજાધિરાજ અજીતવિક્રમના ચરણ આગળ સહવિનય નમ્રતા પૂર્વક વૈરિસિંહ પ્રાર્થના કરેછે કે-પોતાનામાં સામર્થ્ય ન હોય તોપણ સ્વામિ બળથી પુષ્ટ થઇ સૂર્યકાંત સૂર્યના તેજથી તૃપ્ત થઇ બીજીબાજુના પદાર્થને બાળતો નથી કે? અરે માહારાજ જે ભુમી પર્વતના શિખરોથી પૂર્ણ વ્યાપ્ત થઇ હતી ત્યાં આપના પ્રતાપની ગર્જના કરવા તેણે સઘળી સપાટ કરી નાખી છે. તે સર્વ પૃથ્વિ કોઇક વખત ક્રોધથી કોઇક વખત યોગ્ય ઉપાયથી કોઇક વખત સન્માનથી જીતીને આપને સ્વાધિન કરી છે. જે રાજા આપના ચરણ કમળમાં લીન થયા છે તે આ દુનિયામાં સુખી છે. જે શત્રુએ આપના ચરણ કમળનો આશ્રય છોડી દીધો છે તે દુ:ખરૂપી સમુદ્રમાં બુડે છે. વનમાં રહેનારા તપસ્વી અને સમુદ્રની બીજી બાજુએ રહેનારા સિવાય માહારાજ બાકીના સર્વ શત્રુનો વૈરિસિંહે નાશ કર્યો છે. આ પ્રમાણે સર્વ પૃથ્વી નિષ્કંટક કરી છે. હવે તે ફોજ લઇને દ્રાવિડના રાજ્યપર સ્વારી કરી અમારા સૈન્યથી સજડ હાર ખાઇ ધૈર્ય ગુમાવી, કાંચીનગર છોડીને એકદમ તે એક બીકટ કિલ્લામાં ગયો છે. દ્રાવિડ દેશની નજદીક મલય પર્વત પાસે અલંધ્યપૂરપત્તન નામનું શહેર છે, તે શહેરની આજુબાજુ પચાસ કોસ ફરતું જંગલ છે. શહેરની ચારે દિશાઓ જંગલથી વેષ્ટિત થએલી છે. હે પ્રભુ આ અરણ્યમાં વૃક્ષનું એક પાન જો કોઈ તોડે તો તરતજ કોઇ એક વ્યંતર સૈન્યને પીડા કરે છે. તેની સાથે નમ્રતાથી વર્તે, તેના પગે પડે, તેની પૂજા કરે, તોપણ તે લેશ માત્ર સંતુષ્ટ થતો નથી, અને પૂર્વ જન્મનો વૈરી હોય એવી રીતે ઉલટો ક્રોધાયમાન્ થાય છે. આ વ્યંતર, પોતાના કિલ્લાના, વનના, દ્રવ્યના, અને સૈન્યના બળથી શત્રુને હરાવી, બળવાન થયો છે. માટે મહારાજે, કૃપાવંત થઇ તે મહાબલ નામના ક્ષત્રીને નરમ કરવા કંઈ ઉપાય યોજવો જોઇએ. આ પ્રમાણે જાસૂદે કહેલી હકીકત સાંભળી, સારાંશ સમજીને, રાજાએ તેને ઇનામ આપ્યું અને તેનો સત્કાર કરી તેને રજા આપી.

હવે આ ભારે વિચારનું કામ આવી પડયું. એટલે રાજાએ મોહાદધિ સચિવ તરફ નજર કરી કારણ કે કંઇ રાજ્ય કારસ્થાનની ખટપટ ઉત્પન્ન થાય એટલે તે બાબતનું વિવેચન કરવા મંત્રીની બુદ્ધિ સમર્થ હોય છે. રાજાની અને મોહાદધિની નજર એકત્ર થતાંજ, તે ઘણી નમ્રતા પૂર્વક બોલ્યો "મહારાજ, આ કામ ઘણું અગત્યનું છે. અને આ સંબંધી મંત્રિસિંહે જે કહ્યું તે સર્વ યોગ્ય છે. પરાક્રમ સાધ્ય કરવા મંત્રીની સલાહ ઉપયોગી થાય છે પરંતુ જ્યારે તે પરાક્રમ કર્માધીન થાય છે ત્યારે મોટમોટાની બુદ્ધિ પણ ચાલી શક્તી નથી. જે મનુષ્યની શક્તી ઉપરાંતનાં કામો કરવા પ્રવૃત્ત થાય છે તે નકી અપકીર્તિ પામી મૃત્યુ મેળવે છે. પોતાની શકતીનો વિચાર ન કરતાં લઢાઈ ઉત્પન્ન કરે છે તે મેઘના સપાટાથી જેમ તીડોનો નાશ થાય છે, તેમ પોતાનો નાશ કરે છે. માટે જ્યાં સુધી તે અસુર આપણા સૈન્યને ત્રાસ આપતો બંધ પડે નહીં, ત્યાં સુધી આપણું સૈન્ય ત્યાંજ રહેવા દેવું. અને વીરસેનને પણ તેની ફોજ ત્યાં લેઈ જવા ફરમાવવું જોઈએ."

રાજાએ કહ્યું આ તમારૂં બોલવું સત્ય છે મારા મનમાં પણ તેમજ છે.

આ વખતે કુમારે શાંત અને ગંભીર વાણીથી માહારાજ અને મુખ્ય પ્રધાનને મોટા ઉલ્હાસથી કહ્યું, "માહારાજ મોટા આગળ છોકરાંએ બોલવું ના જોઈયે તોપણ હિંમત ધરી હું બે શબ્દ બોલવાની રજા માગુ છું. હે પ્રીય તાત, હું જે અપ્રિય અને કટુ વચન બોલું તોપણ આપ ક્ષમા નજરે કૃપાવંત થઇ ક્રોધાયમાન થશો નહિ કારણ વિચાર કરી કોઈ પણ કામ કરીએ તો તે સહેલું થાય છે. મૂર્ખ પણ જ્યારે જંગલમાં જાય છે ત્યારે રસ્તામાં સાપ, કાંટા વગેરે કંઇ નથી એવી બરાબર ચોકશી કરીને પછી તે ઉત્તમ માર્ગે જવા પ્રવૃત્ત થાય છે. હે મહારાજ આપની બુદ્ધિ બૃહસ્પતીથી વધારે છે, ઉપસ્થિત કાર્યોમાં તમે ગુણદોષનો વિચાર નથી કરતા કે? હે રાજા, રાજા લોકો વૈભવ મેળવવા સાધનભૂત એવા સંધિ, સંગ્રામ, આદિ કરીને નીતિશાસ્ત્રકારોએ મુખ્ય છ ઉપાય કહ્યા છે માહારાજ, જેની સાથે સંધિ કરવી યોગ્ય હોય તેની સાથે કોઇ દિવસ વિગ્રહ કરવો નહી, કારણ કે જે કોઇ સુતેલા સિંહને ચડાવીને જગાડેછે તો તેનો નાશજ થાયછે. વિરોધ કરનારે બને ત્યાં સુધી બળવાનની સાથે યુદ્ધ કરવું નહીં એટલે અનર્થ થવાનો બચિત પ્રસંગ આવે તોપણ તેનો જીવ બચે છે; બળવાન અને સલાહ માન્ય કરનાર રાજાનું ગમે તેવું કામ હોય તોપણ તે સિદ્ધ થાય છે કારણ કે જે મસલતી અને સાહસીક છે તેની દેવપણ ચાકરી કરે છે.

હાલ શત્રુનો ઉપદ્રવ બહુ છે માટે સ્વમંડળનું રક્ષણ થવું પણ મુશ્કેલ છે માટે આવા પ્રસંગે બીજાને જીતવાની આશા રાખવી એ પણ વ્યર્થ છે.

શત્રુની જે ઉપેક્ષા કરે છે તેનું અપમાન કેમ થવું ન જોઇએ? શાંતિ એ યતીનું ભૂષણ છે પણ વિજય પ્રાપ્ત કરી લેવા ઇચ્છનારનું ભૂષણ નથી.

આ જગતમાં જે પોતાનો કોપ અને યોગ્યતા પ્રમાણે કૃતિ કરતો નથી તે બુદ્ધિહીન અને સાહસહીન મનુષ્ય ખાડામાં પડી નાશ પામે છે.

તેજ રહીત રાજાના-મસ્તકપર રાખના ઢગલાની માફક કોણ પગ નહિ મુકે ? જે શત્રુનું વેર લેતો નથી તે જીવતો છતાં મરેલા જેવો છે.

માટે હે રાજા આ વખતે વિચાર કરશો નહી. મને હુકમ આપો એટલે હું તેને સૈન્યસહ જીતીશ. તેમ ન બને તો મને તમારો પુત્ર સમજશો નહિ. આપની આગળ હું હલકો (માણસ) છું, તોપણ આપ આજ્ઞા આપશો એટલે મોટો થઈશ. ગુરૂએ સ્થાપેલો પથ્થર નાહનો હોય તોપણ તે પુજાય છે.

આપના ચરણ રજના પ્રતાપે તેમ યોગ્યતાવાળો થઇશ.

જેમ સુગંધ રહિત પુલ સુતરના તાંતણામાં જોડાતાં લાયક થાય છે.

કુમાર આ પ્રમાણે વજનદાર અને યુક્તિવાળું ભાષણ કરતો હતો તે વખતે રાજાએ રાત્રીએ જોએલા પુત્રના પરાક્રમનું સ્મરણ થયું અને વિચાર કરવા લાગ્યો કે "કુમાર કહે છે તે સત્ય છે કારણ ત્રીભુવનમાં તેને અસાધ્ય કાંઇજ નથી. આ કહે છે તે પ્રમાણે જો હું ન માનુ તો તેને ખોટું લાગશે અને તેનું મન દુખાશે. કાચનો કકડો જેમ સંધાનો નથી તેમ તુટેલુ મન ફરીથી ઠેકાણે આવતું નથી.

સ્નેહની વૃદ્ધિ કરવા સેંકડો અનુકૂળ ઉપચાર કરવા પડે છે પણ તેજ સ્નેહ તોડવા એકજ પ્રતિકૂળ ઉપચાર બસ છે."

આ પ્રમાણે વિચાર કરી રાજાએ સ્હોહદધિને કહ્યું કે, "જો તમને આ મસલત યોગ્ય લાગે તો કાર્યનો નિશ્ચય કરીએ."

પછી રાજાએ સંશયમાં પડેલા મંત્રીના કાનમાં પુત્રનું જોએલું સર્વ પરાક્રમ સંપૂર્ણ હકીકત સહ કહ્યું. રાજપુત્રના પરાક્રમથી હર્ષિત થઇ બંન્નેએ રાજપુત્રને તેના કહેવા પ્રમાણે કરવા રજા આપી.

પછી શુભ દિવસ જોઇ માબાપને નમસ્કાર કરી સાથે પુષ્કળ સૈન્ય લઈ યુવરાજ તે પ્રાંત જીતવાને નીકળ્યો. સૈન્યના મારથી પૃથ્વિ આક્રાંત થઇ હતી. ઘોડાના ચાલવાથી આકાશ ધૂળમય થઈ ગયું હતું, સૈન્યના ચાલવાથી જે ધુળ ઉડતી તેથી સૂર્ય આચ્છાદિત થઈ ગયો હતો, આવા અંધકારમાં ચતુરંગ સેના શું કરશે તે સમજાતું નહોતું. કુમાર સૈન્યસહ જુદા જુદા ગામો, શહેરો, વગેરેમાં અતિક્રમણ કરી મલય પર્વતની ટેકરી આગળ આવી પહોંચ્યો; અને સમુદ્ર તીર નજીક મલયાદ્રીના વનમાં (મેદાનમાં) મુકામ કર્યો; જ્યાં તાડ વૃક્ષોનાં પાંદડાં પવનથી હાલતાં ત્યારે જાણે કે તેઓ કુમારના મોટા સૈન્યથી વિસ્મય પામીને પોતાનું માથું હલાવતા ન હોય એમ ભાસતું હતું. જ્યાં ફળના ભારથી નમી ગએલી નારીએળીઓ જાણેકે કુમારરૂપી અતિથીને નમસ્કાર કરતી હતી એમ ભાસતું હતું. જ્યાં નાગ વેલીના આલિંગનમાં મગ્ન થએલાં કમુ વૃક્ષ કામી જનોના જોડા પ્રમાણે યોદ્ધાઓના જોવામાં આવતા હતા. જ્યાં ચંદન, નાગકેશર, એલચી, લવંગ, ઈત્યાદિની સુગંધ મનને આનંદ આપતી હતી, ઠેકઠેકાણે નાની નાની ઝુંપડીયો અને હજારો તંબુઓથી તે સ્થાન શોભી રહ્યું હતું; સેંકડો લોકોથી હલમલી રહેલ અને હજારો જાતનાં બજારવાળા સ્થળમાં રાજાએ મુકામ કર્યો હતો. સર્વ રાજાઓને છોડી દઈને સમયને યોગ્ય એવી વાતો

કહેવામાં કુમારે સર્વ રાત્ર કાઢી. કુમાર બપોરે સ્નાન ભોજનાદિક કરીને સુંદર શૈયાપર સ્વસ્થ પડયો હતો સાંજે સૂર્ય અસ્ત થયો, કમળના સંકોચાવાના ભયથી જાણે કે સૂર્યનું અનુકરણ કરનાર મકરંદ તેમના યોગથીજ જાણે કે પશ્ચિમ દિશા આરકત થએલી શોભતી હતી. નવીન ખીલેલાં પુષ્પોના ગંધમાં લુબ્ધ થએલા કાળા ભોર ભ્રમરોથી સર્વ આકાશ વ્યાપી ગયું હતું. સાયંકાળે રાત્રીના સમયે વિદ્યાધરે જીનેંદ્ર આગળ નાખેલાં પુષ્પો આકાશના તારા ગણ જેવાં શોભતાં હતાં.

તેજસ્વી યુવરાજ રાત્રીના આકાશમાં ચંદ્ર જેવો શોભતોહતો ચંદ્ર જેમ કીરણો અને નક્ષત્રથી વેષ્ટીત હોય છે તેવીજ રીતે રાજા ક્ષત્રિય પરિવારથી વેષ્ટીત થયો હતો. વિસ્તર્ણ આકાશ જે મનક્ષત્રથી શોભે છે તેમ મોટી મોટી મશાલોના પ્રકાશથી સભા શોભતી હતી. આજ્ઞાકારક શિષ્યોને શિક્ષણ આપીને નિદ્રા માટે ગુરૂ જેમ રાતરે ઉઠી જાય છે તેમ સંધિ વીગ્રાહાદી વાતો કહીને કુમાર ત્યાંથી ઉઠયો ઠેક ઠેકાણે અંગ રક્ષકોના સખ્ત પહેરા હોવાથી ત્યાં તેમની બીકથી કીડીયો પણ પ્રવેશ કરી શકે નહિ એવા ગોળ પીંજરા જેવા શૈયા ગૃહમાં ઉત્તમ પલંગ પડેલો હતો તેપર હરિવિક્રમ સૂતો સ્વસ્થ નિદ્રા લીધા પછી પ્રાતઃકાળનો સમય થવાથી કુમાર ઉઠયો ઉઠીને નેત્ર ઉઘાડી જુએ છે તો પોતે વનમાં એકલોજ શ્રીખંડ વૃક્ષ પલ્લવની શૈયાપર પોતે સૂતેલો છે એમ જોયું આથી કુમાર ચકીત થયો અને મનમાં બોલ્યો “ શું ? આ કાંઇ જાદુ છે ? કિંવા હું સ્વપ્ન તો નથી જોતો ? હું ભ્રમિત તો નથીને ? સ્વસ્ત ચિત્તે બોલ્યો ના તેમતો નથી. કારણ આ સર્વ વાતો હું પ્રત્યક્ષ અનુભવુ છું. અંહિ આસપાસ સિંહ વ્યાઘ્ર ઇત્યાદિના શબ્દો સંભળાય છે. જંગલમાં હાથીઓ છે ખરેખર આવા ભયંકર જંગલમાં વિદ્યાધર કિંવા દેવ મને હરણ કરીને લાવ્યો છે એમ ભાસે છે, કારણ એમ ન હોયતો આવી દેવી સ્થીતિ મને શી રીતે પ્રાપ્ત થાય ? મોટા યોદ્ધાઓ જેની આજુબાજુ બેઠા હતા તે અને મારૂં રહેવાનું ઘર નાહના બચ્ચાંએ કરેલા માટીના ઘરની માફક એકદમ અદૃષ્ય શી રીતે થયું ? તેમજ મારા મહેલની આજુબાજુના હાથી, ઘોડા, રથ, પાયદળ, વગેરેનો સમુદાય શેતરંજની રમતના સૈન્ય પ્રમાણે એકદમ કયાં અદ્રશ્ય થયા હશે? મોટા સંકટમાં પડયા પછી વિચાર શીલ અને ધૈર્યવાન પુરૂષોએ નામર્દ જેવો શોક કરવો યોગ્ય નથી.

આ લોકમાં નીતિ માર્ગથી ચાલે તોપણ વિપત્તીરૂપ કાંટો કયા પુરૂષને નથી વાગ્યો ? વિપત્તી ગ્રહસ્થ પુરૂષના માનસમાં વસનાર ધૈર્ય જેવું દેખાઇ આવે છે તેવું, સંપત્તી ને સુખનો પુર્ણ ઉપભોગ કરનારના મનમાં કોઈ દિવસ જોવામાં આવતું નથી.

આ પ્રમાણે જુદા જુદા તરંગોરૂપી ભ્રમરો તેના માનમાં ગણગણાટ કરતા હતા તે સમયે તેની સ્થીતિ જોવાને માટે સૂર્યનો ઉદય થયો; હે કેતુ તેં આ પુરૂષનું અપમાન કર્યું એમ જાણીને સૂર્યે ક્રોધથી પોતાના લાલ કીરણો ફેંકયા. અરણ્યમાં સ્થળ પદ્મિનીઓ પોતાના વીકાસેલાં કમળરૂપી મુખથી લાલસૂર્ય કીરણો

પ્રાશન કીધાં. પ્રફુલ્લીત કમળના ગર્ભમાંથી બહાર પડેલી ભ્રમર પંક્તિ, પદ્મિનીએ કરેલા પટારામાંથી નીકળેલી તિમિર ધારા પ્રમાણે શોભતાં હતા. કુમારે ધીમેથી આંખો ઉઘાડી આસપાસ જોયુ તો રમણિય પ્રદેશ તેના જોવામાં આવ્યો; હવે વનમાં કાંઈ એક કામ નથી તેથી નિવૃત્ત થઈને વનશ્રીનું અવલોકન કરવું, એવો કુમારે નિશ્ચય કર્યો. અગ્નિ જેમ શીતળતાને ક્ષણભર દુઃખ દે છે તેમ નીત્ય મિષ્ટાન્ન જમ્નારા સુખી પુરૂષને દુઃખનો ક્ષણિક વિચાર ત્રાસ આપે છે. સૂર્ય ઉગ્યા પછી રાજપુત્ર વનમાં આમતેમ ફરતો હતો ને વૃક્ષોની શોભા જોઈ આનંદ પામતો હતો. માહાન પરાક્રમની જેને ઈચ્છા હતી એવો કુમાર કોઈએક ઠેકાણે હાથીના ગંડસ્થળમાંથી પડેલા મોતીના ચિન્હ જેવા સિંહના પગલાંના પડેલાં ચિન્હો જોઇ તેની સાથે લડવાની ઇચ્છાથી દોડી ગયો. તે વનમાં જોતો જોતો આમતેમ ભટકતો હતો તે સમયે તેને એક પર્વત જેવો મોટો વનગજ દેખાયો; વનગજ તેની સન્મુખ આવી ઉભો રહ્યો, તે હાથી કાળા રંગનો હતો હનુમાન જેવો શક્તિવાળો હતો અને અંજનાદ્રિ પર્વત જેવો તે અસ્થિર હતો દેવેન્દ્રે તેના પંખો છેદી નાખવાથી ભયભિત થઈ ઉંચા પર્વત પ્રમાણે દેખાતો હતો. તે ડાબી બાજુની ખીણમાંથી નીકળી સામે એક સ્ત્રીપર ક્રોધથી ધસીને જતો હતો આ હાથી પ્રત્યક્ષ્ય મૃત્યુજ હોય એમ ભાસતો હતો તેણે પોતાની મોટી સુંઢથી એક શ્રેષ્ટ તરૂણ સ્ત્રી જલદી ઉચકી લીધી. હાથીએ સૂંઢથી સ્ત્રીને ઉચકી તે રાજકુમારે જોયું; તે બીચારી સ્ત્રી ભયભિત થઈ હાથ હલાવતી હતી. આજુબાજુ નજર નાખતી હતી તેના વાળ વીંખરાઇ ગયા હતા. અને કોઇ પોતાનું રક્ષણ કરશે નહિ એમ તેને લાગતું હતું. ભયભિત થઇ તે બોલી "હે માતા, અરે આ દુષ્ટે મને પકડી રાક્ષસથી મારૂ રક્ષણ કર મારા મનમાં શું હતું અને નશીબે શું કર્યું? અરે? અરે? મારા અનેક મનોરથ પૂર્ણ ન થતાં આજ મને મૃત્યુ પ્રાપ્ત થશે માટે હે વનદેવતા જે આ મારૂં મોત આવ્યું છે તેમાંથી મારૂં રક્ષણ કરો."

સસલાએ પકડેલી ચકલી પ્રમાણે કિંવા વાઘે પકડેલી હરણી પ્રમાણે તે સ્ત્રી અતિ દીન થઈ કરૂણા સ્વરે રૂદન કરતી હતી તે સ્રીની આવી અવસ્થા જોઇને દયાળુ કુમાર આગળ ગયો અને મોટા ધૈર્યથી બોલ્યો કે "હે દુષ્ટ માતંગ આ, બીચારી નાજુક સ્રીને પકડતાં તને તારા કદ્દાવર શરીરની કાંઇ શરમ નથી આવતી? હે દુષ્ટ તારી ગર્જના, તારૂ વીર્ય, અને તારા શરીરનો ઉપભોગ સિંહને મારવામાં ન કરતાં ફક્ત બિચારી સ્રીયોને મારવામાં કરે છે એ શું ઠીક છે? હે નિર્દય માતંગ નીરપરાધી અને દીન અબળાઓને જે અર્થે તું મારવા તૈયાર થાય છે તે અર્થે તારૂં માતંગ નામ ખોટું છે એમ કહેવું જોઈએ." કુમારનું આવું ગર્વનું બોલવું સાંભળી હાથી કુમાર સામું જોવા લાગ્યો ત્યારે કુમાર પણ વાંકુ ગળું કરી ક્ષણભર હાથી સામો આવી પછી એકદમ દૂર ગયો પોતાની પાછળ હાથી આવ્યો એવું જોઇ મોટી હુશિયારીથી ડાબી તરફથી જમણી તરફ અને જમણી

તરફથી ડાબી તરફ તે વળ્યો. આ પ્રમાણે રાજકુમાર જે તરફ જાય તે તરફ તે હાથી જતો હતો; એમ કરતાં કરતાં છેવટે હાથી ક્રોધાવેશમાં તદ્દન અંધ બની ગયો ને સૂંઢમાંથી તે સ્ત્રી ભોંય ઉપર પડી તે નીરાપરાધી બાળાને કંઇપણ ઇજા થઇ નથી એવું જોઇ કુમાર બોલ્યો "હે બાળા હવે તું અહીંથી જલદી નાશીજા" એ સ્ત્રીએ ઉપકારની લાગણી સાથે કહ્યું કે મારા રક્ષણ માટે તું તારા પ્રાણનો નાશ કરીશ નહિ, રાજકુમારે હાથીને મુક્કી મારી જેથી કરીને તે પાછો હઠયો અને રીસથી એકદમ રાજકુમારની પુઠે પડયો. કુમારની પાછળ હાથી દોડયો. ત્યારે કુમાર બમણા વેગથી દોડયો અને એકદમ પેલી સ્ત્રીને ઉચકીને કેટલાક યોજન દૂર લઇ ગયો. રસ્તામાં તેણે હાથીની નજર ચુકવવાનો આડોઅવળો માર્ગ લીધો એટલામાં તે હાથીને મનુષ્યનો ભાસ થવાથી તે તેણી તરફ ધસ્યો અને તેણે પોતાના દાંત માર્યા કે તરતજ જમીનમાં પેશી ગયા, આ જોઇ કુમાર દાંતપર પગ મુકી હાથીના ગંડસ્થળપર સિંહ પ્રમાણે ચઢી બેઠો. હાથી ડોક હલાવતો પુનઃ ઉઠે છે એટલામાં કુમારે મોટો કુહકો મારી તેના ગંડસ્થળપર જોરથી પ્રહાર કર્યો અને કુમારના હાથે પુષ્કળ માર ખાધા પછી હાથી તદ્દન નરમ થઇ સૂંઢથી અને મોઢા વાટે લોહી ઓકતો ત્યાંથી ચાલતો થયો. હાથી નરમ પડી ગયો તેનો ક્રોધ જતો રહ્યો એમ જોઇ હાથીને છોડી કુમાર પણ ત્યાંથી નીકળી ગયો.

રાજકુમાર અને હાથી વચ્ચે ચાલતું યુદ્ધ જોવા સારૂ આકાશમાં ગંધર્વગણ આવ્યા હતા.

કુમાર તરસ્યો થયો હતો અને અતિશય થાકી ગયો હતો. પાણી માટે આમતેમ વનમાં આથડતો હતો. એટલામાં એક વિણાનાદ તેના સાંભળવામાં આવ્યો. વીણાનું ગાયન સાંભળી કુમાર બોલ્યો "આ નિર્જન વનમાં ગાયન ક્યાં થતું હશે? જ્યાંથી ગાયન સંભળાય છે ત્યાં એક સારો મહેલ હોવો જોઇએ પરંતુ આગળ જોઉં છું તો મને વન શિવાય બીજું કાંઇ જણાતું નથી."

કુમાર જે વનમાં ફરતો હતો ત્યાં લવંગ, સોપારી, પુન્નાગ, નારંગી, ઇત્યાદીક વૃક્ષો હતાં, કપૂર, નાગકેશર, અને ચંદનથી તે વન નંદનવન જેવું દેખાતું હતું. ઇંદ્રિય દમન કરનાર શ્રેષ્ઠ રાજકુમાર ઘણો વિસ્મય પામ્યો. અને વનમાં જોયું તો એક સ્ફટિકનો મહેલ જોયો. તે મહેલની ભીંતો અતિ સ્વચ્છ હોવાથી પારદર્શક હતી, તે મહેલના શિખર પર પડનાર વૃક્ષ પુષ્પ સમુદાય રોજ રાત્રે ચંદ્રકાન્તરૂપી સમુદ્ર જલના મોજાં ક્ષાલન કરતા હતા. તેના વિશાળ આંગણામાં એક કુંડ હતો તે આકાશના ચંદ્રબિંબ પ્રમાણે દેખાતો હતો, તે કમળયુક્ત કુંડમાં રાજકુમારે સ્નાન કર્યું પછી તિર્થ દર્શન સાથે પોતાના અંતર બાહ્ય સંતાપનો ત્યાગ કર્યો, કુંડમાંનું પાણી યથેચ્છ પીઇને સંતુષ્ટ થયો, મહેલમાં પેશીને ભક્તિથી ચંદ્રપ્રભુજીના બિંબનાં દર્શન કરી સ્તુતિ કરી કે હે જીનેશ્વર ચંદ્રપ્રભુ ચંદ્ર જેનું ચિન્હ છે જેની કીર્તિ ચંદ્રના કાંતિ જેવી છે અને ચંદ્રકાન્ત જેવી જેની કાંતિ નિર્મળ છે એવા હે જીનેશ્વર હું તને નમસ્કાર કરૂં છું. તારા મુખ ચન્દ્રના દર્શનથી મારૂં મન અને

બુદ્ધિ પ્રસન્ન થયાં છે. અને નેત્ર હર્ષ આંસુથી ભરાઈ ગયાં છે, હે જીનેશ્વર તારા નેત્ર કમળના કાંતિરૂપ પાણીથી ભરેલા મુખ સરોવરના દર્શનથીજ માત્ર સંતાપનો નાશ થાય છે. જેણે તારૂં દર્શન લીધું છે તેનો પાપરૂપી મળ હર્ષ જળથી ધોવાઇ ગયો છે." આ પ્રમાણે શ્રીમાન્ ચંદ્રપ્રભુ જીનેશ્વરની સ્તુતિ કરી તે કુમાર દેવાલયના અગ્રભાગે સ્તંભ આગળ ઉભો રહ્યો. અહિં રાજપુત્રે વીણા વગાડવામાં નિમગ્ન થએલી અલંકાર યુક્ત એક તરૂણી જોઇ તેજ પ્રમાણે દેવળના મધ્ય ભાગમાં જીનેન્દ્રની પૂજા માં લીન થએલી અને ધૂત વસ્ત્ર ધારણ કરેલી, અને જીનેશ્વરીનું અંગ લુંછતી એક બીજી તરૂણી તેણે જોઇ. જીનેન્દ્રના નિર્મળ વૃક્ષઃસ્થળમાં તેનું પ્રતિબિંબ પડયું હતું. પરમ સાધવી જાણી જીનેન્દ્રે તેણીને પોતાના હૃદયમાંજ વાસ આપ્યો હોયની એવું ભાસતું હતું. ચંદનાદિકથી લીપ્ત અને પુષ્પ હારથી પૂજીત ચંદ્રપ્રભુ જીનેશ્વર ક્ષીર સમુદ્ર પ્રમાણે શોભતા હતા. તે પ્રભુની પૂજા કરીને સ્તોત્રથી સ્તુતિ કરી વીણા લઇ જીનેન્દ્રના ગીતો ગાતી સ્ત્રી ત્યાં બેઠી હતી. ગીત પુરૂં થયા પછી તેણે પાછા જોયું તો મદન જેવો રાજકુમાર તેની નજરે પડયો. રાજપુત્રને જોતાંજ તેનો હર્ષ સમુદ્ર ઉછળ્યો, ભ્રમર ભારથી ઝુકી ગયેલા કમળપત્રની શોભા હરણ કરનારને મોંઘી તેણે વાંકી નજર કરી રાજપુત્ર તરફ જોયું. કોઇ દિવસ ન જોએલા રાજપુત્રને જોઈ તેના મનમાં વિકાર ઉત્પન્ન થયો. તેવીજ રીતે કુમારનાં અંતઃકરણમાં પણ અસહ્ય અનુરાગ ઉત્પન્ન થયો. રાજકુમાર મોટો શુરો હતો ખરો પણ તે સ્ત્રીના કટાક્ષરૂપી ભાલાથી તેનું ચીત્ત વીંધાઈ ગયું. રાજકુમારને જોઈ સ્ત્રી લજ્જીત થવાથી તે રાજકુમાર સન્મુખ ઉભી રહી શકી નહી. અને સખીનો હાથ ઝાલી દેવાલયના પાછલા ભાગમાં ગઈ. જતાં જતાં તેણે સખીને કહ્યું "હે સખી, લજ્જાથી હું કુમાર સાથે બોલી શકતી નથી; માટે તું પ્રથમ સર્વ કામો બાજુપર મૂકી આ કુમાર સંબંધી કર્તવ્ય કર, અરે, તે હાથીના સપાટામાંથી જેણે પોતાના જીવની પરવા ન કરતાં મારૂં રક્ષણ કર્યું તેજ આ કુમાર છે. માટે તું બહાર જા. કુમાર સાથે વાતચીત કર અને રીત પ્રમાણે તાંબુલ, પુષ્પ તેને આપ."

સખીની આજ્ઞા સાંભળી તે તરૂણીએ એક ઉત્તમ આસન લીધું. અને સુંદર જગાપર મુકયું પછી રાજપુત્ર સામુ જાઈ બોલી "માહારાજ આપ આ આસનપર બીરાજો. મારી સ્વામિની ચીત્ત દેવપૂજામાં લીન થયાથી જે અપરાધ થયો છે તે માટે કંઇ મનમાં લાવશો નહિ."

કુમારે ઉત્તર આપ્યો કે દેવપૂજા કરતી વખતે જે કંઈ થાય તેને અપરાધ કહેવો નહિ, અને અપરાધ હોય તોપણ તે સર્વ ધર્માચરણના તેજથી નાશ પામે છે. દેવાલયમાં પ્રભુના દર્શનથી હું પવિત્ર થયો છું હું અહિં જમીનપરજ બેસું છું. કારણ ગુરૂ અને દેવની આગળ ગૌરવનો પ્રસંગજ નથી હોતો.

વારંવાર આગ્રહ પૂર્વક વિનંતી સાંભળી જેમ હંસ કમળપર બેસે છે તેમ તે આસનપર બેઠો. પછી તે સખીએ કર્પૂર મિશ્રીત તાંબુલ તે સૌજન્ય તરૂણીની ઇચ્છા

બેઠા. તપસ્વિજન પોતપોતાની યોગ્યતા પ્રમાણે પોતાના આસનપર બેઠા પછી ગુ-રૂએ રાજપુત્રને કુશળતા પુછી.

કુમારે—હાથ જોડીને નમસ્કાર કરીને કહ્યું 'મહારાજ આપની કૃપાથી હું કુશળ છું" મારી એક વિનંતી છે તે આપ સાંભળો. શ્રી ચંદ્રપ્રભુ જીનેશ્વરના દર્શનથી પ્રથમ એક વખત મારા સર્વ પાપ નાશ થયાં છે, પછી ભગવતી તપસ્વીનીના દર્શનથી અને તે પછી મુનિજનના દર્શનથી મારૂં સમગ્ર પાપ નષ્ટ થયું છે, આવી રીતે હું ઘણા પ્રકારે પવિત્ર થયો છું અને તેથી કરીને મને સંતોષ થાય છે. પરંતુ પછીથી તરતજ આ અયોગ્ય આચરણ છે. એમ ભાસે છે એનો અર્થ એ કે આપ વિશ્વ પૂજ્ય હોઇ, મારૂં ગૌરવ કરો છો એ ખરેખર આપ તદન મને અયોગ્ય માન આપો છો. અપૂજ્યને પુજ્ય માનીએ તો તેથી ખરેખર પુર્વાર્જીત પુણ્યનો નાશ થાય છે. આવી સ્થિતિ છે, તો પછી નવું પુન્ય પ્રાપ્ત કરવાની આશા શા માટે રાખવી જોઈએ? દુઃશીલ એવા અમો ક્યાં, અને શીલસાગર એવા તમો ક્યાં? મહારાજ આપજ કહો કે. શીલશાલી જનોએ દુઃશીલવાનની પુજા કરવી યોગ્ય છે? ગ્રહસ્થોએ સાધુજનની ભક્તિ કરવી યોગ્ય છે અને તેમના વિનયને અનુસરીને પણ સાધુજનોએ ગ્રહસ્થ પ્રત્યે તેમ વર્તવું એ યોગ્ય નથી. ગ્રહસ્થ મુનીનું પાદ સેવન કરે તો તેટલાથી તેનું ચિત્ત શુદ્ધ થાય છે. ગ્રહસ્થોને સાધુ સેવા કામધેનુ તુલ્ય છે. એનાથી ઇહ લોકમાં પોતાના મનોરથ પુર્ણ થઇ જ્ઞાન સંપાદન થાય છે અને મરણ પછી સ્વર્ગ પ્રાપ્તિ થાય છે.

સાધુ સેવાથી સંતોષ, માનસિક દુઃખની વિસ્મૃતિ, ચિત્ત શુદ્ધિ, તત્વજ્ઞાન પ્રાપ્તિ, એટલા ગુણ પ્રાપ્ત થાય છે.

ચંદ્ર દર્શનથી જેમ ચંદ્રકાંત મણીનદ્રવ ઉત્પન્ન થાય છે, તેમ મુનિચંદ્રના દર્શનથી અદ્રશ્ય અને અંતરનું પાપ નષ્ટ થાય છે.

અહો સાધુ માહારાજ આપે મારાજેવા ગરીબની પુજા કરી તેથી મારા મનને ખરેખર ખેદ થાય છે કારણ આપે જે કર્યું તે મારા જેવાને યોગ્ય નથી."

રાજકુંવર બોલતો બંધ થયા પછી સર્વ મુની શ્રેષ્ઠોએ પોતાની ડોક હુલાવી.

અંતઃકરણ શુદ્ધ થયા શિવાય વિશ્વ સ્વામિત્વ આવતું નથી. તે મળે તો પણ દેવ અને ગુરૂની ભક્તિ મળતી નથી. રાજકુમારમાં પરસ્પર વીરોધી એવા સર્વ ગુણ હતા. ચંદ્રનું અમૃતમય કીરણકોને સુખ નથી આપતું?

તે અત્યંત સ્નેહબદ્ધ અને બુદ્ધિવાન સાધુ વિચાર કરી કુમાર સાથે બોલ્યો કે "હે કુમાર, તું કેવળ થોર છે. તેથી આવું સવિનય ભાષણ કરે છે. ગુરૂદેવ આગળ જે નમ્ર હોય છે તેમનેજ મોટાપણું પ્રાપ્ત થાય છે. હે કુમાર અમે તને સન્માન આપ્યું તેમાં ખરેખર તારોજ દોષ છે. કારણ તારો આત્મા અસામાન્ય ગુણોનું સ્થાન થઇ બેઠો છે. પુરૂષના ગુણોની તારીફ ગુણીજન ન કરે તો પછી ગુણોને બહુ માન શી રીતે મળે? મુનીજનોએ સામાન્ય અતિથીનું પણ ગૌરવ કરવું એવો ન્યાય છે. અને તું જો અસામાન્ય નૃપ છે તો પછી તારૂ ગૌરવ કરવું એ યોગ્યજ છે; તું અમારો ધણી છે. શિવાય અમારો (અતિથી) મહેમાન છે. આ, અમારા પર

મોટો ઉપકાર છે. તું વર્ણાશ્રમીનો ગુરૂ છે તેથી કરીને અમને તું પૂજ્ય છે. સુખથી ધર્મ આચરણ કરનાર સર્વાશ્રમ વાસીઓને રાજપુત્રએ પાલક તરીકે પુજ્ય છે."

રાજપુત્ર—બોલ્યો યોગ્ય કર્યું અને અયોગ્ય કર્યું, તેની માહારાજને ખબર છે.

તપસ્વિની એ સ્નાન ભોજન ઈત્યાદિ કરાવી કુમારને સંતુષ્ટ કર્યો; કુમાર, વિશ્રાંતિ લઈ તપસીઓ સાથે વાતો કરતો બેઠો.

રાજપુત્ર—શ્રી ચંદ્રપ્રભ નામનો જીનનો મહેલ કોણે બંધાવ્યો? તેમજ તમે જૈન ધર્મની દીક્ષા લીધી છે કિંવા સાધુજન છો? તપસ્વિ શ્રેષ્ટ મલય પર્વતનું અધિદૈવત મલય મેઘ નામનો એક મોટો શ્રાવક (જૈન ધર્મી) છે. તેણે આ મહેલ બંધાવ્યો છે. તેને ચંદ્રશ્રી નામની એક કન્યા છે તે અમારા આશ્રમમા છે તેના સંસર્ગથી અમો જૈન ધર્મિ થયા છીએ.

આ પ્રમાણે જુદી જુદી વાતો કહી રાત્રિ કાઢી. તપસ્વિ લોકો સાથે સવારમાં પુનઃ તે દેવાલય તરફ ગયો, જીનેંદ્રને નમસ્કાર કરીને બીજી બાજુએ બેઠો, જીનેંદ્રને જોઈને પોતાના નેત્રને કૃત કૃત્ય કર્યાં, આણી તરફ જીનાલયમાં પહેલા પેઠેલા યક્ષ અને યક્ષિણી એકત્ર થઈ ઉત્સવના કામો કરતાં હતાં. જીનેંદ્ર આગળ કેટલાક કલશ પુષ્પમાળથી અર્ચિત થએલા પડયા હતા કેટલાક ચંદન ચર્ચિત થએલા હતા. કેટલાક સુગંધી ઉદકથી ભરેલા હતા સુગંધી પુષ્પોની માળાવગેરેના સુગંધી મિશ્રણોથી ભરેલા પાત્રો યક્ષ દેવ સંનીધ લઈ ગયો. દેવના સેવકોએ ધૂપ વગેરે કરી નગારા નોબત વગેરે વાદયો વગાડયાં. પછી જીનેંદ્ર આગળ મૃદંગના નાદસહ ગંભીર ગીતોનો ધ્વનિ યુક્ત મનોહર નાચ શરૂ થયો સ્નાન કરી દીવ્ય વસ્ત્ર પહેરી મલય મેઘ નામનો યક્ષરાજ ત્યાં ગયો. તેની સાથે અનેક યક્ષ અને યક્ષિણીયો હતી. યક્ષે યથાવિધી જીનેંદ્ર પ્રભુની સ્તુતિ કરી.

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી યક્ષરાજ પુત્ર પાસે ગયો અને મોટા આનંદથી તેની સાથે વાતો કરી.

યક્ષ બોલ્યો હે કુમાર, તુ આવ્યો તે સારૂં થયું તારા આવવાથી અમારી રાત્ર સુખમાં ગઈ. હે જગતનું કુશળ કરનાર તું શરીરે કુશળ તો છે ને? તારૂં છેવટે હિત કરવું તેથી હું તને હરણ કરીને અહિં લાવ્યો છું માટે તું મારાપર ગુસ્સે થઈશ નહિ. તારા સૈન્યની કુશળતાની કાળજી કરીશ નહિ. કારણ તેના રક્ષણ માટે તારા તરફથી આળસ થતી નથી એવો તારો પ્રતાપ છે.

રાજપુત્ર બોલ્યો જીનેંદ્ર પ્રભુને નમસ્કાર કર્યાથી તેમજ યતિના દર્શનથી અને તારા ધાર્મિક ભાષણથી હું કુશળ છું. મારા હીત માટે તું અહિં મને લાવ્યો છું. તોપછી મારૂં અંતકરણ દોષિત કેમ થશે? રાજ્ય સૈન્ય એમેનુ આપના પ્રભાવથીજ રક્ષણ થાયછે? ત્યારે સૈન્ય માટે કાળજી શી રીતે થાય? સુખ હોય પણ તેનાથી જો ભાવી દુઃખ પ્રાપ્ત થવાનુ હોય તો તેનાથી મનુષ્યના અંતઃકરણને દુઃખ થાય છે, અને પોતાના હિતેચ્છુ આપ્ત જનની આગળ સુખ પ્રાપ્ત કરવા દુઃખ જો ખેંચી લાવીએ તોપણ તેનાથી સુખજ હોય છે.

બીજી તેના પગ ચોળતી હતી. ત્રીજી તેના મસ્તકના બાંધેલા વાળ છોડતી હતી. ચોથી દાસી તેને પવન નાંખતી હતી અને બીજીઓ તેને સારૂ લાગે માટે વીરસેનની વાતો કરતી હતી.

તે સમએ વિલાસશ્રી મુની ત્યાં ગયા તેમણે રાણીને કહ્યું કે "કેમ મહારાણી, હજુ વીરસેન પ્રત્યેના અનુરાગનો વિચ્છેદ નથી થતો કે? હે દેવિ, જે થવાની તે થઈ ગઇ હવે ગત થએલા સુખનો શામાટે ખેદ કરે છે? હે દેવિ તું વીરસેનને ગુરૂ સમજી તેને પૂજ્યમાન. હવે તેના પ્રત્યે અનુરાગ કરવો યોગ્ય નથી. ગ્રહસ્થાશ્રમ છોડીને જેણે દિક્ષા લીધી છે તેના પ્રત્યે અનુરાગ કરવો, એ તેના ધર્મથી વિરૂદ્ધ હોવાને લીધે, પરમ નિંદ્ય છે.

ચંદ્રશ્રી બોલી હે સખી. મારૂં મન સ્નેહથી કેમ દ્રવી ગયું? અને સંપટ થઇ દાસ્યત્વને પામ્યું?

આ પ્રમાણે સંભાષણ થતાં હતાં એટલામાં આકાશમાંથી એકદમ એક મોટો સર્પ નીચે પડયો. તે સર્પ કાળ દંડવત્ જેવો દેખાતો હતો. સર્પ આગળ ચાલતો હતો ત્યારે તેના મુખનો અગ્ર ભાગ અત્યંત ઉન્નત થએલો દેખાતો હતો. દેવીનો હાથ ઝાલવાને માટે કે શું, તેણે પોતાનું મસ્તક ઉંચું કર્યું હતું. સર્પ રૂપી રાક્ષસે, દેવીને ડંશ કરવાને માટે કે શું, પોતાની જીંહ્વા બાહાર કાઢી હતી. દુઃખથી ગ્રસ્ત થએલી દેવીને ડંશ કરવાનો લાગ સાધી તેણે પોતાની જીવ્હા વધારે બહાર કાઢી. સર્પની બહાર નીકળેલી જીંહ્વા દેવીને સુચવતી હતી કે આજેજ તેનું મરણ કિંવા હરણ આવી પહોંચ્યું. અત્યંત ભયંકર કાળ સર્પને જોઈ સર્વે એ ભયથી નાસવા માંડયું. રાણી તુરત સચેતન થઇ, નવકાર રૂપ મહા મંત્રનું સ્મરણ કરવાનો આરંભ કર્યો. તે મહામંત્રના પ્રભાવથી સર્પનું ચલનવલન બંધ થયું. અને તે પન્નગેશ્વર તત્કાળ નિશ્ચેષ્ટ થઈ પડયો. જેણે વિદ્યાબળથી મોટું ભયંકર વાદળ ઉત્પન્ન કર્યું, જેના યોગે મંદાર પર્વતના શિખરો તૂટી પડયાં, જેણે ધુળથી નેત્રને આચ્છાદન કરી, પૃથ્વિ અને આકાશ વચ્ચે અંધકાર કરી, આકાશ પાતાળ એક કર્યું, એવો ચંડકેતુ નામનો ખેચર (આકાશ ગામી) ત્યાં ગયો; અંધકારમાં અદ્રશ્ય રૂપે જઈ, તે પરિવારના સમક્ષ, તેણે વીરની સ્રીનું હરણ કર્યું. સુંદર ગાદીપર તેને સુવાડી, ચંડકેતુએ તેના શરીરપર હાથ ફેરવ્યો; ત્યારે ચંદ્રશ્રીને માલુમ પડયું કે ખેચરે પોતાનું હરણ કર્યું છે તે મનમાં વિચાર કરવા લાગી કે "આ પાપીએ મારૂં શામાટે હરણ કર્યું હશે? થયું તે થોડુંજ થયુ છે કારણ મારા પ્રિય પતિએ મારો ત્યાગ કર્યો છે ત્યારે હજુ મારે ઘણું દુખ સહન કરવુ બાકી છે આ પાપી ખેચર કોણ હશે? હવે આ મને શું કરશે? હશે. રાગ દ્રેશ યુકત કાંઇ પણ થશે, તેનો વિચાર કરવાથી શું ફળ પ્રાપ્ત થશે? કોઈ પરસ્રિનું હરણ કરે તો તે પ્રીતિ પૂર્વક કરેછે કિંવા દ્રેષ પૂર્વક કરેછે, પ્રીતિ પૂર્વક કર્યું હોય તો કામવશ થઈને તેણે આ કૃત્ય કર્યું કહેવાય, અને દ્વેષ પૂર્વક કર્યું હોયતો શત્રુનું વેર વાળવાના ઇરાદે આ કૃત્ય કર્યું કહેવાય.

ક્રોધ અને દ્વેષ એ જે અર્થે અનર્થનું મુળ છે તે અર્થે મારૂ હરણ કરવામાં તેનો ત્રીજો હેતુ કયાંથી હોય? કારણ સમસ્ત ભુવનમાં હરણનો હેતુ આ સિવાય બીજો નજ હોવો જોઇએ. મને શીલ રક્ષણ કિંવા મરણ એ ઇષ્ટ છે. શીલ એજ મેં ઇચ્છ્યું છે તો પછી, મને શું કરનાર છે? સ્ત્રીયો સ્વભાવતઃજ શોક કરેછે! પણ હવે મારે શોક શામાટે કરવો જોઇએ? કારણ કર્મપ્રાપ્ત જે દુઃખો છે તે શોક કરવાથી દુર થતાં નથી. પુર્વ જન્મના કર્મથી મને જે જે દુઃખ પ્રાપ્ત થશે તે તે સર્વ મારે સહન કરવાં જોઇએ.

ચંદ્રશ્રી વિચાર કરતી બેઠી હતી તે વખતે ચંડકેતુએ તેને મલયશૈલના શિખરપર લેઇ જઈને મૂકી. વિદ્યાધરે તેનું રૂપ જોતા વાતજ, તેને છોડી દીધી અને વિસ્મયથી નેત્ર પ્રફુલ્લિત કરી બોલ્યો "આ હા, આ રાણીના રૂપ જેવું ત્રીલોકમાં બીજા કોઈનું રૂપ નથી. આ રૂપવતી સ્ત્રી જેની ભાર્યા હશે તેના જન્મનું ખરેખર સાર્થક થયું છે. આકૃશ શરીરની સ્ત્રી, પોતાના ભ્રૂધનુષ્યમાંથી છોડેલા તીક્ષ્ણ નેત્ર કટાક્ષરૂપી બાણથી સુરા સુરને ક્ષણમાં જીતી લે છે. આકાશમાં પ્રકાશનાર સકલંક ચંદ્ર નિષ્કલંક અને પ્રકાશીત્ એના મુખચંદ્રનો અવતાર છે. એનું અતિ વિસ્તીર્ણ અને જેના પર મોટા સ્તન છે એવું વક્ષઃસ્થળ, આકાશ પ્રમાણે વિદ્યાધર અને અમરેંદ્ર તે જગમ્ય છે એની કટી વીરસેન શય્યાથી મુક્ત થએલી હોઇ, અતિ ક્ષીણ થઈ છે. એના જંગારૂપી સ્તંભમાં મત્ત હાથી પ્રમાણે કામદેવે સતત વાસ કરેલો જણાય છે. એનું શોભાવંત જે જે અંગ હું જોઊછું તે તે અતિ રમણીય હોવાથી મને અત્યંત પ્રેમ ઊત્પન્ન થાયછે એનું રૂપ અતિ રમ્ય છે, સ્વભાવતઃ એ પર પુરૂષથી અત્યંત વિમુખ છે. સિવાય જૈન ધર્મનો તે વિચાર કરનારી છે, ત્યારે તેમને શી રીતે પ્રાપ્ત થશે?"

ચંદ્રશ્રી ( વિદ્યાધર પોતાના મનમાં મારૂં ચિંતન કરતો જોઇ )—તેં અનુરાગ બદ્ધ થઇ મારૂં હરણ કર્યું છે, કિંવા ક્રોધથી હરણ કર્યું છે? આ કૃત્ય તેં અનુરાગથી કર્યું હોય તો આ તારો પ્રયત્ન નિષ્ફળ છે. અને ક્રોધથી હરણ કર્યું હોય તો જલદી મને છોડી દે.

ચંડકેતૂ—પૂર્વે તારા પતિએ મારા પવનકેતૂ નામના ભાઇને માર્યો છે એ વાતને દિવસો વહી જાય છે. માટે વેર વાળવામાં ક્ષમા ન જોઇએ, મેં તારૂં ક્રોધથી હરણ કર્યું છે ખરૂં, પરંતુ હે સુંદરી તને તારા પતિએ છોડી દીધીછે માટે હવે તને જોઇ મનમાંનુ વેર નાશ પામે છે. જે રૂપ જોવાથી જેની બુદ્ધિ ક્રુર છે, જે ક્રોધ યુક્ત છે, જેણે વેર ધારણ કર્યું છે. એવા જંતોને પણ પ્રીતિ ઉત્પન્ન થાયછે. અને તેજ રૂપનું વર્ણન વિદ્વાનો કરે છે. તારૂં શીળ હું સમજુછું. પરંતુ તારા સૌદર્યથી હું તદન મોહિત થઇ ગયો છું. તો હે પ્રિયે, ગુણાનુ રક્ત જે હું તેને જે કાંઈ કરવું હોય તે કર.

ચંદ્રશ્રી બોલી અરે ખેચર તું વ્યર્થ મૂઢ થઇ ગયો છે. તેથી આવું ભાષણ વદે છે. અરે તું ગુણાનું રક્ત છે, એમ કહે છે. પરંતુ આવા પ્રકારથી ગુણાનું

રક્ત થવું એ દોષ યુક્તજ છે. અનુરાગ પ્રાપ્ત થાય તો શું થયું ? તે જો પરસ્ત્રી પ્રત્યે થાય તો તે દોષ યુક્ત છે. એમ વિદ્વાન લોકો કહે છે. દોષાનુરાગથી અપેક્ષા કરવી એ પ્રથમ નિંદ્ય છે. અનુચિત એ સત્યથી ઉલટું છે. હે કામાંધ આ રાજહંસ પ્રિયનું અનિષ્ટ કેમચિંતે છે.

ગજવૈરીપજે સિંહ તેની મૃગની અગમ્ય એવી જે સ્ત્રિ તેના પ્રત્યે મૃગનો અનુરાગ એટલે કેવળ દુઃખનુંજ કારણ છે, બીજું શું ? તારામા, આકાશ પંથે ફરવાની શક્તિ છે. એટલાજ કારણથી તું પોતાને બળવાન સમજે છે ? હશે તેમાં તારો દોષ શો ? કારણ તારૂ સર્વ કૂળ પાપી છે. ચંડાળ કૂળ શિવાય બીજું કોણ ગોમાંસ ભક્ષણ કરે ? અરે, તારા ભાઇનો વધ થયો છે તેનું સ્મરણ કરી હજુ તું ચેત. હજુ તું મોહા મૂઢ રહી પરસ્ત્રિ હરણ કરવાનું પાપ છોડતો નથી. મૂઢ જન રક્ત, માંસ, પરૂ, મળ ઇત્યાદિ સેંકડો અશુદ્ધ પદાર્થથી ભરેલી વૈતરણી નદિમાં ડુબીને રહે છે. પરિપકવ થએલાં ઘીલોડાં જેવાં જેના હોઠ છે અને રોમાંચ રૂપી કાટાથી યુકત એવું જેનું શરીર છે. તે પરસ્ત્રિ રૂપ શમીના ઝાડને મૂઢ લોક આલિંગન કરવાથી મહાપાપ થાય છે એટલુંજ નહીં પણ પરસ્ત્રી ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થવી એ પણ મહાપાપનું કારણજ છે. સ્રીયો પ્રત્યે જેનો આત્મ પરભાવ નથી, અને પરસ્ત્રી માતા અને બેન પ્રમાણે જે સમજતા નથી તે જન કુત્રા જેવા છે. જેના સેવનથી આ લોકમાં અને પરલોકમાં દુઃખ પ્રાપ્ત થાય છે એવી સ્રીને અનુરાગ વિષયમાનો અનુરાગથી સેવન કરવું, યોગ્ય કેમ કહેવાય ? "હું પરસ્રી ભોગવું છું એમ કોણ જાણશે." એમ માત્ર સમજીશ નહીં. કારણ અંતર આત્માજ આપણો શત્રુ થશે. માટે આવું કર્મ કરીશ નહીં.

ખેચર (મનમાં અતિ ક્રોધી થઇ, નેત્ર લાલચોળ કરી) બોલ્યો હે ચંદ્રશ્રી અમારાપર તારો અનુરાગ ન હોય તો ભલે, પણ આ લવારી શામાટે કરે છે ? તારા દુર્ભાષણનું ફૂળ હમણાંજ તને આપું છું. તે કેવી રીતે તે તું સાંભળ. તારી પ્રાર્થના વગેરે ન સાંભળતા, હમણાજ તારો ઉપભોગ લઇશ.

ચંદ્રશ્રીએ તેનું ભાષણ સાંભળી શીલ ભંગ થવાના ભયથી મલય પર્વતના અગ્ર ભાગપરથી નીચે પડતું મુકયું. કૂળવાન સ્ત્રિયોને જીવ અને શીલ પૈકી શીલ અધિક પ્રિય હોય છે કારણ જીવિત પુનઃ પ્રાપ્ત થાય છે પરંતુ શીલ એક વખત ભંગ થયું તો તે પુનઃ પ્રાપ્ત થતુ નથી. તે સમયે ચંદ્રશ્રીએ ત્રિલોકમા દૂર્લભ એવા શીલના રક્ષણ માટે પોતાનું જીવિત્ત તૃણ તુલ્ય માન્યું. તાત્પર્ય તેણે શીલ રક્ષણ માટે એવું કૃત્ય કર્યું. ત્યારે મલયાચલપર રહેનાર મલયમેઘ નામનો જેહુ તેણે તેને નીચે પડતી જોઈ.

"તેના સત્યથી હું સંતુષ્ટ થયો, અને મને તેની દયા આવી તેથી મેં મમતાથી બન્ને હાથથી તેને ઉચકી દેવ સ્ત્રિ પ્રમાણે તો સ્વરૂપ સ્ત્રિને જોઇને મેં વિચાર ર્યો કે આ સુલક્ષણી કોઇ અત્યુત્તમ સ્ત્રિ હોવી જોઇએ, આના બંન્ને કપોલ કિંચીત

પાંડુ વર્ણ છે આ ઉપરથી તે ગર્ભવંતી હોય એમ લાગે છે. તેની કાંતિ સુંદર છે. તેનું અંગકૃશ થએલું હોવા છતાં તેના નેત્ર સુંદર છે. તેના સગર્ભ શરીર કાંતિથી સર્વ દીશા ધોળી શુભ્ર દેખાય છે અને શરદ રૂતુના આભ્ર આચ્છાદિત ચંદ્ર પ્રકાશ પ્રમાણે છે. એવું જોઇ તેના બન્ને દંડ ઝાડી પર્વતના જંગલના રસ્તામાંથી તેને હીંગલી પ્રમાણે ઉંચકી ઘેર લઇગયો. અને સુંવાળી ગાદીપર સુવાડી હું દૂર બેઠો, અને કહ્યું "હે વત્સે તું મલય પર્વત ઉપરથી નીચે પડી માટે ભય પામીશ નહિ." ત્યાં રહેનારા મલય મેઘ નામના રાજા તને ઉચકી લાવ્યો છે, સદગુણો જોઇ ગુણી લોકનું અંતઃકરણ દ્રવે છે માટે હે ગુણવતી હું તને તારે ઘેર લાવ્યો છું આ તારૂં ઘર છે. હું તારો પિતા છું એમ સમજી તારૂં અંતઃકરણ સ્થિર કર. હવે તારો પ્રસૂતિકાળ તદન પાસે આવ્યો છે! તું નિઃશલ્ય થઇ યોગ્ય સમયે તારે જે કરવું હોય તે કરજે.

**ચંદ્રશ્રી** બોલી-તારા ઘરમાં રહેવાથી મને લેશ માત્ર પણ ખેદ થતો નથી. કારણ તું મારૂં રક્ષણ કરનાર પિતા સર્વદા મારી પાસેજ છે. હે તાત, હું સંકટમાં પડી, પણ હે પુન્યશાળી, તેં મારાપર દયા કરી છે. હું પર્વતપરથી નીચે પડી, તે વખતે જો તેં મારૂં રક્ષણ કર્યું નહોત, તો હું માંસહારિ પ્રાણીનું ભક્ષ થઇ પડત.

**મલયમેઘ**-હેવત્સે, આવા પ્રકારના ગુણો અને લક્ષણોવાળી આવા દુઃખમાં કોઇ કોઇ વખત પડે છે, આ દુઃખ પુર્વ જન્મમાં કરેલા કર્મોનું ફળ હોય તોપણ સદ્‌ગુણના પ્રભાવથી તે વધારે વખત ટકી શકતું નથી.

આ પ્રમાણે તેને આશ્વાસન આપવાથી તે નિર્ભય થઇ મહેલમાં આમ તેમ ફરતી હતી. સર્વ યક્ષસ્રીયો તેને જોઇ ચકિત થઇ ગઇ. અને ચંદ્રશ્રીનું રૂપ જોઇ મનમાં જૂદા જૂદા વિચાર કરવા લાગી. સ્રીયો માંહે માંહે વાતો કરતી કે "શું આ શ્રાપ ભ્રષ્ટ રાણી છે કિંવા કોઇ સુંદરી છે? શહ રાજા આ વિદ્યાધર વધુને તો નહીં લાવ્યો હોયને? પોતાના અદ્‌ભુત્ રૂપથી જગતને આનંદ આપનાર આ સ્રી કોની હશે? તે અહીં શા માટે આવી હશે? પોતાના જેવું સૌંદર્ય તેણે સ્રીલોકમાં જોયું નહીં હોય તેથી તે કદાચ કૌતકથી અહીં તો નહીં આવી હોયને? દેવ દૈત્યાદિકની સ્રીયોના ગર્વનું હરણ કરવા તો તે અહીં આમ તેમ નહીં ફરતી હોયને?"

આ પ્રમાણે સર્વ યક્ષસ્રીઓ માંહેમાંહે વાતો કરતી હતી તે સમયે મેં હાથ જોડી સ્નેહથી તેમને કહ્યું કે "આ પતિવ્રતાને, કંઇ પણ શંકા ન લાવતાં, તમો સર્વ માતા પ્રમાણે, કુલદેવી પ્રમાણે, ગુરૂ પ્રમાણે, અને સ્વામિની પ્રમાણે માનજો. આ વીરસેનની પ્રિય ભાર્યા છે. કોઇ વિદ્યાધરે વેર લેવાના હેતુથી તેનું હરણ કર્યું છે. તે પાપીષ્ટ તેને મલય પર્વતના શિખરપર લેઇ ગયો હતો. અને આ દેવિના પતિવ્રત્યનો બળાત્કારથી ભંગ કરવા પ્રવૃત થયો હતો. એવો તેનો દુષ્ટ હેતુ જોઇ નિર્મળ શીલનું રક્ષણ કરવા, નિઃશંકપણે આ સાધવીએ શિખરપરથી નીચે પડતું મેલ્યું. તેની પુન્યાઇથી, તે સમયે હું ત્યાં જઇ ચડયો. અને તેને ઉચકીને ઘણા

આનંદથી અહીં લાવ્યો છું. આનું આચરણ અને દેહ અત્યંત પવિત્ર છે. મહા પુન્યવંતી ને ધન્ય છે. જે સ્થળમાં તે રહેશે તે સ્થળ પવિત્ર થશે.

જે જૈન ધર્મિ પોતાનું, શીલ ખંડિત થવા દેતો નથી, તેને દેવ પણ નમસ્કાર કરે છે તો પછી બીજાની વાતજ શી કરવી ?

શીલેએજ, ચરિત્ર, તપ, અને ગુણ છે શીલ સિવાય ચારિત્ર તપ, અને ગુણ વ્યર્થ છે. જે પુરૂષનું ચોરી કરવાનું શીલ નથી તેને દેવ પણ વંદન કરે છે.

હીરા, માણેક અને જડાવના અલંકાર સહજ પ્રાપ્ત થવા જેવા છે, પરંતુ શીલ રૂપી ભૂષણ માત્ર અતિ દુર્લભ છે.

જો કોઇ સ્ત્રી ગમે તેટલા અલંકાર ધારણ કરે, પણ શીલ રૂપી અલંકાર ધારણ ન કરે તો, તે મસ્તાન સાંઢ જેવી અશુદ્ધ છે. તે ઇષ્કબાજ સ્ત્રી લોકોમાં શોભતી નથી.

આને તમે દેવતાના પ્રમાણે પૂજ્ય માનજો. કારણ આ જગતમાં ગુણોનું ગૌરવ એજ પુન્યતાનું મુખ્ય કારણ છે.”

“મારા પ્રભાવથી ચંદ્રશ્રીનો મનોરથ પુર્ણ થઇ તે સુખથી, નિર્ભયપણે ઘેર આવી. જેમ જેમ તેનો ગર્ભ વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ સર્વ વિશ્વ આનંદમય થાય છે એમ તેને ભાસતું હતું. મારાઘરમાં ચંદ્રશ્રીના ગર્ભના મહાત્મથી, શુભ ચિન્હ જણાવા લાગ્યા. સર્વ આનંદીત્ થયા. શત્રુ પણ નોકર જેવા વર્તવા લાગ્યાં. જો કોઇ કાર્ય અસાધ્ય હોય તોપણ તે સિદ્ધ થતું. અને હું એકલોજ ઇંદ્રિને પણ ભારે થઇ પડયો. ચંદ્રશ્રીના મહાન્ ગર્ભપ્રભાવથી મારા ઘરમાં નાના પ્રકારના શુભ લક્ષણો થવા લાગ્યાં. એક દિવસે મેં તેને કહ્યું કે “હે પુત્રિ, મારો હાલ જે અભ્યુદય થાય છે તે સર્વ તારા ગર્ભનો પ્રતાપ છે, આ શુભ ચિન્હોથી એમ જણાય છે કે તારા ગર્ભમાં કોઈ અવર્ણનિય તેજ છે. તારા ગર્ભમાં જે કોઇ તેજો-મય ઉત્પન્ન થયા છે તે અમારા નેમને પણ દુર્ઘટ છે (જેની સામું જોઈ શકાતું નથી તે) આ પ્રમાણે ચંદ્રશ્રીને હું વારંવાર અભિનંદન કરતો હતો, ત્યારે તે સંતુષ્ટ થઇ, ગર્ભનું પરિપાલન કરતી હતી. આવી રીતે ઘણો વખત ગયા પછી નવ માસ પૂર્ણ થયા.

ઉત્તમ યોગ, યુકત તિથી, વાર, નક્ષત્ર અને શુભ દિવસે, ઉત્તરોત્તર વૃદ્ધિ પામનાર, જગદ્વંધ, અને નિર્મળ ચંદ્રકોર જેવી કન્યાને ચંદ્રશ્રીએ જન્મ આપ્યો.

આ સમયે આકાશમાં સુંદર ધ્વનિ થવા લાગ્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. અને સર્વત્ર મંગળ ધ્વનિ પ્રસરી રહ્યો; પરિવાર જનોએ ઘણા આનંદથી મને વધી આવી હું ઘણો સંતુષ્ટ થયો અને વધપિન વિધિ કરવા ગયો. સૂતિકા કૃત્ય થયા પછી, સર્વ લક્ષણ સંપૂર્ણ કુલ બાળીકાને જોઈ મે ચંદ્રશ્રીને કહ્યું કે “હે ચંદ્રશ્રી, હે દેવિ, આપુત્રીના રૂપમાં પ્રત્યક્ષ પુર્વ જન્મગત પુન્યની પ્રતિમાજ અવતરી છે. હે પુત્રિ, આ છોકરીના લક્ષણ જોતાં, આ પુત્રિ, જ્ઞાન બળથી સર્વ વિશ્વના કલ્યાણને પાત્ર થશે. આ કન્યા રત્ન સંસારનો સાર, ભૂતળનું ભૂષણ, અને સ્ત્રી સમુદાયનો

તિલકજ છે. તારા જેવાના ઉદરમાંથીજ આવાં રત્નો ઉત્પન્ન થાય છે. ચંદ્રનું મૂળ જે રોહુણાદ્રિ, તેના સિવાય આકાશમાં અનેક વિવિધ રત્નો છે પણ તે ચંદ્ર જેવાં નથી. અને જગતમાં કાર્યો થાય છે તે કારણોના રૂપ જેવાંજ થાય છે આમ્રવૃક્ષમાંથી કદી પણ લિંબોળીયો ઉત્પન્ન થતી નથી.

આ કન્યા સાથે જેનું લગ્ન થશે, તે ચતુઃસમુદ્ર પર્યંત સર્વ રાજાનો અગ્રણી થઇ રાજ્ય કરશે.

દિવસે દિવસે કન્યારત્ન વૃદ્ધિ પામતું હતું. માતા અને કન્યાનું હું રક્ષણ કરતો હતો. એક માસ પછી યોગ્ય વિધિ વગેરે કરી, મોટા આનંદથી મેં તેનું નામ પાડયું. સર્વ જગમાં એના કરતાં બીજી સુંદર સ્ત્રી નથી એમ સમજી તેનું નામ ભુવનસુંદરી પાડયું. સુરસ્ત્રીયોએ ઘણા કૌતકથી તેનું પાલન કર્યું. કલ્પવલ્લી માફક કન્યા મારા ઘરમાં પ્રતિદિન મોટી થઇ ગઈ.

કમળમાં કમલિનીસહ, જેમ રાજહંસી ફરે છે, તેમ દેવજનોની આંગળી ઝાલી તે ચાલતી હતી. તે જેમ જેમ મારા ઘરમાં મોટી થતી ગઇ, તેમ તેમ જૂદા જૂદા પક્ષના લોકો માંહે માંહેનો વેરભાવ ત્યાગ કરી વર્ત્તવા લાગ્યા. સ્ત્રીઓ શું પરાક્રમ કરે? એવો વિચાર કરવો ન જોઈએ. કારણ રાત્રિના ચંદ્રની વૃદ્ધિ પામતી કળા અંધકારનો નાશ નથી કરતી? જ્યાં નાગદમની નામની થોડી પણ ઔષધિ છે, ત્યાં અરણ્યમાંથી સર્પ નથી નાશી જતા?

યક્ષિણીથી વેષ્ટિત્ થઈ, તે કન્યા મહેલામાં, બાગમાં, નદીમાં, અને સરોવરમાં રમતી હતી. તે નદીના તીરે રેતીનો દેવ બનાવી તેની સાથે રમતી હતી. પૂર્વ જન્મના ધર્માભ્યાસથી તેની ધર્મબુદ્ધિ થઇ તે તેવા પ્રકારની રમતો રમતી હતી. તેજ સુબુદ્ધિના યોગથી, ઘરમાં જીનભગવાનની સ્થાપના કરી, તે મૂર્તિને ધોએલું શુભ્ર વસ્ત્ર પહેરાવી, પુષ્પાદિકથી પૂજા કરતી હતી. તે કેટલીક વખતે ભુષણ યોગ્ય અને અલંકારયુક્ત ઢીંગલીઓને જીનચંદ્રના પગ નીચે મૂકતી હતી. આ પ્રમાણે જેનાપર નૈસર્ગિક સમ્યકત્વનો પરિણામ થયો હતો, તે કન્યા રમતના યોગે પણ ધર્મ વૃદ્ધ લોકોની ધાર્મિક વાસના વધારતી હતી, કોઈ પાસેથી શિક્ષણ ન લેતાં જેટલા જ્ઞાન વિષય છે તે, અને શ્રુત, શાસ્ત્ર વગેરે સર્વ સંપાદન કર્યાં. સૂર્ય દર્શનથી જેમ કમળ પ્રફુલ્લિત થાય છે તેમ આવા પ્રાણીઓને ગુરૂની કેવળ, નિમિત્તમાત્ર દિગ-દર્શન માટે જરૂર છે.

કેટલાક દિવસ પછી, સર્વ જાનેત્રને આનંદ આપનારું, તારૂણ્ય તેને પ્રાપ્ત થયું. સર્વાંગ સુંદરાકૃતિ એવી તે કન્યા, વસંત રૂતૂમાં શોભનાર વનરજી પ્રમાણે અથવા શરદ રૂતુની કમલિની પ્રમાણે શોભાવા લાગી સર્વ જગતના લોકને મોહ ઉત્પન્ન કરનાર, ધર્મબુદ્ધિનો અતિશય દ્વેષ કરનાર, જીતેંદ્રિય મનોવૃત્તિનું ઉચ્ચાટન કરનાર, સર્વ જનને વશ કરનાર, બાલચેષ્ટાનું શાંતિક, રમ્યશ્રીનું સંરક્ષક, એવું તારૂણ્ય તેને અતિશય શોભવા લાગ્યું.

એક દિવસે ચંદ્રશ્રીએ, પોતાની પુત્રિને યૌવન અવસ્થા પ્રાપ્ત થએલી જોઇ,

આનંદથી અહીં લાવ્યો છું. આનું આચરણ અને દેહ અત્યંત પવિત્ર છે. મહા પુન્યવંતી ને ધન્ય છે. જે સ્થળમાં તે રહેશે તે સ્થળ પવિત્ર થશે.

જે જૈન ધર્મિ પોતાનું, શીલ ખંડિત થવા દેતા નથી. તેને દેવ પણ નમસ્કાર કરે છે તો પછી બીજાની વાતજ શી કરવી?

શીલએજ, ચરિત્ર, તપ, અને ગુણ છે શીલ સિવાય ચારિત્ર તપ, અને ગુણ વ્યર્થ છે. જે પુરૂષનું ચોરી કરવાનું શીલ નથી તેને દેવ પણ વંદન કરે છે.

હીરા, માણેક અને જડાવના અલંકાર સહજ પ્રાપ્ત થવા જેવા છે, પરંતુ શીલ રૂપી ભૂષણ માત્ર અતિ દુર્લભ છે.

જો કોઇ સ્ત્રી ગમે તેટલા અલંકાર ધારણ કરે, પણ શીલ રૂપી અલંકાર ધારણ ન કરે તો, તે મસ્તાન સાંઢ જેવી અશુદ્ધ છે. તે ઇષ્કબાજ સ્ત્રી લોકોમાં શોભતી નથી.

આને તમે દેવતાના પ્રમાણે પૂન્ય માનજો. કારણ આ જગતમાં ગુણોનું ગૌરવ એજ પુન્યતાનું મુખ્ય કારણ છે."

"મારા પ્રભાવથી ચંદ્રશ્રીનો મનોરથ પુર્ણ થઇ તે સુખથી, નિર્ભયપણે ઘેર આવી. જેમ જેમ તેનો ગર્ભ વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ સર્વ વિશ્વ આનંદમય થાય છે એમ તેને ભાસતું હતું. મારાઘરમાં ચંદ્રશ્રીના ગર્ભના મહાત્મથી, શુભ ચિન્હ જણાવા લાગ્યા. સર્વ આનંદીત્ થયા. શત્રુ પણ નોકર જેવા વર્તવા લાગ્યાં. જો કોઇ કાર્ય અસાધ્ય હોય તોપણ તે સિદ્ધ થતું. અને હું એકલોજ ઈંદ્રને પણ ભારે થઇ પડયો. ચંદ્રશ્રીના મહાન્ ગર્ભપ્રભાવથી મારા ઘરમાં નાના પ્રકારના શુભ લક્ષણો થવા લાગ્યાં. એક દિવસે મેં તેને કહ્યું કે "હે પુત્રિ, મારો હાલ જે અભ્યુદય થાય છે તે સર્વ તારા ગર્ભનો પ્રતાપ છે, આ શુભ ચિન્હોથી એમ જણાય છે કે તારા ગર્ભમાં કોઈ અવર્ણનિય તેજ છે. તારા ગર્ભમાં જે કોઇ તેજોમય ઉત્પન્ન થયા છે તે અમારા નેમને પણ દુર્ધટ છે (જેની સામુ જોઇ શકાતું નથી તે) આ પ્રમાણે ચંદ્રશ્રીને હું વારંવાર અભિનંદન કરતો હતો, ત્યારે તે સંતુષ્ટ થઇ, ગર્ભનું પરિપાલન કરતી હતી. આવી રીતે ઘણો વખત ગયા પછી નવ માસ પૂર્ણ થયા.

ઉત્તમ યોગ, યુકત તિથી, વાર, નક્ષત્ર અને શુભ દિવસે, ઉત્તરોત્તર વૃદ્ધિ પામનાર, જગદ્વંદ્ય, અને નિર્મળ ચંદ્રકોર જેવી કન્યાને ચંદ્રશ્રીએ જન્મ આપ્યો.

આ સમયે આકાશમાં સુંદર ધ્વનિ થવા લાગ્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. અને સર્વત્ર મંગળ ધ્વનિ પ્રસરી રહ્યો; પરિવાર જનોએ ઘણા આનંદથી મને વધાવી. હું ઘણો સંતુષ્ટ થયો અને વધપિન વિધિ કરવા ગયો. સૂતિકા કૃત્ય થયા પછી, સર્વ લક્ષણ સંપૂર્ણ કુલ બાળીકાને જોઈ મેં ચંદ્રશ્રીને કહ્યું કે "હે ચંદ્રશ્રી, હે દેવિ, આપુત્રીના રૂપમાં પ્રત્યક્ષ પુર્વ જન્મગત પુન્યની પ્રતિમાજ અવતરી છે. હે પુત્રિ, આ છોકરીના લક્ષણ જોતાં, આ પુત્રિ, જ્ઞાન બળથી સર્વ વિશ્વના કલ્યાણને પાત્ર થશે. આ કન્યા રત્ન સંસારનો સાર, કુલનું ભૂષણ, અને સ્ત્રી સમુદાયનો

તિલકજ છે. તારા જેવાના ઉદરમાંથીજ આવાં રત્નો ઉત્પન્ન થાય છે. ચંદ્રનું મૂળ જે રોહણાદ્રિ, તેના સિવાય આકાશમાં અનેક વિવિધ રત્નો છે પણ તે ચંદ્ર જેવાં નથી; અને જગતમાં કાર્યો થાય છે તે કારણોના રૂપ જેવાંજ થાય છે આમ્રવૃક્ષમાંથી કદી પણ લિંબોળીયો ઉત્પન્ન થતી નથી.

આ કન્યા સાથે જેનું લગ્ન થશે, તે ચતુઃસમુદ્ર પર્યંત સર્વ રાજાનો અગ્રણી થઇ રાજ્ય કરશે.

દિવસે દિવસે કન્યારત્ન વૃદ્ધિ પામતું હતું. માતા અને કન્યાનું હું રક્ષણ કરતો હતો. એક માસ પછી યોગ્ય વિધિ વગેરે કરી, મોટા આનંદથી મેં તેનું નામ પાડયું. સર્વ જગમાં એના કરતાં બીજી સુંદર સ્ત્રી નથી એમ સમજી તેનું નામ ભુવનસુંદરી પાડયું. સુરસ્ત્રીયોએ ઘણા કૌતકથી તેનું પાલન કર્યું. કલ્પવલ્લી માફક કન્યા મારા ઘરમાં પ્રતિદિન મોટી થઇ ગઈ.

કમળમાં કમલિનીસહ, જેમ રાજહંસી ફરે છે, તેમ દેવજનોની આંગળી ઝાલી તે ચાલતી હતી. તે જેમ જેમ મારા ઘરમાં મોટી થતી ગઇ, તેમ તેમ જૂદા જૂદા પક્ષના લોકો માંહે માંહેનો વૈરભાવ ત્યાગ કરી વર્ત્તવા લાગ્યા. સ્ત્રીઓ શું પરાક્રમ કરે? એવો વિચાર કરવો ન જોઈએ. કારણ રાત્રિના ચંદ્રની વૃદ્ધિ પામતી કળા અંધકારનો નાશ નથી કરતી? જ્યાં નાગદમની નામની થોડી પણ ઔષધિ છે, ત્યાં અરણ્યમાંથી સર્વ નથી નાશી જતા?

યક્ષિણીથી વેષ્ટિત્ થઈ, તે કન્યા મહેલામાં, બાગમાં, નદીમાં, અને સરોવરમાં રમતી હતી. તે નદીના તીરે રેતીનો દેવ બનાવી તેની સાથે રમતી હતી. પૂર્વ જન્મના ધર્માભ્યાસથી તેની ધર્મબુદ્ધિ થઇ તે તેવા પ્રકારની રમતો રમતી હતી. તેજ સુબુદ્ધિના યોગથી, ઘરમાં જીનભગવાનની સ્થાપના કરી, તે મૂર્તિને ધોએલું શુભ્ર વસ્ત્ર પહેરાવી, પુષ્પાદિકથી પૂજા કરતી હતી. તે કેટલીક વખતે ભુષણ યોગ્ય અને અલંકારયુક્ત ઢીંગલીઓને જીનચંદ્રના પગ નીચે મૂકતી હતી. આ પ્રમાણે જેનાપર નૈસર્ગિક સમ્યક્ત્વનો પરિણામ થયો હતો, તે કન્યા રમતના યોગે પણ ધર્મ વૃદ્ધ લોકોની ધાર્મિક વાસના વધારતી હતી, કોઈ પાસેથી શિક્ષણ ન લેતાં જેટલા જ્ઞાન વિષય છે તે, અને શ્રુત, શાસ્ત્ર વગેરે સર્વ સંપાદન કર્યાં. સૂર્ય દર્શનથી જેમ કમળ પ્રફુલ્લિત થાય છે તેમ આવા પ્રાણીઓને ગુરૂની કેવળ, નિમિત્તમાત્ર દિગ-દર્શન માટે જરૂર છે.

કેટલાક દિવસ પછી, સર્વ જનેત્રને આનંદ આપનારું, તારૂણ્ય તેને પ્રાપ્ત થયું. સર્વાંગ સુંદરાકૃતિ એવી તે કન્યા, વસંત ૠતુમાં શોભનાર વનરજી પ્રમાણે અથવા શરદ ૠતુની કમલિની પ્રમાણે શોભાવા લાગી સર્વ જગતના લોકને મોહ ઉત્પન્ન કરનાર, ધર્મબુદ્ધિનો અતિશય દ્વેષ કરનાર, જીતેંદ્રિય મનોવૃત્તિનું ઉચ્ચાટન કરનાર, સર્વ જનને વશ કરનાર, બાલચેષ્ટાનું શાંતિક, રમ્યશ્રીનું સંરક્ષક, એવું તારૂણ્ય તેને અતિશય શોભવા લાગ્યું.

એક દિવસે ચંદ્રશ્રીએ, પોતાની પુત્રિને યૌવન અવસ્થા પ્રાપ્ત થએલી જોઈ,

ધર્માનુષ્ઠાન બુદ્ધિથી મને. વિનંતિ કરી કે "અહો તાત, આ ભવસાગરમાં દુર્લભ એવો મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા પછી, મનુષ્યે હર પ્રકારે આત્મહિત કરવું જોઈએ. આ લોકમાં પરમાર્થ સંબંધી ધર્મ સિવાય કંઇપણ થઈ શકતું નથી. સંકટ અવસ્થામાં પડેલા જીવનો ઉદ્ધાર ધર્મજ કરે છે.

દરિદ્રીને જેમ પૈસો સુખકર છે, દુઃખિને જેમ બંધુ સુખકર છે, રોગીને જેમ વૈદ્ય સુખકર છે તેમ ધર્મ એ પરમ સૌખ્ય આપનાર છે. અહો તાત, વિશેષ શું કહું ? ધર્મ સિવાય બીજું કલ્યાણકર કંઇજ નથી. ધર્મથી અત્યંત કલ્યાણ થાય છે. શેરડીના રસનો ગોળ થાય છે તેને ગાળી ગાળીને સાફ કરે એટલે શર્કરાપદને પામે છે તે પ્રમાણે જીનધર્મનો જેમ જેમ સંસ્કાર થાય છે તેમ તેમ તે, મનુષ્યને સુખકારક થાય છે.

આ પ્રમાણે જીનધર્મનો સંસ્કાર થયા પછી, અસુરાદિ નરોને, ગ્રહાદિકપર રહેનારાઓને અને સ્વર્ગ નિવાસીઓને પણ સુખ પ્રાપ્તિ થાય છે. માટે હે તાત, સંસાર ત્રસ્ત થયેલીને (ચંદ્રશ્રીને) અનુજ્ઞા આપો તો હું એકાગ્રમનથી ધર્મ કર્મમાં પ્રવૃત્ત થઇશ. આ કન્યા તમારીજ છે એમ સમજો. તેનું એકાદ સારા રાજ પુત્ર સાથે લગ્ન કરજો.

ભુવન સુંદરી (માતાનું ભાષણ સાંભળી) બોલી પ્રિયમાતા, તારૂં કર્તવ્ય તું જલદી કર. તારા પગના નખરૂપી ચંદ્રનાં કિરણની માળા કેટલીક દંપતિયોએ, તને નમસ્કાર કરતી વખતે શેષ પ્રમાણે ધારણ નથી કરીકે ? દ્રષ્ટિ માર્ગાનુસારે તારા આગળ જેનાં નેત્ર એકાગ્ર ચિત્ત થયાં છે, એવા વેરી જનની સ્ત્રીઓએ તારી સેવા નથી કરીશું ? તારી આજ્ઞા પ્રમાણે સ્થાવર જંગમ વસ્તુ, તું ચાલે તારે હાલે, અને તું ઉભી રહે ત્યારે સ્થિર નથી થઈ કે શું ? આવા પ્રકારના તારા સઘળા વૈભવ લઈ હવે તું ઉંદરડી જેવી એકલી દરમાં રહી છું. અરે માતા, તું મારા મોહમાં પડીશ નહી. હું કોણ ? અને તું કોણ ? આ સર્વ સંસાર કેવળ નાટક જેવો છે. ધર્માચરણ સંબંધી જે નાના તરેહના અપાય તે સર્વ તારા યૌવન સાથે નાશ થયા છે હવે સર્વ શંકા છોડી દઈ ધર્માચરણ કર.

ચંદ્રશ્રી બોલી (પુત્રિનું પ્યારથી ચુંબન લેઇ)—હે પુત્રિ તેં ખરેખર મારા હિતની વાત કહી, પુત્રિ તારા જેવો વિવેક, તારા જેવું વૈરાગ્ય, બીજે કોઈ ઠેકાણે દેખાશે નહીં. તારા સિવાય પરમાર્થ સંબંધી આવો નિશ્ચય કોનો છે ? માટેજ પુત્રિ, હવે તારે માટે મને કિંચિત્ કાળજી નથી તું આ લોકમાં અને પરલોકમાં સુખી થઈશ.

માતા અને પુત્રિનું ભાષણ સાંભળી મેં કહ્યું કે "ચંદ્રશ્રી હું જે બોલું છું તેનો પૂર્ણ વિચાર કર. પછી સર્વ સંશય છોડી દઈ ધર્મ કર્મમાં પ્રવૃત્ત થા. અહીંથી નજીકજ એક તપસ્વીનું તપોવન છે. ત્યાં કુલપતિ વસુ નામનો મારો એક મિત્ર છે તેના તે શુભ આશ્રમમાં નિત્ય ધર્માનુષ્ઠાન કરી, તાપસીનો વેષ ધારણ કરી તપસ્વી કર, ત્યાં તું ધર્માનુષ્ઠાન કરીશ એટલે મુની વીરસેન પણ તારા નઈ

આવશે, અને બીજા પણ સારાં કાર્યો તારા હસ્તે થશે, ત્યાં તારી પુત્રિની પણ મુલાકાત થશે. પ્રેમ વધશે, અને તારી કન્યાને પણ વિશ્વ દુર્લભ એવો પતિ મળશે ત્યાં શ્રીચંદ્ર પ્રભ દેવનું ભવન, મે, મણી, સ્ફટિક, રત્ન ઇત્યાદીથી મઢીને કરેલું છે અને તે સર્વત્ર વનથી વેષ્ટિત થએલું છે, ત્યાં તમે બન્ને જીન દેવની પૂજામાં નિમગ્ન રહી, સુખ પ્રાપ્ત કરજો."

ચંદ્રશ્રીએ મુની વીરસેનના દર્શનની ઉત્કંઠાથી મારૂં કહેવું માન્ય કર્યું. પછી યક્ષ અને યક્ષિણીની રજા લેઈ, શુભ દિવસ જોઇ તે પોતાની કન્યા સાથે તપોવનમાં ગઈ. જીન મંદિર જોયું. મંદિરની નજીક એક બાગ હતો. ત્યાં પ્રફુલ્લિત કમલયુકત એક વાવ હતી. તે તેણે જોઈ. પછી અમો બધા ત્યાં ગયા. સર્વ એ જીનદેવની પૂજા કરી અને જૂદા જૂદા સ્તોત્ર ગાઈ પ્રાર્થના કરી. પછી હું તપોવનમાં ગયો અને ઘણા પ્રેમથી ચંદ્રશ્રીને વલ્ગુ નામની કુલપતિને સ્વાધિન કરી. કુલાચાર્યે ચંદ્રશ્રીનો અંગીકાર કરી તેને કહ્યું કે "હે તપોરતે, મારી પાસે તું ખુશીથી ધર્મ કર્મ કરીને રહે. ત્યાં તે સ્થાવર અને જંગમ પ્રાણીનું રક્ષણ કરી, ધ્યાન અને અધ્યયનમાં નિમગ્ન થઇ એક ઝુંપડીમાં રહી. અહીં તે જીનેશ્વરના દેવળમાં આવી દેવને ત્રિકાળ વંદન કરેછે. મુનીના સ્નાન પછી રહેલું પાણી પીએ છે. તપસ્વી એ પોતાના માટે કરેલો ભાત ( શેષ રહે તે ) અને કેળાં વગેરે પદાર્થ ખાય છે.

હે કુમાર, ચંદ્રશ્રીએ ભાવ સાધુત્વનો આશ્રય કર્યો છે. તે ગુરૂના સમાગમમાં રહી તપશ્ચર્યા કરે છે. ચંદ્રશ્રીની પુત્રિ ભુવન સુંદરી રોજ ચંદ્રપ્રભજીનેશ્વરની પૂજા કરે છે. સાક્ષાત લક્ષ્મી જેવી તે પુત્રી ભુવન સુંદરી મારા ઘરમાં રહી, મારા મુખથી પણ ધર્મશાસ્ત્ર સાંભળે છે. હે, કુમાર, તેને અનુરૂપ વર શોધવા હું આ મહીતળપર સર્વત્ર ભ્રમણ કરૂં છું. તે જેમ જેમ મોટી થાય છે તેમ તેમ ત્રણ વસ્તુ ક્ષીણ થાય છે. એક તો મારૂં મન, બીજું તેની કમ્મર અને ત્રીજું તેની સાથે લગ્ન કરનાર તરૂણજન. પુત્રિના પિતાને, પોતાને કંઈપણ ઇચ્છા નહોતી. કેવળ પુત્રિ માટે વર શોધવા ઘેર ઘેર યાચના કરવી પડે છે. આપણુ એક અપરાધ વિનાનો દંડજ કહેવાય છે.

પુત્રિનો બાપ ગમે તેટલો મોટો હોય, તોપણ તેણે જેને કન્યા આપી છે, તે હલકો હોય પણ માથુ નીચું ઘાલી તેના દુર્ભાષણ સહન કરવાં પડે છે.

છોકરી સગુણ હોય, સુજાતિ હોય, જ્ઞાન વિજ્ઞાન વતી હોય, તેતો બાળાના મણકા પ્રમાણે બીજાની સતા છે.

જે પ્રમાણે લતા બીજાને ફળ આપે છે, તે પ્રમાણે છોકરીને પાળીપોષી મોટી કરવી તે બીજાને માટેજ

વધારે શું કહું, તાત્પર્ય એટલુંજ કે તેને દુઃખની કોઈ દિવસ ખબર પણ નહોય તોપણ તે અશેષ દુઃખનું સ્થાનતો ખરોજ.

સર્વત્ર ભુવન તળપર ફરતાં ફરતાં મેં અનેક રાજપુત્ર જોયા અને પછી સર્વ રાજાનું કુળ, ગુણ, ઈત્યાદિ એક કાગળપર લખી તે તેને બતાવ્યું. આ સર્વ ભૂવન-

પર સેંકડો કુમાર હતા, પરંતુ આ કુમારીકાના મનનું હરણ કરનાર કોઇ નહોતો તીર્થને નમન કરવાની ઈચ્છાથી હું ફરતો ફરતો અયોધ્યા શહેરમાં ગયો. ત્યારે શક્રવતાર તીર્થમાં રાત્રે મેં તને જોયો. તું કોઈ દેવકુમાર હોઇશ એમ પ્રથમ મેં ધાર્યું પરંતુ તારી આંખોના નિમેષોન્મેષાદિકથી મેં તારા માટે નિશ્ચય કર્યો. જીનેશ્વરનું સ્તવન, તેને નમસ્કાર દેવનો પરાભવ, આસન, હારદાન, કિંવા આચાર તેજ સંપાદન કર્યું તેઓને તારી પરીક્ષા જોવાના હેતુથી ખંડકપાલ સાથે સંગ્રામ થયો તે સુદ્ધાં સર્વ કંઈ જોયું. પછી મેં ક્ષેત્ર પતિનું ભયંકર રૂપ ધારણ કર્યું તે જોઈ યમને પણભય પ્રાપ્ત થાય તો મનુષ્યની શી વસાત ! પરંતુ તેં જે મુષ્ટિપ્રહાર કર્યો તેથી મારા શરીરને બહુ વ્યથા થઈ અને મને શુદ્ધિમાં આવવા બહુ વાર લાગી. હે હરીવિક્રમ તારૂં પરાક્રમ બહુ શ્રેષ્ટ છે. હું જે દેવનો ગર્વ હરણ કરનારો, પણ તારા આગળ શસ્ત્ર લેઇ લઢવા મારામાં યોગ્યતા આવી નહીં, તેં મારો પગ ઝાલી મને એવો તો ફેરવ્યો કે, હજુ મને સર્વ વિશ્વગરગર ફરે છે કે શું એવો ભાસ થાય છે."

આ પ્રમાણે મેં સર્વ હકીકત આ ભૂવન સુંદરીને કહી છે તેના યોગે તારાપર તેનો અનુરાગ ઊત્પન્ન થયો છે. બ્રહ્મદેવે અભ્યાસ કરી મોટા કષ્ટથી જે નિર્માણ કર્યું એવું તારૂં રૂપ કપડાપર બરાબર શી રીતે લખી શકાય? સ્વર્ગમાં પણ અપૂર્વ એવું તારૂં રૂપ એકજ વાર જોયાથી ચિત્તમાં શી રીતે રહે અને ચીતમાં જે રહી શકતું નથી તે લખાય પણ શી રીતે? તથાપિ પોતાના સામર્થ્ય પ્રમાણે યથા શક્તિ આકાર માત્ર, તે તારૂ રૂપ ચિત્રપટપર લખી, વિસ્મિત રાજપુત્રીને મેં સમર્પણ કર્યું તે રૂપ જોઈ તેના બે નેત્ર વિસ્મયથી પ્રફુલ્લિત થયા. તેનું ચિત્ત વિષયથી પરાવૃત્ત થયું. અને તેની બુદ્ધિને વિકાર થયો. ગમે તે કામ કરવા, સ્વપ્નમાં, વાતોમાં, મનોરથમાં, ભાષણમાં, ધ્યાન માર્ગમાં, વધારે શું પણ સર્વત્ર તેને તું દેખાય છે. તે હમેશાં મનમાં કહે છે કે "હરિવિક્રમના રૂપથી પરાભૂત થએલ કામદેવ, તારામાં, મારૂ ચિત્ત ચોંટયાથી મત્સરથી મારો જીવ લે છે" કોકિલા મધુર અવાજની તે, સર્વદા તારૂં સ્મરણ કરે છે. સંકલ્પિત પ્રિયની આશાથી તેનું મન અત્યંત પ્રફુલ્લિત થઇ, શ્વાસોશ્વાસ નાંખી. પ્રિય મળશે માટે આગળ જુએ છે, પણ પ્રિય ક્યાં છે? ચક્રવાકીના વિરહથી ચક્રવાક પક્ષી જેમ અશ્રુ કાઢે છે તેમ તે સ્નેહભાવથી અશ્રુપૂરિત દ્રષ્ટિપાત કરે છે. તે ચિત્રમાં સર્વાંગ સુંદર ચિત્રો જોઈ "તારે પગે પડું છું" એમ લખે છે. દુર્લભ એવા તારા દર્શનની આશાથી પ્રેરીત થઈ દેવ અને દાનવની માનતા માની બાધા રાખે છે. અત્યંત ઇષ્ટ એવું જે તારૂં દર્શન જેમ જેમ તેને પ્રાપ્ત થતું નથી તેમ તેમ તેના મનમાં તારે માટે દુઃખ થાય છે તારી સાથે તેનો વિવાહ થયો નથી તોપણ, જલ વિના જેમ માછલી ટળવળે છે તેમ તેને તારો યોગ ન આવવાથી કમળના પાનની સુંદર શય્યા પણ, તપી ગએલા વેલા જેવી લાગે છે તારા દર્શન માટે તેનું ચિત્ત એટલું તો અસ્વસ્થ થયું છે. કે રૂં દર્શન ન થાય તો તે મ્રત્યુ પસંદ કરશે.

આ પ્રકારે તારાપર અનુરક્ત થએલી કન્યાની મરણ પ્રાય અવસ્થા જોઇ તેના દુઃખથી દુઃખિત્ થએલી મારી પ્રિયાએ મને કહ્યું "હે પ્રિય, ભુવનસુંદરીની તમે ઉપેક્ષા કેમ કરો છો? તે ઘણી વિપત્તીમાં પડી છે એમ તેની સખીઓ કહે છે. એણે જ્યારથી ચિત્રમાં હરિવિક્રમને જોયો છે ત્યારથી તે અતિ દુઃખિત થઇ લીન થઈ છે!

પ્રિયાભિષ્ટ જોકે સુખદ છે તોપણ તેથી તરસ્યાને પાણી નં મળવાથી જેમ દુઃખ થાય છે તેમ તે પ્રિયાભિષ્ટ જો પ્રાપ્ત ન થાય તો કેવળ દુઃખની વૃદ્ધિ માત્ર થાય છે

હે પ્રિયતમ, કન્યાના દુઃખની શાંતિ માટે હવે કંઇ યત્ન કરો, નહીં તો બીજુંજ પરિણામ આવશે.

આ તેના ભાષણથી કંપ, ભાસ અને ભયથી પીડીત થઇ હવે શું કરવું એ વિચારમાં હું નિમગ્ન થઈ ગયો. હવે આ કાર્યની સિદ્ધિ માટે શો ઉપાય કરવો? આ શું અરિષ્ટ આવ્યું? શું કરવું અને શું ન કરવું? મયલામાં ભુવનસુંદરી ક્યાં? અને દૂર દેશમાં અયોધ્યામાં હરિવિક્રમ ક્યાં? તેને આનું નામ, ઠામ, રૂપ, ગુણ, કુલ, મરણ અવસ્થા સુધી પહોંચેલો તેનો પ્રેમ વગેરેની કંઇજ ખબર નથી.

જેનો પરસ્પર પ્રેમ છે તે દૂર હોય તોપણ નજીકજ છે એમ સમજવું અને જેનો સ્નેહ નથી તે નજીક હોય તોપણ દૂર છે એમ સમજવું.

પ્રેમ ન હોય એટલે એક ડગલું હજારો યોજન અંતરનું ભાસે છે અને પ્રેમી જનને, તેઓ લંકામાં હોય તો પણ ઘરના આંગણા પ્રમાણે ભાસે છે.

સૂર્ય દૂર હોય છે તોપણ તે કમલિનીને વિકાસિત્ કરે છે, અને નેત્ર એકજ સ્થાનપર છે તોપણ કર્ણને જોઈ શકતા નથી.

જેનું બળ જોયું છે એવા રાજાને આટલે દૂર ઘણા અંતરપરથી શી રીતે લાવવો? તેનું હરણ કરીને લાવું તો તે સર્વ શંશયાવહ કરી નાંખે, હે હરિવિક્રમ? આવો વિચાર કરતો હતો એટલામાં દેવોએ મને કહ્યું કે "તું મલય પર્વતપર આવ્યો છે એમ જાણ્યું ત્યારે તપોવનમાં જઈ વલ્ગુ અને ચંદ્રશ્રીને કન્યાની સર્વ વર્તણૂક કહી. તે મને આ હકીકત ખબર પડી ત્યારે તેમણે કહ્યું "હે, યક્ષરાજ ગમે તેમ કરી તે કુમારને તમે અહીં લાવો."

પછી હું તારા ભયથી કંપીને સૂર્ય અસ્ત થયા પછી, રાત્રે ચોર જેમ ચોરી કરે છે તેમ તને સુતેલો જોઇ અહીં હું ઊંચકી લાવ્યો અને આશ્રમ આગળ કોમળ પલ્લવની શયાપર બીજા વનવૃક્ષથી આચ્છાદિત્ કરી મુકયો. આ કદાપિ જાગૃત થાય અને મને જુએ તો, છૂટકો થવાને ઈલાજ નથી એવું જાણી હું નાશી ગયો. પછી હું મારે ઘેર ગયો અને આનંદ આપનાર એવું જે તારૂં મલયાચલપર આગમન એ સંબંધી સર્વ હકીકત મુનિને કહી. તારા આગમનની વાર્તાથી વિરહનલથી તૃપ્ત થએલી, પર્જન્ય વૃષ્ટિ જેમ ભૂમિને કંટકિત કરે છે તેમ તે રોમાચિત થઇ ઊદકથી પદ્મીની જેમ સંજીવિન થાય છે તેમ તારી ખબરથી જેનું મુખ કમળ શુષ્ક થઇ ગયું છે ને સંચીવન્ થઇ છે. તારા આગમનથી તે સર્વ વિશ્વને આનંદમય માને છે. આતાએ બોલાવ્યાથી તે મુનિ જીનાલયમાં ગઇ

કાંતમતી, સુપયોધરા, એવી કલ્પ વલ્લી અથવા કામધેનુ જ એવી આ કન્યા મેં તને આપી."

આ પ્રમાણે યક્ષે ભાષણ કર્યા પછી કુમારના અંતઃકરણમાં આનંદ પ્રસર્યો અને બોલ્યો કે મહાન જે હોય છે તે અનુરકત હોય, કિંવા વિરકત હોય પણ તેમનું સ્વરૂપ એકજ હોય છે. અને તેજ અતિ નિપુણ બુદ્ધિમાન હોય તોપણ, સમુદ્રમાં તાપ (ગરમી) હોય છે એની ખબર હોય છે શું ?

જે કાર્ય થવાનું મને અશકય લાગ્યું તે પૂર્વ પુન્યના પ્રતાપથી તદન સિદ્ધ થયું છે. સુરેન્દ્ર નેત્રનો રથમાં પણ કેવળ અપ્રાપ્યા તે ભૂવન સુંદરી મને સહેજ પ્રાપ્ત થઈ.

નશીબ અનુકુળ હોય છે એટલે અશકયવાર્તા પણ, દેશાંતરમાં જંગલમાં ગમે ત્યાં, બની આવે છે.

તાત, અને મહામંત્રી આગળ મેં જે ભાષણ કર્યું છે. તે સિદ્ધ કરવા આ યુવતીના લાભથી વાર લાગશે. અલંધ્યમાં રહેનાર મહા બળવાન શત્રુને જીતવો જોઈએ. તે શત્રુ તે રાજાના સૈન્યની મદદથીજ મારા સૈન્યનો નાશ કરે છે! હાલ સમય પ્રમાણે બે કાર્ય કરવાની જરૂર છે આ વખતે જો હું દુર્લભ ભુવન સુંદરી સાથે લગ્ન કરીશ તો, મારે માથે વિષય લંપટપણાનો આરોપ આવી, અપકીર્તિ થશે અને પિતાની આજ્ઞાનો ભંગ કર્યાનો દોષ વધી, સિવાય શત્રુને જીતવા અસમર્થ છું એવી પુનઃ અપકીર્તિ થશે, જોકે આ મને પૂર્વ પૂન્યાઇથી પ્રાપ્ત થઇ છે તોપણ દરમ્યાન વખત જાય તોપણ કેટલોક વખત પછી પણ મને આ સુંદરી પ્રાપ્ત થશે. આને માટે મોટો ગહન વિચાર કરવાની જરૂર શી છે? ત્યારે હવે પ્રથમ તે કાર્ય કરવા હું ઉદ્યોગ કરીશ. તે સિદ્ધ થાય એટલે પછી જે બીજુ યોગ્ય કાર્ય હશે તે કરીશ."

આ પ્રમાણે વિચાર કરી અજીત વિક્રમના પુત્ર હરિવિક્રમે યક્ષને કહ્યું કે "તારૂં સર્વ વર્તન મને ઘણું પ્રિય લાગે છે. પરકાર્ય કરનાર જે સજ્જન હોય છે તે સ્વકાર્યનો અનાદર પ્રદર્શિત કરે છે ચંદ્ર પોતાના કલંકને સ્વચ્છ કરતો નથી પણ સકળ જગતને ઉજાળે છે. હે યક્ષ, મારૂં ચિત્ત બીજા કાર્યમાં નિમગ્ન થયું છે. માટે તારી સાથે સર્વ નકકી થયેલું કાર્ય છે તોપણ તે તરફ હું પ્રવૃત્ત થતો નથી."

યક્ષ બોલ્યો અરે, આવું નિષ્ઠુર ભાષણ કરીશ નહીં. કારણ તે જો આવું તારૂં ભાષણ સાંભળશે તો મરણાવસ્થાને પ્રાપ્ત થશે કુમાર બોલ્યો આ સભાગૃહ છોડીને એકાંતમાં ચાલ એટલે હું તને અંતઃકરણની સર્વ વાત કહીશ.

સર્વ પરિવાર જીન મંદિરમાંથી નીકળ્યો ત્યારે સર્વ દીલગીર થયા સર્વ ત્યાંથી યક્ષને ઘેર ગયા.

ત્યાંની સર્વ બાતમી સાંભળવા આતુર થએલી ભુવન સુંદરીને, તેની સખીએ, વગર બોલે દુઃખતા શ્વાસોશ્વાસથી રહયનું દુઃખ કહ્યુ સખીની અવસ્થા જોઇ ભુવન સુંદરીએ પુછ્યું "હે સખીઓ, તમે સંતાપ શા માટે કરો છો ?" કુમારનું કહેવું

છુપાવી સર્વ સખીયો બોલી કે "હે બાઇ અમારી સ્વામીનીના સર્વ સંતાપ જલદીથીજ દૂર નાશી જશે"

સુખીયો બોલી તારા પ્રસાદથી અમને બીલકુલ દુઃખ નથી, અમારા મન પ્રસન્ન છે અને દુઃખ જો નથી તો સંતાપ કયાંથી થાય?

આ સાંભળી ભુવન સુંદરીને શંકા આવી અને થોડી સખીયો સાથે લેઇ તે ત્યાંથી ચાલતી થઇ ને ઘેર ગઇ અને પોતાની પ્રેમાળ સખીને ખરી હકીકત શું છે તે પુછી ભુવન સુંદરી દુઃખી ન થાય માટે તે સખીએ પણ સત્ય વાત ન કહેતા તેનું તેવીજ રીતે સમાધાન કર્યું. ખોટા જવાબથી તે વધારે ક્રોધાયમાન થઇ અને સત્ય વાત જાણવાને અનેક ઉપાયો યોજવા લાગી. તે યક્ષનું ઘર છોડી બીજા યક્ષના ઘરમાં ગઇ અને તદન અપરિચિત યક્ષને તેણે તે હકીકત પુછી. એક યક્ષને તેના પુછવાનું કારણ માલૂમ ન હોવાથી તેણે તેના આનંદ માટે જે સાંભળ્યું હતું તે કહ્યું. તે સત્ય કે અસત્ય હતું તેનો નિર્ણય કરવાને પુનઃ પુનઃ પુછતી હતી ત્યારે તેણે કહ્યું "અરે દીકરી, તું નકામી શા માટે લવરી કરે છે. હરિવિક્રમનું ચિત્ત અન્યમાં આશક્ત થયું છે"

આ ભાષણ સાંભળી તેના મનનો નિશ્ચય થઇ ગયો અને નેત્ર મીચીને મૂર્છિત થઇ પડી. પ્રિયના વિયોગથી દુઃખિ થઇ, પોતાનો એક હાથ છાતી પર મૂકી તે સૂતી હતી. તેની આવી સ્થિતિ જોઈ ત્યાંના લોકોએ હાહાકાર કર્યો તેથી તેના ઘરના આપ્તજન ત્યાં દોડી ગયા. એક સખી હાથમાં પંખો લેઇ પવન નાંખતી નાંખતી ચંદનનું પાણી છાંટતી હતી. સખીનું દુઃખ જોઇ તેના નેત્રમાંથી અશ્રુધારા વહેતી હતી. એકે તેને પોતાના ખોળામાં સુવાડી હતી, બીજીએ તેનો કેશપાશ ભૂતલપર લગડતો હતો તે ઠીક કરીને બાંધ્યો, ત્રીજી તેનું માથું ચોળતી હતી, ચોથી હાથ ચોળતી હતી, પાંચમી પગ ચોળતી હતી. બાકી જૂદા જૂદા થંડા ઉપચારથી તે જરા શુદ્ધિમાં આવી, પછી તે ભુવન સુંદરીને સર્વ સખીયોએ કહ્યું કે "હે સખી, તને આટલો સંતાપ કેમ થયો, તે અમને કહે. આ ન જાણવાથી અમને બહુ દુઃખ થાય છે તે દુઃખ" કહીશ એવું વચન આપી દૂર કર.

પછી તેણે જરા નેત્ર ઉઘાડયા.

નેત્ર ઉઘાડી જોયું તો તેને તેના પ્રિયનું સ્મરણ થયું, તેની સાથેજ દુઃખનો ઉચ્છવાસ નાખી પોતાનો હાથ પોતાના કપાલપર જોરથી ઠોક્યો અતિ શોકપ્રવર્તક કરૂણ સ્વરથી દુઃખ કહી પોતાનો મનોહર પ્રિયનો વિયોગ કરાવનાર નશીબની નિંદા કરવાની શરૂઆત કરી.

ભુવન સુંદરી બોલી "હે દૈવ, તેં મારી આશા કેમ ભંગ કરી! અરે તેં આમ શા માટે કર્યું? હાથમાં રત્ન આપીનું પાછું શા માટે છીનવી લે છે? હે પ્રિય દુર્જનના મુખમાંથી પણ જે ભાષણ નીકળતું નથી, તેવું ભાષણ તારા સજ્જનના મુખમાંથી, કેવી રીતે નીકળ્યું? હેવિધે, ઇચ્છિતયોગ બની, આવવાથી તને અપ

યશ પ્રાપ્ત થયું ? યશની માટી થઈ ? હું જો અપ્રિય થઈ તો પરોપકારી પ્રિયને મારા મરણ પછી, મારા ત્યાગ માટે દુઃખ નહીં થાય ? હે પ્રિય. હું તને અપ્રિય હોઉં તોપણ મારો અંગીકાર કર. તું જો ફક્ત મને તારે ઘેરજ રાખીશ તો પણ તેથી હું કૃતાર્થ થઈશ. કારણ રાજાને જોકે અનેક સ્ત્રીઓ હોય છે તોપણ તેનું પ્રેમ એક કિંવા બે સ્ત્રીઓ પરજ હોય છે. રાજાનું આવું વર્ત્તન આ જગતમાં કોને માલૂમ નથી ? હે રાજા, તું સમસ્ત લોક જાતિનો સ્વામી છું. તેથી તું મારા આનંદને કારણભૂત થયો. અને હવે હું તારી સાથે અનુરકત થઈ છું છતાં મને અત્યંત દુઃખ કેમ આપે છે ?"

આ પ્રમાણે તે બોલ્યાજ કરતી હતી અને કરૂણ સ્વરથી રૂદન કરતી હતી. તેના શોકથી યક્ષના બીજા સેવકોને પણ શોક પ્રાપ્ત થયો. કેટલોક વખત પછી યક્ષભાર્યા પણ એકાએક જીનમંદિરમાંથી બહાર આવી, તે વખતે ભુવનસુંદરી અને તેની આજુબાજુની સર્વ સખીઓ દુઃખી દેખાતી હતી. વિલાપ કરતી હતી.

તે સર્વ જોઈ યક્ષભાર્યા પણ દુઃખી થઈ બોલી કે "હે પુત્રિ, તું કેવળ પ્રિય માટેજ શોક શામાટે કરે છે ? તેની સાથે યક્ષરાજ પણ કયાં ગયા છે તે સમજાતું નથી હે વત્સ, તે પોતાના સામર્થ્યના બળથી સર્વ સુરાસુરોને તૃણવત્ માને છે એટલે મારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે કે, પ્રભુ જાણે કયારે શું થશે ?

પૂર્વ અયોધ્યામાં પરીક્ષા જોવાના હેતુથી તેનું અને યક્ષનું યુદ્ધ થયું હતું તે વાતનું સ્મરણ થાય છે એટલે મનમાં કંપારી છુટે છે.

આ ભાષણ સાંભળી તેના દુઃખની સીમા રહી નહી ! તેને મૂર્છા આવી અને તેનું ચૈતન્ય આચ્છાદિત થયું. તે એકદમ ભોંયપર પડી. કેટલીવાર પછી યક્ષો અનેક ઉપાયોથી તેને શુદ્ધિમાં લાવ્યા. પછી તે યક્ષેશ્વરને બોલાવી મોટા સ્વરથી રડવા લાગી "હે તાત, આ વિશ્વની દયા લાવનાર, અરે તું પરદુઃખથી દુઃખિત થઈ સર્વ સેવકોને છોડીને હવે કયાં ગયો ? અધન્ય અને અપુણ્ય મારી જાત માટે, મારા છંદથી, હે કલ્પવૃક્ષ તાત, તું તારો જીવ જોખમમાં નાંખે છે તે જોઈ આશ્ચર્ય થાય છે ! મારા જેવા કૃમિવત્ જન ક્ષણમાં હજારો ઉત્પન્ન થાય છે અને મરી પણ જાય છે. પરંતુ હે પ્રિય તાત, સર્વ વિશ્વપર ઉપકાર કરનાર, તારા જેવા આ જગતમા દુર્લભજ છે ! હે તાત, તમારા સિવાય, હવે મારા મસ્તકનું ચુંબન લેઈ, હાથ આગળ ધરી, મને ઉંચકી લેઇ ખોળામાં કોણ બેસાડશે ? પિતા, તમારા વિના મારા કોણ લાડ પૂરા કરશે ? મારૂં લાલનપાલન કોણ કરશે ? તમારા સિવાય હું દુઃખી થએલી જોઈ તરતજ કોણ દુઃખિ થશે ?"

કુમારી અને યક્ષસ્ત્રીના નાનાં પ્રકારના વિલાપથી સર્વ દુઃખિ થતાં, રથાતિ કુમારીની દુઃખીની વાર્તા સાંભળી શોકરસથી પરિપૂર્ણ થઈ ચંદ્રશ્રી ત્યાં ગઈ, ચંદ્રશ્રીને જોઈ, ભુવન સુંદરી ઉભી થઇ અને નમસ્કાર કરી તેની પાસે બેઠી.

ચંદ્રશ્રી (પુત્રીને પાસે લેઈ) પુત્રિ તું, તારા તાત માટે શોક કરીશ નહીં કારણ દેવ મનુષ્યનું અયોગ્ય વખતે અપમાન થવા દેતા નથી. મને એમ ખબર

છે કે, કુમાર પિતાને કંઈ અપકાર કરશે નહી. કારણ પિતાએ તેને કોઈ દિવસ કંઇપણ અપકાર કર્યો નથી. પિતાએ, તને હરિવિક્રમને આપી એમાં તેમણે શો અપરાધ કર્યો ? સજ્જન ઉપકાર કરનાર સાથે કોઈ દિવસ શત્રુત્વ કરતા નથી, પુત્રિ, તાત યક્ષરાજ કંઈ કારણથી કુમાર સાથે ગયા હશે. ત્યારે તું તેમના માટે ભીરૂકુલ મનમાં શંકા રાખીશ નહીં. હે સુંદરિ, તું તારા પ્રિય માટે પણ શોક કરીશ નહીં. સુખ અને દુઃખ એનો સંબંધ અમૃત અને વિષ જેવો છે.

જે પતિ ગુણવાન, પ્રીતિમાન, કિંવા બુદ્ધિમાન હોય છે તે અમૃત તુલ્ય છે. અને તેથી ઉલટો જે હોય છે તે વિષ જેવો છે.

વિષયસુખ આરંભમાં પ્રિય હોય છે પણ છેવટે તેથી અતિ ભયંકર સંકટ પ્રાપ્ત થાય છે.

હે સુંદરી, વિષયાસકત થએલો કયા પુરૂષને તેં સુખી જોયો છે? તે કહે.

માટે હે પુત્રી, તું તારૂં ચિત્ત સમ્યક જ્ઞાનયુકત કરી વિષયનો તિરસ્કાર કર કારણ તત્વાર્થ નજરે જોતાં સંસારમાં સર્વ દુઃખજ છે. તેમાં સુખ લેશમાત્ર નથી. જયારે તે તને ઇચ્છતો નથી ત્યારે, તારે તેને માટે આગ્રહ ધરવાથી, શો ઉપયોગ થશે ? અમૃત મિષ્ટ છે, પણ પ્રાપ્ત થાય નહીં તો તેનો અહીં શો ઉપયોગ ?

તારા સ્વાધીનમાંનો હોઈ, તારાપર પ્રીતિ કરનાર નિર્ધન હોય તો ભલે પણ તેને તું પસંદ કર. અને પરસ્વાધીન હોઇ તારાપર પ્રેમ ન કરનાર ઇંદ્ર હોય તો પણ તેના પર તું પ્રેમ કરીશ નહીં. હે વત્સે, હરિવિક્રમ પાસેથી તારૂં અંતઃકરણ નિવૃત કર. તારો પિતા, તેના જેવો બીજો એકાદ વર પ્રસંદ કરશે.”

ચંદ્રશ્રીનું ભાષણ સાંભળી ભુવન સુંદરીના દુઃખમાં વધારો થયો અને તે બોલી કે “અરે માતા, તું વિવેકી છે, તત્વજ્ઞ છે, ચતુર છે, મારૂં ભલું કરનાર છે, પરંતુ તેં જે હમણા મને કહયું, તેથી તું મને અત્યંત અનિષ્ટ થઈ છે. સાધુજન અને કુલવધુની ગતિ એકજ. તે કયાં ? જયાં મન આસકત થયું હોય ત્યાંજ, અગ્નિ હો, અથવા વાયુ હો, હરિવિક્રમ એજ મારા અંગનો સ્પર્શ કરશે. જયાં સુધી ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી કોઈ પણ બીજો પુરૂષ મારા અંગને સ્પર્શ કરી શકશે નહીં. કુલીન જનનો જે વિવાહ થાય છે તે ચિત્તાનુ રાગોદ્ભવ હોય છે હવે, પાણી ગ્રહણાદિ જે વિધિ છે. તે સર્વ લોકમાં વિવાહજ્ઞાપક વીધી છે. હે માતા, તે મારો અનુરાગ હરિવિક્રમ પર આરૂઢ થયો છે હવે તે જો અન્યત્ર આરૂઢ થશે તો ખરેખર પાપોત્પતિ થશે. પુન્ય અને પાપનું નિબંધન શું ? શુભાશુભ મનોવૃત્તિ. શુભાશુભ મનોવૃત્તીજ પુન્ય પાપ માટે પ્રમાણ છે. તે સિવાય કોઈ પણ ક્રિયા થતી નથી.”

ચંદ્રશ્રીએ યાદ કરી કહ્યું વત્સે, મોટો ભયંકર પ્રસંગ આવ્યો. તારો નિશ્ચય આવા પ્રકારનો અને તેનું મન કંઇ જુદુંજ છે. હે વત્સે વિવેકી જનની ગતિ બે પ્રકરની છે એકતો સંસારમાં રહીને સંપત્તીનો ઉપભોગ લેવો, અને બીજી પરલોકમાં સુખ આપનાર મોક્ષનો સ્વીકાર કરવો.

ભુવન સુંદરી બોલી માતા, તેં ખરૂં કહ્યું. શું થાય છે તે જોઈશું અને પછી વિચાર કરીને જે કરવાનું તે કરીશું.

ચંદ્રશ્રીએ કહ્યું ચાલ, પુત્રી, આપણે ત્યાં જઈએ.

માતા પુત્રી બન્ને જણ બીજી બાજુના તપાશ્રમમાં ગયા, ત્યાં કુલપતિ આવ્યો. તે બોલ્યો "હે પુત્રી, તું દુઃખ કરીશ નહીં. કારણ સંસાર સર્વદા એવોજ છે.

તાપસેશ્વરે તેને ઉપદેશ કરી ત્યાં તેના રક્ષણ માટે એક વૃદ્ધ તાપસીને મૂકીને, તે પોતાના મંદીરમાં ગયો. વૃદ્ધ તાપસી તેનું રક્ષણ કરતો હતો, ભુવન સુંદરીનું મન અતિશય અસ્વસ્થ થવાથી તે, આનંદ માટે, વનમાં આમતેમ ફરતી હતી. હરિવિક્રમના વિરહથી તેના અંતઃકરણમાં એટલો તો સંતાપ થયો કે, તેના વિચારો મૃત્યુ તરફ જવા લાગ્યા.

એક દિવસે પ્રાતઃકાળે જીનેંદ્રની પૂજા કરી, તે મંદિર પાસેના બાગમાં ગઈ. તેણે તાપસીને કહ્યું કે "હું યક્ષના મંદિરમાં હમણા જઈને આવું છું, ત્યાં સુધી તમે અહીંજ રહેજો" પછી તે બાગમાં ગઈ અને દુઃખિત હૃદયે બોલી કે "દુર્ભાગ્ય અને દુઃખ આપનાર અમારા શરીરના અવયવનો શો ઉપયોગ ?

આ શરીર હવે મૃત્યુને સ્વાધિન કરવું એજ સારૂં છે કારણ મૃત્યુ વખતે ક્ષણવાર દુઃખ થાય છે પણ તે દુઃખથી હંમેશાનું દુઃખ આચ્છાદિત થઈ, પુર્વના દુઃખની વિસ્મૃતિ થાય છે.

જીવતી રહું તો એક તો દુર્ભાગ્ય અને પ્રિય વિરહ—આ દુઃખો જીંદગી સુધી હું શી રીતે સહન કરૂં ? મારી માતાએ મને કહ્યું કે વિવેકી જનની બે ગતિ છે. એક તો ઈહ લોકમાં સંપત્તીનો ઉપભોગ, કિંવા પરલોકમાં મોક્ષ.

ત્યારે, તે પૈકી જે અર્થ મારા પ્રિયે, મારી અવજ્ઞા કરી તે અર્થ લક્ષ્મી તો મને પ્રાપ્ત થનીજ નથી. હવે દીક્ષા ગ્રહણ કરવી તો તે પણ અતિ વિષમ છે અને અસાધ્ય કૃત્ય છે. અનિષ્ટ અને પાપિષ્ટ એવા મારા પૂર્વ કર્મોના ઉદયથી મારી માતુશ્રીના કહેવા પ્રમાણે એક પણ હું સાધી શકીશ નહી ! આત્મવધ જો કે શાસ્ત્રમાં નિષિદ્ધ છે તો પણ હવે હું દુઃખથી અત્યંત ત્રાસ પામી છું. સબબ કોઈ પણ ઉપાયથી મરણ પ્રાપ્ત કરી લેઈશ.

જેનો દેહ દુર્ભાગ્યથી દૂષિત થયો છે, દુર્લભ જનની સાથે જેણે સ્નેહ જોડ્યો છે, અને તેનો માનભંગ થયો છે એવા લોકોને દુઃખ શાંતિ માટે મૃત્યુ એજ મોટું ઔષધ છે.

કુમારના વિરહથી અતિ દુઃખી થઇ મરવાનો નિશ્ચય કરી ત્વરીત ભુવન સુંદરી બાગની બહાર ગઈ ને મનમાં બોલી કે "જે, કુમારે જે ઠેકાણે મારૂં હાથીના સંકટમાંથી રક્ષણ કર્યું હતું ત્યાં તે હાથી હશે તે ઠેકાણે જઇ ઉભી રહું, અને પછી પરમેષ્ઠીનું સ્મરણ કરીને, દુઃખનું સ્થાનભૂત એવા મારા દેહને હાથી આગળ નાખી તેનો ત્યાગ કરીશ.

ભુવન સુંદરી મરણનો વિચાર કરતી કરતી વનમાં ફરતી હતી, તે સમયે તે પીનપયોધરા, કમલમુખી, પદમનેમાજંગમ એવી શરદઋતુની લક્ષ્મી જેવી શોભતી હતી. જે સ્થળે હાથીએ તેને સંકટમાં નાંખી હતી, ત્યાં તે ઘણો વખત ફરી. હાથી ત્યાં નથી એવી ખાત્રી થવાથી તે મનમાં બોલી કે "અહો, પાપીણીને હાથી પણ મુખ બતાવતો નથી. અરે, જેને હું ઇચ્છું છું તે મને ન મળ્યો તો ભલે, પણ મૃત્ય જે સુલભ પ્રાપ્ત છે તે પણ મને આજ દુર્લભજ થયું" વાડ નગીચ.

મૃત્યુ પ્રાપ્ત કરવા, તે બે યોજન આગળ ગઈ ત્યાં તેણે સમુદ્ર જોયો સમુદ્રના સફેદ મોજાં સ્ફાટિકમય દેખાતાં હતાં. સમુદ્રના પાણીના અવાજનો આકાશમાં પ્રતિધ્વનિ થતો હતો અને તે અવાજ ભુવનસુંદરીને દેહત્યાગ નહીં કરવા સુચવતો હતો. સમુદ્ર તીરે આવેલો પર્વત, સમુદ્ર પાણીનો અવાજ, સમુદ્રનું તોફાન વગેરેનું દુઃખ સહન કરી કહેતો કે ગંભીર મનુષ્ય મારા જેવો સર્વ સંતાપ રોજ સહન કરે છે, સમુદ્ર મકર ગ્રહ અને મીનના સમુદાયથી અતિશય ભયંકર થઇ, તેની સાથે સંબંધ રાખવામાં અનેક અપાય છે એમ સુચવતો હતો. સમુદ્રમાં કુદકે મારી પંચતત્વમાં મલી જવાનો ભુવનસુંદરીએ નિશ્ચય કર્યો હતો ત્યારે અર્થાત ઘોર સમુદ્ર જોઈ તેને આનંદ થયો. તે બોલી "જ્યાં નરોત્તમ (નારાયણ) શયન કરે છે, જે અમૃતનું ઉત્પત્તિ સ્થાન છે, તેજ પ્રમાણે લક્ષ્મીનું સ્થાન જે રત્નાકર, તેમાં હું મારો દેહ નાખોશ."

સમુદ્રમાં પડી મરણ પામવાનો નિશ્ચય કરી, મૃત્યુને આમંત્રણ કરતી હતી તે વખતે તેણે એક લોઢાની પેટી જોઇ. પેટી જોઈ તે બોલી "આ લોઢાની પેટી કોની?" મને લાગે છે કે તે જો હું ઉઘાડીશ તો કંઈ વિચિત્ર ચીજ મારી નજરે પડશે."

સુંદરી પેટી પાસે ગઇ અને ત્યાં બેઠી પેટીમાંથી એક તરૂણીનો અવાજ સંભળાયો. અવાજ સાંભળી તેને દયા આવી પછી તેણે મોટા સ્વરથી પુછયું "હે સખી તું કોણ? તારી અવસ્થા આમ કેમ થઈ? પેટી અંદરની સ્ત્રી બોલી, પ્રથમ તું મને બંધનમાંથી મુક્ત કર, એટલે હું તનેસર્વ કહીશ.

પેટીની સાંધોમાંની શીલ ઉખેડી નાંખી અંદર જોયું તો એક અપ્સરા જેવી સુંદર સ્ત્રી જોવામાં આવી; તે સ્ત્રીએ કહેલા ઉપાયથી સુંદરીએ પેટી ઉઘાડી પેટી ઉઘાડતાંજ નરકવાસમાંથી એક સ્ત્રી બહાર આવી તે સર્વાંગે સુંદરી હતી. તેણે ભુવન સુંદરીનું રૂપ જોયું, ફરીથી નિહાળીને નેત્ર તટસ્થ કરી મનમાં બોલી કે "શું આ દેવની અંગના અહીં રમવા માટે આવી છે કે શું? કારણ આ મૃત્યુ લોકમાં આવું રૂપ નજરેજ પડતું નથી. આહા, સંસારમાં રૂપ, અને ગુણ છે તેને માટે જે ગર્વ ધારણ કરે છે તે મહામૂઢ છે."

ભુવન સુંદરી–હે સાધ્વી જો તારા મનને પીડા ન થતી હોય તો તારી હકીકત કહે. સ્ત્રીએ કહ્યું, તને જીજ્ઞાસા હોયતો સાંભળ, અહીં સુમદ્ર તીરે લિપ્તી નામનું એક શહેર છે. તે શહેરમાં હેમરથ નામનો રાજા હતો. તેને ગુણસુંદરી નામની એક

પ્રિય ભાર્યા હતી તેની હું ધુમરી નામની કન્યા છું. હું શોકથી તદન અંધ થઇ છું હાલ હું તારૂણ્યમાં છું; વસંતરૂતુ પ્રમાણે તારૂણ્યનું હરણ કરનારનો જન્મ થયો છે અનેક દેશમાંથી અનેક રાજા મારી ઈચ્છા ધરી મારી સાથે વિવાહ કરવા આવ્યા, મારા બાપે તેમને કહ્યું કે "હું કન્યાનો સ્વયંવર કરનાર છું" બીજે દિવસે હું મારી સખી સાથે બાગમાં રમવા ગઇ ત્યાં સખી સાથે નાના તરેહની રમતો રમી રહ્યા પછી મારી સાથે રમનાર સર્વ સખીયોને મેં કહ્યું "ચાલો આપણે આંખો બાંધી અશોક વૃક્ષ નીચે રમત રમીએ. સર્વએ કબુલ કર્યાથી મેં તેમની આંખે પાટા બાંધ્યા. હું એકલી રહી પછી ઝાડને શોધવા માટે તેઓ સર્વ વનમાં ફર્યા. હું તે ઝાડ નીચે એકલી હતી. એટલામાં એક વિદ્યાધર મેં મારી આગળ ઉભેલો જોયો. મને જોઇ તે કામાતુર થયો મને ત્યાંથી લઇ ગયો અને મલયપર્વત નીચે મને મૂકી. તેણે મને કહ્યું "હે પ્રિયે, મારૂં ચિત્ત તારામાં ચોટયું છે. તો તું મારો અંગીકાર કર. હે સુંદરી હું વિદ્યાધર છું! વિદ્યા અને શક્તિ યુક્ત મારૂં નામ વિત્તવેગ છે. તને જોઈ મારૂં મન ચંચળ થયું છે."

હું ભયથી ભ્રમિત થઈ સ્થિર ઉભી રહી કંઇ જવાબ આપ્યો નહીં ત્યારે તેણે મારી વધારે પ્રાર્થના કરી તેણે ઘણા ભાષણોથી પોતાનો અનુરાગ વ્યક્ત કર્યો પણ મેં તેને કંઇજ જવાબ આપ્યો નહીં. તે રોજ મીઠું મીઠું બોલતો હતો આ પ્રમાણે પાંચ દિવસ વહી ગયા, તોપણ મેં તેનો તિરસ્કારજ કર્યો તેથી તેને અતિશય સંતાપ થયો પછી તેણે મને એટલી ધમકી આપી કે ભયથી મને મૂર્છા આવી. ભયંકર વાક્યો અને ધમકીથી જ્યારે હું તેમને વશ થઇ નહીં ત્યારે તેણે મને છેવટે આ પેટીમાં ઘાલી; પેટીમાં ઘાલીને, પેટી સમુદ્રમાં ફેંકી, પુનઃ પેટી પાછી ખેંચી તે બોલ્યો, "હે દુષ્ટ, હવે તું મરીશ. હજુ તું મને તારો પ્રિય કર, હાલ તે સમુદ્રમાંથી મને અહીં લાવી, પ્રથમ કહ્યા પ્રમાણે બોલી બહાર ગયો છે. તે કયાં ગયો છે, તેની મને ખબર નથી, હે દેવી મેં મારૂ વૃત્તાંત સંક્ષેપમાં તને કહ્યું, હવે તું કોણ? એમ પુછતા મને શરમ આવે છે. મને એટલી ખબર છે કે સખી, તું મનુષ્ય નથી. તું કોઇ દેવ કિંવા દૈત્ય હોય એમ મને લાગે છે" ભુવન સુંદરી બોલી (મનમાં)—સુર અને અસુરનો ભેદ આને ખબર નથી. માટે આ વખતે આને ખરૂં શા માટે કહેવું? આપણે તેં કહ્યું તેજ ખરૂં એમજ કહ્યું સારૂં છે.

**સ્ત્રી**—કેમ, સખી, શાનો વિચાર કરે છે?

**ભુવન સુંદરી**—સખી, તું કહે છે તેજ ખરૂં છે. મલય પર્વતનો મુખ્ય યક્ષ મારો પિતા છે તું હવે જલદી અહીંથી નીકળી જા, કારણ વિદ્યાધર આવશે તો પુનઃ તને પકડશે: આ પેટીમાં તારે ઠેકાણે હું બેસીશ. પછી પેટી બંધ કરી, પ્રથમ હતી તેવીજ સ્થીતિમાં મુકી વેગથી તું તપોવનમાં જા."

આ પ્રમાણે બોલી નિરાશ થઈ ભુવન સુંદરી પેટીમાં પેઠી અને બોલી "તું મારી ફીકર કરીશ નહીં. હું અહીં છું તો પણ દેવપ્રસાદથી મને મરણ પ્રાપ્ત થશે નહીં

માટે પેટીનું ઢાંકણું બંધ કર, અને સાંધામાં રોગાન વગેરે લગાડી પુનઃ ત પર ઢાંકણું મુક.

ગરીબ ભોળી કુમારિકાએ, તેના કહયા પ્રમાણે કર્યું અને વિદ્યાધરના ભયથી તે તપોવનમાં જતી રહી પછી ત્યાં વિદ્યાધર પુનઃ આવ્યો અને પેટીમાંની ભુવન સુંદરીને ઘુમરી ધારી મોટા કર્કશ અવાજથી કહ્યું "અરે અંત આવ્યો છે એ સમજ. હે મુર્ખ, પાપિષ્ટ તને બિલકુલ ચાતુર્ય નથી, સ્નેહ નથી, કંઇ નથી. જલદી તું મને પતિ કહે છે કે નહીં?

હું મુર્ખ જેવો કેટલા દિવસ તારી પ્રાર્થના કરૂં? હજારો મત્સ્ય, અને મોટા માછલાવાળો ઘોર સમુદ્રમાં તને નાંખીશ એટલે તું મરીશ"

વિદ્યાધરનું ભાષણ સાંભળી વીરસેનસુતાના અંગપર રોમાંચ ઉભા રહ્યા અને તેણે મરવાનો નિશ્ચય કર્યો અને બોલી "પ્રિયાના તિરસ્કારથી દુઃખિ થએલા, અરે હું મરી શકીજ નહી" આ વાકય સાંભળી તે અતિશય ક્રોધાયમાન થયો અને પેટી ઉંચકીને આકાશ માર્ગે ચાલતો થયો. ગુસ્સાથી તેણે આકાશ માર્ગમાંથી બહુ જોરથી પેટી સમુદ્રમાં નાંખી દીધી પછી તે વિદ્યાધર મલયપર્વત તરફ ગયો. ત્યાં થોડીવાર બેસીને પુનઃ ઘણા વેગથી સમુદ્રના મધ્ય ભાગમાં ગયો. તે વિદ્યાધર શીરોમણી થોડો શાંત થઇને, પોતાના વિદ્યા બળથી તે પેટી સમુદ્રમાંથી કાઢવા યત્ન કરવા લાગ્યો તેણે વિદ્યા બળથી બધો સમુદ્ર શોધ્યો પરંતુ તેને તે પેટી જડી નહીં અને કયાં ગઇ તેની પણ ખબર પડી નહીં. તે પેટી જડતી નથી એમ જોઇને મનમાં બોલ્યો " સ્રી હત્યાનું પાતક મને લાગ્યું તેનું નિરાકરણ કેમ થશે? આજ સુધી મેં સમુદ્રમાં પેટી અનેક વખત નાખેલી, અને ફરી બહાર કાઢેલી પરંતુ આ વખતે ઘણું તપાસીને તે જોયું તોપણ પેટી જડતી નથી."

આ પ્રમાણે મનમાં અનેક વખત શોક કરીને ફરી સમુદ્રમાં તે પેટી તેણે શોધી તોપણ તે જડી નહીં. પોતાના કૃત્ય બદલે ઘણો પશ્ચાતાપ પામીને તે વિત્તવેગ પોતાના ઘર તરફ ગયો.

## ચતુર્થ સર્ગ.

ત્રીજા સર્ગમાં લખ્યા પ્રમાણે બનાવ બન્યા પછી લોકોને યક્ષનું વૃત્તાંત જાણવાની ઇચ્છા થવાથી, કોઇ એક દેવદૂત યક્ષના મંદિરમાં ગયો.

તે યક્ષિણીની મુખ્ય સભામાં યોગ્ય આસન પર બેઠો. કોણ જાણે કંઇ અનિષ્ટ છે કે શું ? એવી શંકા લાવી યક્ષ સ્ત્રીએ તેને પુછવાથી દૂતે યક્ષ વાર્તા કહી તે નીચે પ્રમાણે—

"તે સમયે નિર્જન અને એકાંત દેવાલયમાં હરિવિક્રમે યક્ષને પોતાના પિતાનો હુકમ સંપૂર્ણ કહ્યો. તે સાંભળી યક્ષ બોલ્યો હરિવિક્રમ, તેં જે વિચાર કર્યો છે તે યોગ્યજ છે, કારણ મહત્વનું કાર્ય હોય તો પણ પિતૃકાર્યને તે મહત્વના કારણથી અડચણ આવે છે. જનની, જનક, સ્વામી, અને વિશેષે કરી ગુરૂ, એમની આજ્ઞા બીજા સર્વની આજ્ઞા કરતા વધારે પ્રબલ હોય છે. પ્રથમ આ રીતે પુજ્યનું કાર્ય કરી, પછી તું મારી પુત્રિ સાથે વિવાહ કર. હે, હરિવિક્રમ, તું અહીં બેસ. હું એક ક્ષણમાં તે તારા મહાબલ નામના શત્રુને બાંધી તારી સન્મુખ લાવું છું.

**હરિવિક્રમ**—તું તેમ કરીશ એ વાત ખરી છે, પણ તે રાજાને કોની મદદ છે, કે જેથી કરીને તે અજેય થયો છે.

**યક્ષે** કહ્યું, તેને મદદ કરનાર જે દેવ છે તે વ્યંતર છે. તે મારા જેવાનો પણ પરાભવ કરે છે. આમ છે તો પણ તારા પરાક્રમના સહાયથી હું મોટો બલાઢ્ય થઈ દેવનો પણ પરાભવ કરીશ. પછી શત્રુનો શો હિસાબ છે ?

**હરિવિક્રમ** બોલ્યો—હે મહાસુર, તારૂં સામર્થ્ય કોણ નથી જાણતું ? પરંતુ તને ત્રાસ શા માટે આપવો જોઇએ ? હું શત્રુને જીતવા સમર્થ છું. યક્ષે કહ્યું, તું હા ના કરીશ નહીં. ચાલ, આપણે બન્ને અલંઘ્ય દુર્ગમાં જઇએ.

યક્ષના અતિ આગ્રહથી અને વિનંતિથી હરિવિક્રમે સર્વ કબુલ કર્યું. પછી યક્ષ, કુમાર અને અમે સર્વ ત્યાંથી એકદમ નીકળી પડયા.

**હરિવિક્રમે** કહ્યું—પ્રથમ વ્યંતર તરફ જવું, તેની સાથે યુદ્ધ કરી તેને આપણે સ્વાધિન કરવો અને પછી અલંઘ્યપત્તન તરફ જવું.

**યક્ષે** કહ્યું, હે હરિવિક્રમ, એમ નહીં. આમ કરીશું તો રાજનીતીનો દોષ આવશે કારણ રાજનીતીનો સિદ્ધાન્ત એવો છે કે જેની સાથે આપણો વિરોધ છે તેને પ્રથમ સાધ્ય કરવો. તમે શત્રુને વશ કરો ત્યારે તે તમારી સાથે શત્રુત્વ રાખશે તેની સાથે કરવાનું છે તે પછીથી કરજો.

યક્ષનું કહેવું માન્ય કરીને હરિવિક્રમ વિમાનમાં બેઠો. તેના હાથમાં તલવાર હતી. માથાપર મુગુટ હતો. કાનમાં કુંડળ હતાં, યક્ષ તેને પવન નાખતો હતો. આવી રીતે રાત્રિના સમયે તેઓ વૈરિસિંહનું સૈન્ય જોતા જોતા જતા હતા. રાત્રિના પ્રથમ પ્રહરમાં યક્ષે ઉત્પન્ન કરેલ પ્રકાશ અલંધ્યપત્તનમાં ગયો. તેજના પ્રભાવથી દિવ્ય વિમાનારૂઢ હરિવિક્રમે સુંદર શહેર જોયું. તે શહેરના આસપાસનો ભાગ વૈરિસિંહના લશ્કરથી વેષ્ટિત થયો હતો. ઈંધન વગેરે શહેરમાં લઇ જવાની મના હતી. પથિક વગેરે લોકોને શહેરમાં પેસવાની પરવાનગી નહોતી. ચોકીદારો પોતાના વારા પ્રમાણે જાગૃત રહી ચોકી કરતા હોવાથી ત્યાં ભયંકર અવાજ થતો હતો. જે શહેરના લોક પરચક્રના ભયથી વ્યગ્ર થતા હતા તે શહેરમાં (અલંધ્યપુર)માં તેઓ પેઠા.

કુમાર શહેરમાં પેશી, મહાબલની મણીમય સાત માળની હવેલીમાં એકદમ ગયો. ત્યાં સ્થળે સ્થળે સેવક ઉભા હતા. બારી બારણાં બંધ હતાં. આ જોઇ યક્ષ બોલ્યો "આર્યા, આ કિલ્લો હજારો વર્ષ પછી પણ શત્રુને અલંધ્ય છે"

હે રાજા, તારો શતરૂ જે મહાબલ તેનો પરાભવ કરી આ કિલ્લો તું તારા તાબામાં રાખ. કારણ આવો કિલ્લો બીજે કોઈ સ્થળે નથી. હવે વાર કરીશ નહીં. શત્રુ પાસે હું હમણાજ જઈશ. તેનો નાશ કરવા, તારો માત્ર નિશ્ચય હોવો જોઈએ."

પછી યક્ષ મહાબલ રાજા પાસે ગયો અને કહ્યું કે "અરે રાજા, સ્વસ્થ કેમ સુતો છે? જે રાજા નિરૂત્સાહી હોય છે તેને સંકટ પ્રાપ્ત થાય છે. ઉત્સાહી એ પ્રથમ ગુણ ગણેલો છે! મહાપરાક્રમી હરિવિક્રમ જેવો શત્રુ પ્રાપ્ત થયા છતાં, અતિ દીર્ઘ નિદ્રા લેઈ ઉપેક્ષા કરી!! હે રાજા, તેણે મને તારા તરફ મોકલ્યોછે! હું તને તેનો સંદેશો કહું છું. તે એકાગ્ર ચિત્તથી સાંભળ—

"તું શ્રેષ્ટપણાનો ગર્વ મૂકી દઈ, તેના પિતાની સેવા કર. અને હે રાજા, પછી ખુશીથી રાજ્ય લક્ષ્મીનો ઉપભોગ લે. તે પ્રમાણે તને કબુલ ન હોય તો, યુદ્ધ કરવા રણાંગણમાં ચાલ. આ બે વાતો કહી, તેમાંથી તને ગમે તેનો સ્વિકાર કર."

આ પ્રમાણે યક્ષરાજાનું ભાષણ સાંભળી રાજા આળસથી શરીર મરડી, પથારીમાંથી એકદમ ઉઠયો અને બોલ્યો "તું કોણ? હરિવિક્રમ કોણ? અને મારી પાસેથી સેવા કરાવનાર તેનો બાપ પણ કોણ છે? હે દુષ્ટ, તું મને કોની સેવા કરવા કહે છે? અને જે સેવા કહે છે તે કેવી રીતે કરાય છે? તેનું સ્વરૂપ મને કહે! કારણ મને જન્મથી સેવા એટલે શું, તેની ખબર નથી. સેવા એ પદાર્થ મને અપૂર્વ છે. હરિવિક્રમનો બાપ જો મને સેવાનું રૂપ બતાવશે, તો પછી હું પણ ધીરે ધીરે સેવાનો અભ્યાસ કરીશ.

યક્ષે કહ્યું તું કોણ? એમ પુછયું તે બરાબર નથી. તે પ્રમાણે હરિવિક્રમ કોણ? એ પણ તારૂં પુછવું અયોગ્ય છે. જેણે તારા શરીરની ગાંસડી બાંધી તને ગોળાની માફક કિલ્લામાં ફેંકી દીધો, જે તારા કર્મનું તને ફળ આપનાર છે

તે હરિવિક્રમને તું શું નથી ઓળખતો? તને જે વસ્તુત્વની ખબરજ નથી, તો પછી તેં જે કહ્યું તેમાં દોષ શાનો? તેં જે અનીતિને ભુષણરૂપ ભાષણ કર્યું તે કેવળ મુર્ખતાજ છે!

જે પોતે થઈ પોતાના મનમાં ગર્વ ધારણ કરે છે તે ઉપહાસને પામે છે અને પોતાને સંશયમાં નાંખે છે. અરે રાજા હવે બોલવું બંધ કર. જે હરિવિક્રમની તને ખબર નથી તેજ તને જે પિતાની સેવા કરવાનું કહે છે, તેનું દર્શન કરાવશે. હે રાજા, તું સેવા એટલે શું, તે જાણવા બહુ ઉત્સુક થઈશ નહીં. હરિવિક્રમ તને ન્યાયથી આજજ સેવાનું રૂપ પ્રગટ કરી બતાવશે. જે વાત આપણાથી સિદ્ધ થવાની નથી તે વાત શી રીતે બોલાય? અસત્યાર્થવાદી લોક (બોલેલી વાત સિદ્ધ ન થાય તો લઘુત્વ પામે છે.

હેમહાબલ, કેટલાક દિવસ પછી તું હાથ જોડીને રાજાની સેવામાં તત્પર થઈશ એવું મારે જોવું પડશે.

યક્ષનું ભાષણ સાંભળી રાજાને ક્રોધ ચઢયો તેનું શરીર થરથર કંપવા લાગ્યું. તે વખતે તેના હાથમાં એક તલવાર હતી. તે તલવાર મહાબલે પોતાના હાથમાં લીધી, એટલામાં હરિવિક્રમ ત્યાં આવ્યો. હરિવિક્રમના આવતાની સાથેજ, તેજથી રાજાના શરિરની કાન્તિ મલીન થઈ અને પ્રતાપશુન્ય થઈ કાળો દેખાવા લાગ્યો. તેણે એવો વિચાર કર્યો હતો કે, દેવોએ પ્રયત્નથી રક્ષણ કરેલા આ બિકટ કિલ્લામાં બાર યોજન સુધી પણ દુષ્ટ બુદ્ધિ દાખલ થઈ શકતી નથી. આકાશ અને પૃથિવપરના દેવ, કિવાં મર્ત્ય ઇત્યાદિકનો પ્રવેશ થવો પણ મુસ્કેલ એવા આ મજબૂત કિલ્લામાં કોણ પેશી શકે? આ પ્રમાણે તે વિચાર કરતો હતો તે વખતે હરિવિક્રમે તેનું ઘણું અપમાન કર્યું અને "તારૂં નામ મહાબલ છે, તો હવે તારૂં બળ અમને બતાવ" એમ કહ્યું. હરિવિક્રમના બોલવાથી તે મહાબલ રાજા ક્ષુબ્ધ થઈ, થરથર કંપવા લાગ્યો અને ધ્રુજતા ધ્રુજતા, તેના હાથમાંની તલવાર નીચે પડી.

આ જોઈ કુમાર સ્મિતહાસ્યથી બોલ્યો કે "તારૂં બળ જોયું. હવે તું ભય રાખીશ નહીં. તારા જેવા ભયભિત થએલાને હું મારીશ નહીં. હું તને સહેજ કૌતકથી પુછું છું કે, તારો વ્યંતર કયો છે? મને લાગે છે કે, જેવું તારૂં બળ છે, તેવુંજ તેનું બળ હશે."

મહાબલ બોલ્યો તારૂં પરાક્રમ ભૂતળપર સિંહના જેવું પ્રસિદ્ધ છે. તું જે કહેછે તે ખરૂં છે. મારૂં નામ બીજે ઠેકાણે ગમે તેવું હોય પણ તારી સાથે તે યથાર્થ નથી. હું મહાબળ છું ખરો, પણ તારી સાથે તુલના કરતાં મારૂં નામ યથાર્થ નથી. અન્ય શત્રુ સાથેનો પરાભવ દુષણ રૂપ છે. પણ તે તારીસાથેનો પરાભવ ભૂષણ રૂપજ છે.

હે હરિવિક્રમ, હું બીજાઓને અજીત છતાં, તારા સંબંધમાં તો જીતાએલો છું. એટલાજથી હું પોતાને કૃતાર્થ સમજું છું. હે કુમાર હું તારો ચાકર થયો.

હવે આ કિલ્લો, આ પરિવાર, આ ખજાનો, સ્ત્રી પુત્ર સર્વ તું ગ્રહણ કર. લોહાર્ગદેવે મને પહેલેથીજ કહ્યું હતું કે, હરિવિક્રમ પ્રાપ્ત થશે એટલે મારો રસ્તો બંધ થશે.

યક્ષે કહ્યું વાહવા, શરણ આવ્યો એ તેં બહુ સારૂં કર્યું, સર્વાંગ સમર્પણ કરવું એજ સ્વામીની ભકિત છે. મનની એકાગ્રતા ધારણ કરી, તને કુમારની બાબતમાં વિવેક કરતા આવડયો અને કાર્ય નિર્ણય કર્યું, તે પ્રમાણે બીજા કોને આવડશે ? કોઇને નહીં આવડે.

રાત્રિ વહી ગયા પછી તિમિર સમુદાયનો નાશ કરી, સૂર્ય પર્વતના મસ્તકપર જણાયો. હરિનો (હરિવિક્રમ) ઊદય થયો એટલે સંકોચિત પ્રજારૂપિ કમળ પ્રફુલ્લિત થયાં.

યક્ષની સાથે કુમાર જીત મેળવી બાહાર નીકળી ગયો.

મહાબલે પોતાના અમાત્યની હીલચાલ બંધ કરી, હાથ ઉંચો કરી, લઢવાને તૈયાર થયેલા સૈન્યને કહ્યું કે "હે સર્વ સામંત, અને સૈન્યનાયક હું કહું છું તે સાંભળો. અતુલ્ય શકિતના પ્રતાપે જેનો પરાક્રમ અદ્‌ભુત છે એવો, અને તેજ પ્રમાણે જેના ભયથી દેવલોહાર્ગ પણ નાશી ગયા એવો અજીતવિક્રમનો હરિવિક્રમ નામનો પુત્ર છે. તેને તમો સર્વ પ્રભુ માનો અને હવે તેની સાથે વિરોધ કરવો મૂકી દો. અને તે હરિવિક્રમના પાદ કમળનું વંદન કરો. આ પ્રમાણે રાજાનું ભાષણ સાંભળી સર્વને અતિ આશ્ચર્ય ભાસ્યું અને તેઓએ રાજા સમક્ષ પ્રતાપી હરિવિક્રમને નમસ્કાર કર્યો.

નગરમાં સર્વત્ર હરિવિક્રમે અભય દર્શાવનારી આણ ફેરવી. પછી વૈરિસિંહ નામના પોતાના સેનાપતિને બોલાવી, તેને નગરનો અધ્યક્ષ નીમી પ્રજાનું મન શાંત કર્યું, જ્યાંથી મલયમેઘ હરિવિક્રમને લેઇ ગયો હતો, તે મલયપર્વત પાસેથી પોતાનું સર્વ સૈન્ય બોલાવ્યું. મહાબળ રાજા તેની સ્ત્રી અને તેનો ખજાનો સર્વ લશ્કરને સ્વાધિન કરી, હરિવિક્રમ પોતાના પિતા તરફ જવા નીકળ્યો.

આ પ્રમાણે અલંધ્યપુરીમાં હરિવિક્રમ રાજા રાજ્ય અને સંપત્તિનો ઉપભોગ લેઈ સ્વદેશ માફક આનંદથી રહ્યાછે એ કુશળ વાર્તા તમો સર્વને કહેવાને, યક્ષે મને અહીં મોકલ્યો છે તેથી હું અહીં આવ્યો છું. સ્વામીએ તમને એવો સંદેશો કહેવડાવ્યો છે કે તમે અંતઃકરણથી ભુવનસુંદરીની ભક્તિ કરો."

યક્ષના દુતનું ભાષણ સાંભળી સર્વ સેવક વગેરે આ કુશળ વાર્તા કહેવા તેને આશ્રમમાં લેઇ ગયા. સર્વ બાતમી ચંદ્રશ્રીને કહ્યા, પછી ચંદ્રશ્રી બોલી કે, તે મારી વહાલી ભુવનસુંદરી કયાં ગઈ? તેની મને ખબર નથી. દૂતે ચંદ્રશ્રીને યક્ષ કયાં છે વગેરે કહ્યું યક્ષપત્નિએ તેને પુનઃ યક્ષ પાસે મોકલ્યો. યક્ષ દુતે યક્ષ પાસે આવી ભુવનસુંદરીનો વિયોગ વગેરે સંબંધી સર્વ હકીકત કહી ભુવનસુંદરીની હકીકત દુતે યક્ષને કહી ત્યારે હરિવિક્રમના હૃદયમાં ત્રિશુળનો ઘા થયો

હોય એવો દુઃખિ થયો અને "હાયહાય, અરે ભુવનસુંદરી" એવો ઉદ્દગાર કાઢી મૂર્છિત થયો.

પછી યક્ષના શીતોપચારથી તે શુદ્ધિમાં આવ્યો પરંતુ એક સાધારણ મનુષ્ય પ્રમાણે રોણે તેણે ભુવનસુંદરી માટે શોક કર્યો.

"હે. ભુવનસુંદરી તારૂં સ્વરૂપ ત્રિલોકમાં અત્યંત અદ્દભુત છે. તેં આ નિર્દયના આત્માને કેમ ઠાર કર્યો તારા જેવી નારી રત્નોના યોગથી સકળ જગત્ ભૂષિત થયું છે હવે તારા વગર તેજ જગત્ મસ્તક વિનાના દેહ જેવું લાગશે. મારે માટે તને મરણ પ્રાપ્ત થયું. તારા મરણનું પાપ અતિઘોર તપ કરવાથી પણ કેમ નષ્ટ થશે ? હે દેવી, તારા મરણથી ત્રણે લોકમાં મારૂં મુખ કોઇએ જોવું નહીં અને મારૂં નામ કોઇએ લેવું નહીં એવી યોગ્યતાવાળો હું થયો છું. પહેલા મારા ગુણ લોકો એક ચિત્તથી સાંભળતા હતા, હવે તેઓ મારૂં નામ સાંભળતાંજ કાનપર હાથ મુકશે.

જે ગુરૂ વિરૂદ્ધ વર્તન રાખે છે, જે વિશ્વાસઘાત કરે છે જે બાળકો અને અને સ્ત્રીઓની હત્યા કરે છે. તેમનું નામ સાંભળવું નહીં.

પૂર્વજન્મમાં મેં જે પાપ કર્યું હતું તેનું આ જન્મમાં મને ફળ મળ્યું છે. હવે પછી પણ પૂર્વજન્મના પાપથી શું શું થશે તેની મને સમજણ પડતી નથી. હું તારા વિયોગથી દગ્ધ થયો છું ત્યારે અર્થાત મારી સ્થિતિ સ્મશાનમાંના કોયલા જેવી થઇ છે."

આ પ્રમાણે શોકથી અતિ વ્યાકુલ થએલા કુમારને યક્ષે કોમળ વચનોથી શાંત કર્યો.

યક્ષ બોલ્યો, "અરે હરિવિક્રમ, તું આવો પરાક્રમી હોવા છતાં, વૃથા શા માટે શોક કરે છે? તું જે આચરણ કરે છે તે પુરૂષને શોભતું નથી. સ્ત્રીયોને શોભે છે. 'સાહસ પ્રિય જે જન હોય છે, તેમનું અંતઃકરણ સ્વભાવતઃ અતિ કોમળ હોય છે. પણ તેજ અંતઃકરણ જ્યારે સંશયયુક્ત થાય છે ત્યારે વજ્રપ્રમાણે કઠોર બને છે.

હે વત્સ, ભુવનસુંદરી તારા હાથમાં છે; તેનું શીયળ અને અંગ કાયમ હોઈ; તે કોઈ પણ ઠેકાણે જીવતી છે એમ અવિધજ્ઞાનથી સમજાય છે. તું અંહી સ્વસ્થ રહે. હું સર્વ ભૂતળપર તેની શોધ કરી તારો અને તેનો યોગ કરી આપીશ."

આ પ્રમાણે યક્ષરાજ ભાષણ કરી, હરિવિક્રમની પરવાનગી લેઈ અદ્રશ્ય થઇ આકાશ માર્ગે વાયુની ગતિએ ચાલતો થયો.

ભુવનસુંદરીના દુઃખાગ્નિથી હરિવિક્રમની તનુ દગ્ધ થતી હતી ત્યારે સેનાપતિ વૈરિસિંહે તેને કહ્યું કે "હે મહામતે વિક્રમ, તને શાસ્ત્રનો સંપૂર્ણ અર્થ ખબર છે ત્યારે મારા જેવાના બોધનો તને કેટલો ઉપયોગ થશે ?

હશે, હું તને એટલુંજ કહું છું કે, હે નરોત્તમ, ભુવનસુંદરી માટે ખેદ કરવો તને યોગ્ય નથી તું જે આચરણ કરે છે તે તારા જેવાના સ્વભાવ

થી વિરૂદ્ધ હોઈ તદન નિષ્ફળ છે. નરોત્તમ જેનું નામ સાંભળતાંજ અંગ ધ્રુજવા લાગે છે, એવો જે તું, તેને શોક કરવો યોગ્ય છે કે શું? હે રાજા, શત્રુનું દ્રવ્ય જે પ્રમાણે હરણ કરે છે તેજ પ્રમાણે પરાક્રમ કરી ભુવન સુંદરીને લાવ તલવાર રૂપી ત્રાજવામાં દેહ તોલીને, જે શત્રુને સમર્થ કરવા તૈયાર થાય છે તેજ ઇષ્ટ સાધી શકે છે.

મહારાજ, સર્વ ભુવનતલ આપના આધાર પર છે. આપ દુઃખિ થયાથી જગતમાં કેટલા લોક દુઃખિ થાય છે તેની આપને ખબર નથી. જેનું અંતઃકરણ ક્ષીણ થયું છે તે શોક કરે છે-તેવો તું વ્યર્થ શોક કરીશ નહીં. સર્વ કાર્ય સાધવાનો તું નિશ્ચય કર.

કુમાર સ્વભાવતઃ ધૈર્યવાન હતોજ. તો પણ સેનાપતિનું ભાષણ સાંભળી જાગૃત થયો અને દેહનું યથાર્થ સ્વરૂપ સમજવા લાગ્યો.

હરિવિક્રમ-પ્રિયા સંબંધના વજ્રપાતના સામર્થ્યથી, હું સર્વ વ્યાપાર ભુલી ગયો. મારા જેવાની યોગ્યતા બીજાને ઉપદેશ કરવાની છે છતાં મારી આવી અવસ્થા થઈ, તો જગતમાં ધૈર્યતા નિરાધાર થઈ ગઇ એમ કહેવું પડશે. સેનાપતિએ મારે માટે મને જે કહ્યું તે યોગ્યજ છે. હવે હું મારા પરાક્રમથી પ્રિયા માટે ઉદ્યોગ કરીશ. યક્ષે પણ કહ્યું છે કે મારી પ્રિયા જીવતી છે. ત્યારે હવે તેને માટે મારૂં પરાક્રમ હું બતાવીશ "

આ પ્રમાણે વિચાર કરી તેણે સેનાપતિને કહ્યું કે હે સેનાપતિ, જીતવાનું કાર્ય ફતેહ કરનાર, અને મારૂંખરૂં ઈષ્ટ ચીંતનાર બીજું કોણ છે? તારા ભાષણથી મારો ખેદ નષ્ટ થયો છે. કુમાર સેનાપતિ સાથે વાત કરતો હતો તેટલામાં કુમારનું કાર્ય કરવા તૈયાર થયો હોય તેવી રીતે સૂર્ય, દેવીની શોધ લેવા સમુદ્રમાં પેઠો. તે દંપત્તિને અરસપરસ દર્શન ન થવાથી, તેમના દુઃખમાંજ જાણે કે, સૂર્ય અસ્ત થઈ, સકળ વિશ્વ અંધકારમાં ડુબી ગયું. લોકોનું ચૈતન્ય નિદ્રાથી અંતરિત થવાથી તેમની ચેષ્ટા બંધ પડી તેથી કરીને હરિવિક્રમના દુઃખથી સકળ વિશ્વ મૂર્ચ્છિત થયું હોય એમ જણાવ્યું.

કુમાર દેવતાર્ચન વિધિ કરીને સેંકડો સામંતસહ સભા મંડપમાં બેઠો. યોગ્ય વખત થયા પછી કુમાર સભાસ્થાન છોડી થોડા સેવકસહ, શય્યાગૃહમાં ગયો. ત્યાં રીત પ્રમાણે પ્રસાદ વગેરે લેઇ, સર્વ સેવકોને રજા આપી, તે સુંદર શય્યાપર બેઠો આ એકાંત સ્થળમાં મને મારી પ્રિયાનું દર્શન કેવી રીતે થશે, તેનો વિચાર કરવા લાગ્યો.

જ્યાં સુધી મનુષ્ય મરણના સંશયને છોડતો નથી, ત્યાં સુધી સાહસે પ્રિય જનોના હાથથી ઇષ્ટકાર્ય થતું નથીઃ સત્ય એજ જેનું ધન છે, એવા માણસની બે ગતિ છે. એક સ્વકાર્યકરણ કિંવા શીઘ્ર મરણ.

આજે કૃષ્ણાષ્ટમી છે. આજ મેં અપવાસ કર્યો છે માટે લડાઈ કરીને એકાદ દેવને સહાય કરી લેઇશ.

આવો વિચાર કરી, વિક્રમવીરે હાથમાં તલવાર લેઈ, પહેરેગીરોની નજર
ચુકાવી, શયનગૃહની બહાર પ્રયાણ કર્યું. એક મોટી ખાઇ ઓળંગી, સર્વ વિશ્વને
તૃણવત માની નજીકના એક સ્મશાનમાં પેઠો. સ્મશાન જાણે કે યમનું પ્રાણી વધસ્થાન કિંવા
ભયનું જન્મસ્થાન, કિંવા ભૂતોનું ક્રિડાસ્થાન, કિંવા મૃત્યુનું મંદિર હોય એવું જણાતું હતું.
ત્યાં રાક્ષસો, ચિતામાંથી અર્ધા બળેલા મડદાં બાહાર કાઢી પિશાચ સાથે વાદવિવાદ
કરતા હતા. અને તેમની સાથે તેઓ પણ ભક્ષણ કરતા હતા. ત્યાંના રસ્તા કસાઈ
બજારના રસ્તા જેવા હતા. રસ્તા માંસ અને ચર્બીથી વ્યાપ્ત થએલા હતા. ત્યાં
પ્રાણીનો વધ કરનારની ભીડ થઈ હતી. સ્મશાનમાં સળગેલી સેંકડો ચિતાની
જ્વાળાથી, આકાશ તદ્દન ગ્રસ્ત થઇ ગયું હતું; તેથીકરીને સ્મશાન, પ્રલય અને
કાલાગ્નિના ખી જેવું જણાતું હતું. ઘુવડ ઈત્યાદિના ભયંકર અવાજથી સર્વ આકાશ
બહેરૂં થઇ ગયું હતું. ભયંકર અવાજનો પ્રતિધ્વનિ સર્વ જગતને ભયથી વ્યાપિ
નાખતો હતો.

સ્મશાનમાં ભૈરવનું એક મંદિર હતું. તેની નજીકજ એક કાપાલિક રહેતો હતો
ત્યાં તે કાપાલિકનો શૂલપાણી નામનો મુખ્ય ગુરૂ રહેતો હતો. તેને ક્ષુદ્રવિદ્યા
સિદ્ધ કરનાર **ચંડરૂદ્ર** નામનો એક શિષ્ય હતો. તે બન્ને ગુરૂ શિષ્ય જળ, સ્થળ
અને આકાશમાં ગમન કરતા હતા. તેઓ નિર્દય હતા. ઉત્તમ પુરૂષ અને સ્ત્રીયોનું
બળીદાન આપી વિદ્યાસિદ્ધિ સંપાદન કરવી એવો તેઓ બન્નેનો પ્રયત્ન હતો.
ઉદાર મનનો કુમાર તે ભયંકર સ્મશાનમાં નાના પ્રકારના ભૂતસમુદાય જોતો જોતો
ભ્રમણ કરતો હતો. કેટલેક ઠેકાણે વેતાળે પકડેલા પ્રાણીયોને છોડાવતો અને કેટલેક
ઠેકાણે મોટા અવાજથી બુમ પાડી, રાક્ષસ, વેતાળ પિશાચ્ય, શાકિની વગેરેને અની-
તિથી નિવૃત કરતો હતો. આ પ્રમાણે સ્મશાનભુમિમાં તેણે ઘણાઓપર ઉપકાર
કર્યા પછી હરિવિક્રમ ધીરે ધીરે કાપાલિકના મઠમાં દાખલ થયો. હરિવિક્રમ પગનો
અવાજ ન કરતાં ધીરેથી મઠમાં પેઠો. ત્યારે તેણે આસનપર બેઠેલો શુલપાણી
નામનો ગુરૂ જોયો, ગુરૂની પાછળ એક ત્રિશૂળ હતું તેની આજુબાજુ ચાકર
લોકો બેઠા હતા. કોઈ જોશે એમ જાણી કુમાર છુપાઇને ઉભો રહ્યો. ત્યાં કુમાર
એકાગ્ર મનથી ઉભો હતો તે સમયે એકાએક તે ત્રિશુળ અગ્નિ પ્રમાણે સળગેલું
જણાયું તે જોઈ શુલપાણીએ શિષ્યને કહ્યું "અરે, મારો ત્રિશુળ સળગ્યા જેવો
અને ધરૂજતો દેખાય છે."

શિષ્યે કહ્યું મહારાજ, આ ત્રિશુળ કેમ થરથર કંપે છે?
ગુરૂ બોલ્યો, અહીં કોઈ સુલક્ષણવાળો માણસ ઉભો હશે તેના પગે
મોરના પીછાં છે તેથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ ત્રિશુળના હાલ-
વાથી મને ઉપર કહ્યા પ્રમાણે સમજાય છે. શિષ્ય મારે માટે સર્વ ભૂમંડ-
ળપર ફર્યો પણ જે કપાળે લખ્યું હોય છે તે સ્વસ્થાને બેઠા રહેવાથી પણ
પ્રાપ્ત થાય છે.

ઊપાસકે કહ્યું, આપ કહો છો તેવો કોઇ અહીં દેખાતો નથી..

ગુરૂ બોલ્યા, આમાં શંકા શામાટે લે છે? મારૂં કહેવું અસત્ય થનાર નથી.

ચંડરૂદ્ર જ્યારે ગુરૂ પાસે ગયો તે વખતે તેની જટા બાંધેલી હતી. સર્વ અંગે ભસ્મ ધારણ કર્યું હતું, ખભાપર ખડગ હતું અને ડમરૂનો ધ્વની કરતો હતો.

તેણે ખભા ઉપર એક સ્ત્રીને ધારણ કરી હતી, તેના વાળ તેણે જોરથી ઝાલ્યા હતા. સ્ત્રીને જોઇને ગુરૂ બોલ્યો, "ચંડરૂદ્ર, આટલી વાર આથડી તને શું મળ્યું? એકાદ સુલક્ષણ યુવતિ કે તરૂણ તને મળ્યો કે શું?

**ચંડરૂદ્ર**—હે ગુરૂ, સમુદ્રમાં કોઈએ એક પેટી ફેંકી, તે મેં આકાશમાંથી જોઈ હું તે પેટી પાણીમાંથી ખેંચી લાવ્યો. પેટી ઊઘાડી જોયું તો તેમાંથી આ ઉત્તમ સ્ત્રીરત્ન મને મળ્યું છે, આ સ્ત્રી રત્નના બળીદાનથી આજ આપણી કાર્યસિદ્ધિ થશે.

છુપાઈ રહેલો કુમાર આ સર્વ સાંભળી મનમાં બોલ્યો કે, ત્રિશુળ સુલક્ષણ માણસને જોઈ પ્રકાશે છે તેની મઝા જોઊં, આ કોઈ સ્ત્રી દિવ્ય લક્ષણયુક્ત છે. હવે આ અંધકારમાં શું થાયછે તે મને સમજાશે.

ગુરૂએ ચંડરૂદ્ર, મારા ત્રિશુળે સર્વાંગિ લક્ષણ મનુષ્યની સૂચના કરી હતી, તે પ્રમાણે દિવ્ય લક્ષણયુક્ત રત્ન પ્રાપ્ત થયું કે નહીં તે જો.

શિષ્યે કહ્યું હે ગુરૂ, તમારી આ મસલત સારી નથી. હાલ જે તમારા હાથમાં છે તે પ્રથમ સ્વાધિન કરી લ્યો.

ગુરૂ બોલ્યો, ઠીક ત્યારે હવે આ સ્ત્રીનું બળીદાન આપ. હવે આ કામમાં આ સ્ત્રીપર દયા લાવી કંઇ વિઘ્ન લાવીશ નહીં.

પછી શિષ્ય, થરથર ધ્રૂજતા અને દીન અવાજથી રડી શોક કરનાર સ્ત્રીને તેના વાળ ઝાલી ભૈરવ મંદિરમાં લેઇ ગયો એટલામાં કુમાર ઘણી ચાલાકીથી, પ્રથમજ દેવાલયમાં પેસી, નિર્દય કૃત્ય જોવા સારૂ એક સ્થંભની પાછળ ઉભો રહ્યો.

તે પાપીએ સકુમાર સ્ત્રીના વાળ ઝાલી ભૂમીપર નાંખી. તે વખતે તેનું શરીર થરથર ધ્રૂજતું હતું. તે પાપીએ તેના હાથ પીઠ પાછળ બાંધ્યા હતાં; તેથી કરીને તેના સ્તન ઉંચા અને વક્ર થએલા દેખાતા હતા.

મનુષ્યની ચરબીથી દિવો સળગાવી પ્રથમ ભૈરવે પૂજાનો સર્વ વિધિ પૂર્ણ કર્યો.

પૂજા કરી તે કન્યા પાસે ગયો તેને સ્નાન કરાવી શરીરપરૂ રકત ચંદન ચોપડયું. તેના ગળામાં લાલ કણેરના ફુલની માળા પહેરાવી. તેના આગળ ગુગળનો ધૂપ કર્યો. પછી ચંડરૂદ્ર તીક્ષ્ણ છરી લેઈ બોલ્યો કે "અરે, હવે તું કોઈ દેવનું સ્મરણ કર. અથવા ગમે તેને શરણ જા."

સ્ત્રી બોલી, મેં ચંદ્રપ્રભુ જીનેશ્વરનું સ્મરણ કર્યું. મારો પ્રાણ જવાનો વખત આવ્યો તોપણ તે પંચપરમેષ્ટીને નમસ્કાર કરીશ. તેમજ તે અર્હન્નમસ્કાર મારો જન્મોજન્મમાં સંરક્ષક છે. તેજ પ્રમાણે સ્વામિ કુમાર હરિવિક્રમ મારો બીજો સંરક્ષક છે. કાપાલિક (લાલચોળ થઈ)—તારા નવકાર મહામંત્રથી અને ચંદ્રપ્રભ

આવો વિચાર કરી, વિક્રમવીરે હાથમાં તલવાર લેઈ, પહેરેગીરોની નજર ચુકાવી, શયનગૃહની બહાર પ્રયાણ કર્યું. એક મોટી ખાઇ ઓળંગી, સર્વ વિશ્વને તૃણવત માની નજીકના એક સ્મશાનમાં પેઠો. સ્મશાન જાણે કે યમનું પ્રાણી વધસ્થાન કિંવા ભયનું જન્મસ્થાન, કિંવા ભૂતોનું ક્રિડાસ્થાન, કિંવા મૃત્યુનું મંદિર હોય એવું જણાતું હતું. ત્યાં રાક્ષસો, ચિતામાંથી અર્ધાં બળેલા મડદાં બાહાર કાઢી પિશાચ સાથે વાદવિવાદ કરતા હતા. અને તેમની સાથે તેઓ પણ ભક્ષણ કરતા હતા. ત્યાંના રસ્તા કસાઈ બજારના રસ્તા જેવા હતા. રસ્તા માંસ અને ચર્બીથી વ્યાપ્ત થએલા હતા. ત્યાં પ્રાણીનો વધ કરનારની ભીડ થઈ હતી. સ્મશાનમાં સળગેલી સેંકડો ચિતાની જવાળાથી, આકાશ તદ્દન ગ્રસ્ત થઇ ગયું હતું; તેથીકરીને સ્મશાન, પ્રલય અને કાલાગ્નિના બી જેવું જણાતું હતું. ઘુવડ ઈત્યાદિના ભયંકર અવાજથી સર્વ આકાશ બહેરૂં થઇ ગયું હતું. ભયંકર અવાજનો પ્રતિધ્વનિ સર્વ જગતને ભયથી વ્યાપિ નાખતો હતો.

સ્મશાનમાં ભૈરવનું એક મંદિર હતું. તેની નજીકજ એક કાપાલિક રહેતો હતો ત્યાં તે કાપાલિકનો શૂલપાણી નામનો મુખ્ય ગુરૂ રહેતો હતો. તેને ક્ષુદ્રવિદ્યા સિદ્ધ કરનાર ચંડરૂદ્ર નામનો એક શિષ્ય હતો. તે બન્ને ગુરૂ શિષ્ય જળ, સ્થળ અને આકાશમાં ગમન કરતા હતા. તેઓ નિર્દય હતા. ઉત્તમ પુરૂષ અને સ્રીયોનું બળીદાન આપી વિદ્યાસિદ્ધિ સંપાદન કરવી એવો તેઓ બન્નેનો પ્રયત્ન હતો. ઉદાર મનનો કુમાર તે ભયંકર સ્મશાનમાં નાના પ્રકારના ભૂતસમુદાય જોતો જોતો ભ્રમણ કરતો હતો. કેટલેક ઠેકાણે વેતાળે પકડેલા પ્રાણીયોને છોડાવતો અને કેટલેક ઠેકાણે મોટા અવાજથી બુમ પાડી, રાક્ષસ, વેતાળ પિશાચ્ય, શાકિની વગેરેને અની-તિથી નિવૃત કરતો હતો. આ પ્રમાણે સ્મશાનભુમિમાં તેણે ઘણાઓપર ઉપકાર કર્યા પછી હરિવિક્રમ ધીરે ધીરે કાપાલિકના મઠમાં દાખલ થયો. હરિવિક્રમ પગનો અવાજ ન કરતાં ધીરેથી મઠમાં પેઠો. ત્યારે તેણે આસનપર બેઠેલો શુલપાણી નામનો ગુરૂ જોયો, ગુરૂની પાછળ એક ત્રિશૂળ હતું તેની આજુબાજુ ચાંકર લોકો બેઠા હતા. કોઈ જોશે એમ જાણી કુમાર છુપાઇને ઉભો રહ્યો. ત્યાં કુમાર એકાગ્ર મનથી ઉભો હતો તે સમયે એકાએક તે ત્રિશુળ અગ્નિ પ્રમાણે સળગેલું જણાયું તે જોઈ શુલપાણીએ શિષ્યને કહ્યું "અરે, મારો ત્રિશુળ સળગ્યા જેવો અને ધરૂજતો દેખાય છે."

શિષ્યે કહ્યું મહારાજ, આ ત્રિશુળ કેમ થરથર કંપે છે?

ગુરૂ બોલ્યો, અહીં કોઈ સુલક્ષણવાળો માણસ ઉભો હશે તેના પગે ચોરના પીઠાં છે તેથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ ત્રિશુળના હાલ-વાથી મને ઉપર કહ્યા પ્રમાણે સમજાય છે. શિષ્ય મારે માટે સર્વ ભૂમંડ-ળપર ફર્યો પણ જે કપાળે લખ્યું હોય છે તે સ્વસ્થાને બેસી રહેવાથી પણ પ્રાપ્ત થાય છે.

ઊપાસકે કહ્યું, આપ કહો છો તેવો કોઇ અહીં દેખાતો નથી.

ગુરૂ બોલ્યા, આમાં શંકા શામાટે લે છે? મારૂં કહેવું અસત્ય થનાર નથી.

ચંડરૂદ્ર જ્યારે ગુરૂ પાસે ગયો તે વખતે તેની જટા બાંધેલી હતી. સર્વ અંગે ભસ્મ ધારણ કર્યું હતું, ખભાપર ખડગ હતું અને ડમરૂનો ધ્વની કરતો હતો.

તેણે ખભા ઉપર એક સ્ત્રીને ધારણ કરી હતી, તેના વાળ તેણે જોરથી ઝાલ્યા હતા. સ્ત્રીને જોઇને ગુરૂ બોલ્યો, "ચંડરૂદ્ર, આટલી વાર આથડી તને શું મળ્યું? એકાદ સુલક્ષણ યુવતિ કે તરૂણ તને મળ્યો કે શું?

ચંડરૂદ્ર—હે ગુરૂ, સમુદ્રમાં કોઈએ એક પેટી ફેંકી, તે મેં આકાશમાંથી જોઈ હું તે પેટી પાણીમાંથી ખેંચી લાવ્યો. પેટી ઊઘાડી જોયું તો તેમાંથી આ ઉત્તમ સ્ત્રીરત્ન મને મળ્યું છે, આ સ્ત્રી રત્નના બળીદાનથી આજ આપણી કાર્યસિદ્ધિ થશે.

છુપાઈ રહેલો કુમાર આ સર્વ સાંભળી મનમાં બોલ્યો કે, ત્રિશુળ સુલક્ષણ માણસને જોઈ પ્રકાશે છે તેની મઝા જોઊં, આ કોઈ સ્ત્રી દિવ્ય લક્ષણયુકત છે. હવે આ અંધકારમાં શું થાયછે તે મને સમજાશે.

ગુરૂએ ચંડરૂદ્ર, મારા ત્રિશુળે સર્પાંગિ લક્ષણ મનુષ્યની સૂચના કરી હતી, તે પ્રમાણે દિવ્ય લક્ષણયુકત રત્ન પ્રાપ્ત થયું કે નહીં તે જો.

શિષ્યે કહ્યું હે ગુરૂ, તમારી આ મસલત સારી નથી. હાલ જે તમારા હાથમાં છે તે પ્રથમ સ્વાધિન કરી લ્યો.

ગુરૂ બોલ્યો, ઠીક ત્યારે હવે આ સ્ત્રીનું બળીદાન આપ. હવે આ કામમાં આ સ્ત્રીપર દયા લાવી કંઇ વિઘ્ન લાવીશ નહીં.

પછી શિષ્ય, થરથર ધરૂજતા અને દીન અવાજથી રડી શોક કરનાર સ્ત્રીને તેના વાળ ઝાલી ભૈરવ મંદિરમાં લેઇ ગયો એટલામાં કુમાર ઘણી ચાલાકીથી, પ્રથમજ દેવાલયમાં પેસી, નિર્દય કૃત્ય જોવા સારૂ એકસ્થંભની પાછળ ઉભો રહ્યો.

તે પાપીએ સુકુમાર સ્ત્રીના વાળ ઝાલી ભૂમીપર નાંખી. તે વખતે તેનું શરીર થરથર ધરૂજતું હતું. તે પાપીએ તેના હાથ પીઠ પાછળ બાંધ્યા હતાં; તેથી કરીને તેના સ્તન ઉંચા અને વક્ર થએલા દેખાતા હતા.

મનુષ્યની ચરબીથી દિવો સળગાવી પ્રથમ ભૈરવે પૂજાનો સર્વ વિધિ પૂર્ણ કર્યો.

પૂજા કરી તે કન્યા પાસે ગયો તેને સ્નાન કરાવી શરીરપર રકત ચંદન ચોપડયું. તેના ગળામાં લાલ કણેરના ફુલની માળા પહેરાવી. તેના આગળ ગુગળનો ધૂપ કર્યો. પછી ચંડરૂદ્ર તીક્ષણ છરી લેઈ બોલ્યો કે "અરે, હવે તું કોઈ દેવનું સ્મરણ કર. અથવા ગમે તેને શરણ જા."

સ્ત્રી બોલી, મેં 'ચંદ્રપ્રભુ' જીનેશ્વરનું સ્મરણ કર્યું. મારો પ્રાણ જવાનો વખત આવ્યો તોપણ તે પંચપરમેષ્ટીને નેમસ્કાર કરીશ. તેમજ તે અર્હન્નમસ્કાર મારો જન્મોજન્મમાં સંરક્ષક છે. તેજ પ્રમાણે 'સ્વામિ કુમાર હરિવિક્રમ મારો બીજો સંરક્ષક છે.' કાપાલિક (લાલચોળ થઈ)—'તારા નવકાર મહામંત્રથી અને ચંદ્રપ્રભ

જીનેશ્વરના ધ્યાનથી તું મરણ ખેંચી લાવી છું. લોહાર્ગનો વૈરી જે હરિવિક્રમ તેને તું શરણ ગઈ માટે હવે તને મરવા વખત આવ્યો છે હજુ કંઇ બગડયું નથી. તું ભૈરવ અને લોહાર્ગનું સ્મરણ કર એટલે તારૂં મરણ ચુકશે.

સ્ત્રી બોલી, અરે કાપાલિક, તું શું બોલે છે? મરણ પ્રાપ્ત થાય તોપણ મારા અંતઃકરણમાં બીજા દેવોના નામને સ્થાનજ નથી.

પ્રાણીનું પોતાના કર્મ પ્રમાણે મરણ થશે અથવા જીવિત પ્રાપ્ત થશે. તેમાં શું? આયુષ્યની દોરી મજબૂત હોય તો દેવપણ મારી શકતો નથી અને દોરી તુટી તો મરનારનું કોઇનાથી રક્ષણ થતું નથી.

જેનું સંસાર કર્તવ્ય શાંત થયું છે એવોજ ચંદ્રપ્રભુ જીનેશ્વર મારૂં જન્મો જન્મ રક્ષણ કરો. સર્વ વિઘ્નનાશક નવકારનું સ્મરણ કરવાથી ભય નાશ પામે છે. અને અકાળ મૃત્યુમાંથી રક્ષણ થાય છે. લોહાર્ગ દેવને હું તૃણવત સમજું છું. આ લોકમાં અને પરલોકમાં તે કુમાર મારો સંરક્ષક છે.

અર્હન્નમસ્કાર સંબંધી તેનો નિશ્ચય સાંભળી કુમાર તેને મેરૂતુલ્ય ઉંચ ગણવા લાગ્યો ને મનમાં બોલ્યો કે જયાં નાના દિવાની કાંતિ પ્રમાણે તેજ છે એવા ઘરમાં આ સ્ત્રી મને કેમ શરણ આવી તે સમજાતું નથી. મારા સૈન્યમાં કોઇ રાજકન્યા હશે તે તો મને શરણ નહીં આવી હોયને?"

કુમારના હૃદયમાં કોઈ વાતનું સ્મરણ થયું તેથી તે મનમાં બોલ્યો કે "કદાચિત આ ભુવનસુંદરી હશે શું? હા પણ મારી પુન્યસંપત્તિ આવા પ્રકારની કયાંથી હોય? તે હોય અથવા બીજી કોઇ હોય, પણ તેનું હું મારા જીવની માફક પાલન કરીશ."

આ પ્રમાણે કુમાર વિચાર કરતો હતો, એટલામાં તે નિર્દય અને પાપીષ્ટ પોતાના હોઠ બે દાંત વચ્ચે દાબીને, ભવાં ઊંચા ચઢાવી મોટા અવાજથી ચીસો પાડવા લાગ્યો. તે તેના વાળ ઝાલી, ગળામાં મોટો છરો મારવાની તૈયારીમાં હતો એટલામાં કુમાર એકદમ કુદીને ત્યાં ગયો. અને કાપાલિકને ખેંચીને બોલ્યો કે "હે પાપી, આ તેં શું દુષ્ટ કૃત્યુ આરંભ્યું છે? તું ઉત્તમ સ્ત્રીનો વિનાશ ઇચ્છે છે તેથી કરીને હે કાપાલિક, તારા પાપી જન્મના સો વર્ષ પૂરા થઇ તારા કકડા કેમ નથી થતા? આ સ્ત્રીનો કેશપાશ બલાત્કારથી ખેંચવા પ્રવૃત થએલા અને સ્વભાવત કર્કશ એવા તારા હાથના કડકા કેમ નથી થતા?"

તે સ્ત્રી કુમારને જોઈ એકાએક સંજીવિત થએલી જણાઇ. અને કુમારને શરણે જઇ બોલી કે "હે દયાળુ કુમાર, મારો પ્રાણ લેનાર આ કાપાલિક યમના ભયથી મારૂં રક્ષણ કર. અર્હત્પંચ નમસ્કારના પ્રભાવથી તને પ્રેરણા થઈ તું પ્રત્યક્ષ નરરૂપ પુન્ય રાશીજ ઉત્પન્ન થયો છે."

વિક્રમ બોલ્યો તારૂં કલ્યાણ થાય. જીનેંદ્રના પ્રભાવથી તારો સર્વ ભય દુર થયો, નવકારના પ્રભાવથીજ હું અહીં આવ્યો એમ જે તેં કહયું તે સત્યજ છે.

ચંડરૂદ્ર બોલ્યો (ક્રોધથી લાલચોળ થઈ, મારા કર્મની આડે આવનાર કોણ

પાપી છે? અરે સર્પે ગળેલા દેડકાને છોડવવા પ્રયત્ન કરવો, તેમ આ સ્ત્રીને છોડવવા કોણ પ્રયત્ન કરે છે?

હરિવિક્રમ બોલ્યો અરે, પાખંડી, ચંડાળ, તારા દર્શનથી હું અપવિત્ર થયો એમ મને લાગે છે. સકળ વિશ્વનુસાર, એવી સ્ત્રીનો વધ કરવા તૈયાર થનાર પાપી, તારૂં હૃદય કેમ ફાટી પડતું નથી?

આ પ્રમાણે કાપાલિક અને કુમારનું ભાષણ થતું હતું તે સમયે ગુરૂ શુલપાણીને હાથમાં ત્રિશૂળ લઇ ત્યાં આવેલા જોઈ સ્ત્રી ભયથી ધ્રૂજવા લાગી અને "મને તારો, મને તારો" બોલી કુમારને શરણે ગઇ. કુમારે છરીથી તેના બંધ છોડી તેને છુટી કરી. અને તેને પોતાની પાછળ રાખી કાપાલિકને ભોંયપર પાડયો. તેના હાથ બાંધ્યા. શુલપાણીને પણ ભોંયપર નાંખી તેના હાથ બાંધ્યા. લિંગિજન અવધ્ય છે તેથી તેમનો વધ ન કરતા, તેમના કાન માત્ર કાપી નાંખ્યા. ગૃહમાં ત્રિશુળની જવાળાનો પ્રકાશ પડયો હતો તેથી કુમાર અને સ્ત્રીએ અરસપરસ એક બીજાને ઓળખ્યા. પ્રથમ તે નરેંદ્રપુત્રીને ભયથી કંપ થયો હતો, પણ હવે હરિવિક્રમના દર્શનથી, કંપ તેજ થયો પણ ભાવ માત્ર ભિન્ન હતો. હાલનો કંપ પ્રેમજનિત હતો. અકલ્પિત અરસપરસ એક બીજાના દર્શન થયાથી, વિસ્મયથી તેમના નેત્ર વિકસિત થયા. અને બન્નેએ પોતાના પુન્ય માટે અભિનંદન કર્યું.

આ પ્રિયા, મરણ પામી હશે એવી સમજ થવાથી અલંધ્યપુરીનો જે લોભ તે તેને તદ્દન અનિષ્ટ થયો હતો, પણ હવે કન્યાના દર્શનથી તે સ્તુતિ કરવા લાગ્યો. વધારે શું કહીએ? પણ, તેમને એક બીજાના દર્શનથી જે સુખ થયું, તેને ત્રિલોકમા ઉપમા આપવા જેવું બીજું સુખ નથી. વરસપર વિયોગ થયા પછી, એક બીજાના હૃદયમાં જે દુઃખમય ભાવ હતો, તેજ હવે દર્શનથી સુખમય થયો. રાજપુત્રે કન્યાને પુછયું કે "તું આ પાપીના હાથમાં શી રીતે આવી"?

સ્ત્રી બોલી (લજ્જાથી મુખ નીચું કરી) આપે મારી અવજ્ઞા કરી એમ જ્યારે મેં જાણ્યું, ત્યારે મૃત્યુની ઇચ્છાથી હું સમુદ્ર તીરે ગઇ અને મ્હારા દેહને પેટીમાં નંખાવ્યો. વિદ્યાધરે તે પેટી સમુદ્રમાં નાંખી. પેટી સમુદ્રમાં વહેતી જતી હતી તે આ કાપાલિકે ખેંચી કાઢી મને અહીં આણી.

કુમાર બોલ્યો તેં સમુદ્રમાં કેવળ તારો આત્મા નાંખ્યો એમ નથી પણ સકળ વિશ્વ સમુદ્રમાં નાંખ્યું જે સન્માન્ય નથી અને જે પરસપર પીડા ઉત્પન્ન કરનાર છે એવું કૃત્ય તેં શામાટે કર્યું? તું બહુ શાસ્ત્રજ્ઞ, દક્ષ, અને ચતુર છે. એમ છતાં, તેં મારૂં વિવેકયુકત અંતઃકરણ કેમ જાણ્યું નહીં?

રાજપુત્રી બોલી પ્રિયનું પ્રેમ ન હોવાથી મન અસ્વાધિન થાય એટલે સ્ત્રીયોના વિવેકાદિ ગુણ નાશ પામે છે.

આ વાત હવે રહેવા દો. પણ આ ભયંકર બિભત્સ, અને અનેક અનર્થ યુકત સ્મશાનમાં આપ શી રીતે આવ્યા? તે મને કહો.

રાજપુત્રે કહ્યું (પોતાના મનમાંના વિચાર કહેવાને શરમાઈ)–હું સહજ વિહાર કરતો કરતો અત્રે આવ્યો.

એટલામાં કુમારનો જયજયકાર થાઓ" એવો આશિરવાદ આપતો આપતો યક્ષમલયમેઘ આકાશમાંથી પરિવારસહ ત્યાં ગયો. યક્ષ બોલ્યો હે હરિવિક્રમ, તું યાવચ્ચંદ્ર દિવાકર સુખી થા. અને હે વત્સે, ભુવન સુંદરી, તું પણ યાવચ્ચંદ્ર દિવાકર સૌભાગ્ય ભોગવ.

યક્ષ આશીરવાદ આપી કુમારને કુમારી પાસે ગયો. અરસપરસ વાતો કરી તે સર્વ શય્યાગૃહમાં ગયા. કુમાર ક્ષણવાર આંખો મીચી સુખનિદ્રા લેવા પલંગપર સૂતો.

પછી ભુવનસુંદરીએ પિતાને પુછયું કે "પિતાજી, કુમારે આજ જે અપવાસ કર્યો તેનું કારણ શું? આજ કયા અપવાસનો દિવસ છે?

યક્ષે કહ્યું, તેં પણ એ અપવાસ શા માટે કર્યા? તેજ પ્રમાણે સમુદ્રમાં તારા આત્માને શા માટે ફેંકી દીધો?

કુમારી બોલી, તાત, મારી અવજ્ઞા સાંભળી મને ખેદ ઉત્પન્ન થયો અને સ્નેહ મૂઢ થઈ મેં આવું કૃત્ય કર્યું.

યક્ષ બોલ્યો, કુમારનો અને તારો વિયોગ થયો તેથી સ્નેહમોહીત થઈ, મરવાની ઇચ્છાથી તેણે અપવાસ કર્યો.

કુમારી બોલી મારો જેવો તેનાપર સ્નેહ છે, તેવો તેનો મારાપર હોવાનો સંભવ છે કે શું?

યક્ષ બોલ્યો, જેવો તારો તેને પ્રત્યે અનુરાગ છે તેજ પ્રમાણે તેનો પણ તારાપર છે. અને મારી પાસે તે બોલ્યો છે કે ભુવનસુંદરી સાથે હું જલદી વિવાહ કરીશ.

આ પ્રમાણે તેને શી રીતે મળ્યો, વૈરિસિંહનો પરાજય કેવી રીતે થયો, ભુવનસુંદરી નષ્ટ થઈ જાણી હરિવિક્રમ મૂર્છિત કેવી રીતે થયો, વગેરે સર્વ યક્ષે વિસ્તારથી ભુવનસુંદરીને કહ્યું. તે સાંભળી તેને આનંદ થયો અને તેના અંગપર રોમાંચ ઉભા થયાં. તેણે મનમાં વિચાર કર્યો કે "હરિવિક્રમનો મારાપર પ્રેમ છે, તેથી હું ધન્ય છું અને મેં તેને દુઃખ દીધું તેથી હું મને અધન્ય સમજું છું. લોકોમાં ન્યાયથી મળતું નથી એવું કંઈજ નથી. વિક્રમની અનુકુળતા દેવને પણ દુર્લભ છે. સર્વ પુન્યમાં તે પુન્ય મોટું છે કે જેણે કુમારની મનોવૃતિ મારાપર એકાગ્ર કરી. ઉત્તમ કુળમાં જન્મ પ્રાપ્તિ, રૂપ, લક્ષ્મી, ગુણ ઈત્યાદી સર્વ મળે છે પરંતુ પોતાના પ્રિયનો અનુરાગ અતિ દુર્લભ છે.

આ પ્રમાણે સુંદરી કુમારનું ચિંતન મનમાં કરતી હતી, એટલામાં રાત પુરી થઇ, પ્રભાત થયું ત્યારે સ્તુતિ પાઠકો બોલ્યા કે "હે નરેંદ્ર, લોકોની નિદ્રારૂપી મુર્છા પ્રભાત વાયુથી નષ્ટ થઇ રાત વહી ગઈ છે. હે રાજા, સૂર્યના ભયથી પર્વતની ગુફામાં છુપાઈ રહેલ અંધકાર, પોતાનું સ્થાન છોડી નાશી ગયો છે. સૂર્યના ઉદયથી

ઝાંખા થયેલા નક્ષત્રો. અદ્રશ્ય થયા છે. પૂર્વદિશાના સ્વામીના સમાગમમાં, અર્ધ ઉદય પામેલ, લાલ સૂર્ય બિંબ શોભે છે. હે પ્રભુ," સંધ્યાકાળરૂપી વધુ, સુર્ય કિરણરૂપી હજારો દિપની સોનાની આરતી ઉતારે છે.

આ પ્રમાણે મંગળ બોધક શબ્દો સાંભળી હરિવિક્રમે પલંગ છોડયો. પછી પ્રાતઃકાળની સર્વ વિધિમાંથી પરવારી. રાજા સભામાં બેઠો. યક્ષે, વિક્રમનું સ્મશાનમાં જવું, ત્યાં કુમારીને કેવી રીતે છોડાવી વગેરે સર્વ હકીકત સેનાપતિ અને મુખ્ય લોકોને કહી. સર્વને તે દિવસ આનંદમય થયો. પછી શહેરમાં ઘણી ઉતાવળથી વધપિન સમારંભ કર્યો; દાન આપવાની શરૂઆત થઇ. અને પૂજા વિધિ કરવામાં આવી.

આ પ્રમાણે આનંદથી પરિપુર્ણ દિવસ ગયા પછી યક્ષ બોલ્યો કે "હું પહેલા કન્યાને લઇ આવું છું. હે વત્સ, તું પણ જલદી આવ. હું મોટા સમારંભથી કુમારીનું તારી સાથે લગ્ન કરીશ."

કુમારે હા કહ્યાથી, યક્ષરાજ કુમાર અને કન્યાસહ પોતાને ઘેર ગયો. તેના ગમનથી તેના સર્વ પરિવારને આનંદ થયો.

એક પ્રતિહારે કહ્યું કે "બહાર કોઈ પવન નામનો દૂત આવ્યો છે."

તેને અંદર લાવવાની આજ્ઞા થતાંજ, તે અંદર ગયો ને કુમારને નમન કરી સાથે લાવેલો લેખ કુમારને સમર્પણ કર્યો. કુમારે તે લેખને માન આપી પુછયું કે "અયોધ્યાપુરીમાં અજીતવિક્રમ સુખરૂપ છે?"

દૂતે જવાબ આપ્યા પછી તેણે લેખ વાંચ્યો. તેમાં નીચેપ્રમાણે લખ્યું હતું.

અસંખ્યપુર દૂર્ગમાં વૈરિસિંહ સાથે રહેનાર યુવરાજ હરિવિક્રમ પુત્રને આશીર્વાદ પૂર્વક લખવાનું કે, મહાબલ રાજા સહિત તને જણાવવાનું કે અમો અહીં આવ્યા છીએ. અમને સંતોષ થયો. હવે શું કામ કરવાનું તે લખું છું. મલયાચલપર શ્રી વીરસેન રાજાની પુત્રી છે. તેની સાથે તું હરેક ઉપાયથી ત્વરિત લગ્ન કેર. તે કન્યા સાથે વિવાહ કરી, દુર્ગમાં સેનાપતિને રાખીને કુટુંબસહ તારે અહીં આવવું."

લેખ પોતાની ઇચ્છાને અનુકુળ છે એમ જાણી, કુમારે સર્વ લોકોને વિવાહના શુભ કાર્યમાં જવાને ત્વરા કરવા કહ્યું. પછી સારો દિવસ જોઇ, શુભ શુકનથી કુમાર, પોતાની સાથે મોટી સેના લેઇ, મલયાશ્રમમાં જઈ પહોંચ્યો. મેદાનમાં સેનાએ મુકામ કર્યો. યક્ષરાજે વીરસેનના પુત્રને બોલાવ્યો હતો. તે સહપરિવાર પોતાની માતુશ્રીના દર્શન લેવા ઉત્સુક થઇ તરતજ ત્યાં ગયો. અમરસેન માતુશ્રીને નમસ્કાર કરી શોક કરતો હતો તેને યક્ષરાજે કહ્યું, "હે રાજા, ખેદ કરીશ નહીં જેનું અનંત પુન્ય છે, અને દેવો પણ જેના સદા સેવક થઇ રહ્યા છે તેનો શા-માટે શોક કરવો? તારા મનમાં ઉત્તમ કુળ સાથે સંબંધ કરવાની ઇચ્છા હોયતો, તારી બ્હેનનો વિવાહ યોજ્યો છે તેનો વિચાર કર. હરિવિક્રમ નામનો એક અજીતવિક્રમના યોગથી પ્રસિદ્ધ થએલ રાજા છે તેને તારી બેન તારી સંમતીથી આપ-

વાની છે.” અમરસેને કહ્યું, પિતાજી, મને એમાં શું પૂછોછો ? જે આપને ગમે છે તે સર્વ મને પસંદજ છે.

પછી યક્ષે મોટા હર્ષથી ભુવનસુંદરીના વિવાહની તૈયારી કરી બે ગાઉ સુધી જમીન સરખી કરાવી, ઈંદ્રનીલ ઇત્યાદી રત્ન સમુદાયથી રમ્ય મંડપ તૈયાર કરાવ્યો. તે મંડપ નાના પ્રકારના મણિ, શિલા, રત્ન, રક્ત ચંદનના લાકડા, અને સુવર્ણ શિખરોથી રમ્ય કરાવ્યો હતો, નાના પ્રકારના મણિરત્નોથી ચિત્રવિચિત્ર દેખાતો હતો, ચારે દરવાજે ઉંચા તોરણો બાંધ્યા હતાં, જૂદે જૂદે સ્થળે ધ્વજા ઉડતી હતી, મંડળપર ઉત્તમ કપડા ઢાંકવાથી સૂર્યકિરણ અંદર પ્રવેશ કરી શકતા નહોતા, મોતીની ઝાલરો બાંધીહતી, થાંભલાઓને શણગાર્યા હત,ાં ઉંચા સ્થાનપર મનોહર સિંહાસન મૂક્યું હતું.

યક્ષસ્ત્રીઓએ મંગળ આચારની શરૂઆત કરી. વીણા ઇત્યાદિના શબ્દના મિશ્રણથી મંગળ ધ્વનિ પ્રસર્યો હતો.

આ પ્રમાણે યક્ષરાજે સુંદર મંડપ ઉભો કરાવ્યો, તેની રમ્યતા જોઈ સર્વને આનંદ થયો. અમરસેન અને રાજા શ્રી વિક્રમની સેનાસહ જે લોકો હતા તેમના પોષાક દૈદીપ્યમાન હતા. યક્ષરાજે વખત થયો એટલે અમરસેનને રાજલગ્ન નજીક આવ્યું એવું કહ્યાથી તેણે સ્નાનાદિક કર્મ કરી, શરીરે હરિચંદન લગાવી શુભ્ર વસ્ત્ર ધારણી, મુગુટાદિ અલંકાર પહેરી મંગળ કૃત્ય કર્યું. તે સમયે સ્ત્રીયોના ગીતોના અવાજથી સર્વ દિશા ભરાઈ ગઇહતી અને સુશોભિત દેખાતી હતી, મોટા મોટા વાદ્યો વાગતા હતા, ભિક્ષુક મંડળ રાજાના જયની ધ્વનિ કરતા હતા એટલામાં જયસંપાદક હાથીપર બેસી વરરાજા મંડપના દ્વારપાસે આવ્યા. પછી સોનાના સાંબેલાથી કપાળનો સ્પર્શ કર્યો અને મંડપમાં પ્રવેશ કર્યો. માતુશ્રીને ઘેર જઈ, લગ્ન કાળ થયા બરોબર યથાશાસ્ત્ર કન્યાનું પાણિગ્રહણ કર્યું.. ચોરસ કુંડમાં અગ્નિ સિદ્ધ કરી, ચાર પ્રદક્ષિણા કરી કન્યાનો હાથ છોડયો. વરે તેણીનો હાથ છોડયા પછી, અમરસેને બેનને અને તેના વરને ૮૦૦ હાથી, દસ હજાર ઘોડા, ૧૦૦૦ રથ, સિવાય રત્ન, અને સુવર્ણ ઢગલે ઢગલા આપ્યું. તેમજ કાશ્મીર, કામરૂપમાંના અનેક પદાર્થ, નાના પ્રકારના રમ્ય વસ્ત્રો, ઇત્યાદી ભૂષણો આપ્યાં.

આ પ્રમાણે વિવાહમાં નરેશ્વર ઈત્યાદિકે દશ દિવસ ઉત્સાહ કર્યો.

## પંચમ સર્ગ.

એક દિવસે આકાશમાં લોકો એકદમ જાગૃત કરનાર મોટો અવાજ થયો. તે ગંભીર ધ્વનિએ સર્વ દિશા પૂરી નાંખી. અવાજ સાંભળી સર્વ રાજા એકાગ્ર મનથી આકાશ તરફ જોવા લાગ્યા, અને અવાજ શાનો છે, તે કયાંથી આવ્યો વગેરેની તપાસ કરતા હતા એટલામાં પ્રથમ આચાર્યપદ પ્રાપ્ત કરનાર, તેમજ કેવળજ્ઞાન પામેલ, મુનિ સમુદાયથી વેષ્ટિત, જંગમ કલ્પવૃક્ષ જેવા, પુન્યહીન લોકોને દુર્લભ વીરસેનમુનિ મલયાચલ પર્વતપર આવેલા દેખાયા. દેવોએ જમીન સરખી કરી, તેનાપર સુગંધોદકની વૃષ્ટી કરાવી છંટકાવ કરી, પુષ્પવૃષ્ટિ કરી ઉંચું અને સુંદર સુવર્ણનું

કમળાસન દેવોએ તૈયાર કર્યું. ગુણ રત્નોથી સમૃદ્ધ એવા શ્રી સંઘને નમસ્કાર કરી મુનીશ્વર કમલાસનપર બેઠા. શુરસેન વિચિત્રાસ્વ, અશોકશેખર અને બંધુદત્ત ઈત્યાદિ મુનિ તેની પાછળ બેઠા. વિક્રમ અને અમર, બન્ને રાજાએ યથાક્રમ મુનિને વંદન કર્યું. યક્ષરાજ, યક્ષિણી યક્ષ, અને ચંદ્રશ્રીને આગળ કરી ભુવનસુંદરીને સાથે લઈ ત્યાં ગયો. કેવળીગુરૂને ભક્તિથી સન્માનપૂર્વક નમસ્કાર કરી હાથ જોડીને તે ત્યાં બેઠો. કુલપત્યાદિક સર્વ બાળ, વૃદ્ધ અને તાપસ, પોતાના પરિવારસહ હાથમાં પુષ્પ અને ફળ લેઈ, ગુરૂના પગઆગળ પુષ્પ ફળ મુકી, સામે યોગ્ય આસનપર બેઠા.

પછી સાધુએ શંકા પૂછવાથી કેવલીગુરૂ બોલ્યા "અહો, નિંદ્યા નિચ વસ્તુ પૈકી કંદ, મૂળ, ફળ વગેરે જે, ધર્મને હેતુભૂત કહી છે તેજ અર્હંતમતથી પાપ મૂળ છે." કુલપતિ બોલ્યા હે મહામુને, આપે જે કહ્યું તેનું નિરૂપણ કરો

કેવલીમુનિ—હું કહું છું તે શ્રવણ કરો.

જે સમ્યક જ્ઞાનથી યુક્ત અને મોક્ષમાર્ગનું સાધન, તેજ સર્વધર્માનુષ્ઠાન, એમ તત્વવેત્તાએ કહ્યું છે. સમ્યકજ્ઞાન સંપાદન કર્યા સિવાય જેજે ક્રિયાકાંડ કરવામાં આવે છે તેથી હિત ન થતાં, નગરને આગ લાગ્યા પછી, આંધળા આમતેમ દોડે છે, તેના જેવો અનર્થ થાય છે ખરેખર અત્યંત ફલપ્રદ અને પરાત્પર ધર્મ એટલે જીવનું રક્ષણ કરવું એ છે. જ્યાંસુધી જીનશાસનથી છ પ્રકારનું કાયાનું જ્ઞાન થયું નથી ત્યાંસુધી અજ્ઞાની જીવનું રક્ષણ કેમ કરશે? આ ભુમી એ જીવ છે. તેને તમે શુદ્ધિ માટે ખોદે છે તો ભુકાયિક જીવોને મારીને તમે ધર્મનું આચરણ શી રીતે કરશો? જળ એ પણ જીવ છે અને તેનાથી તમે સદા અર્થદાન સ્નાન અને ધર્મ બુદ્ધિથી દેવાર્ચન સુદ્ધાં કરો છો. અગ્નિ એ પણ જીવ છે. તેમાંના વ્રીહિયવાદિકોનું તમે ધર્મ પ્રાપ્ત્યર્થ હવન કરો છો તેમાં વાસ્તવિક તમે પરમાર્થથી વિમુખ થાવ છો. અનિલ પણ જીવ છે. તેનું તમે ધર્મબુદ્ધિથી હનન કરો છો. કારણ પંખાથી પવન નાંખી તમે અગ્નિ સળગાવો છો.

આ કંદમૂળ ફળાદિક સુદ્ધા વનસ્પતિરૂપ જીવ છે. તમે કંઈપણ વિકલ્પ મનમાં ન લાવતાં, નિશ્ચિછ બુધ્ધિથી તે ભક્ષણ કરો છો. લક્ષાવધિ જુનું મંદિર એવો આ જટાભાર તમે મસ્તકપર ધારણ કરો છો, અને તમને ત્રાસ થાય છે માટે તેનો નાશ કરવા હજારો ઉપાય શોધી કાઢો છો. તાત્પર્ય આ પ્રમાણે તમે ધર્મપ્રાપ્તિ માટે જે કરો છો તે સર્વ, જીનાગમ પ્રમાણે પાપ કહેવાય છે. સર્વ જણ બોલ્યા, હા, મહારાજ આપ કહો છો તે સર્વ સત્ય છે; અમે, જે કાંઈ તાપસવ્રત કરીએ છીએ તે સર્વ અજ્ઞાન ચેષ્ટિત છે.' એકાદ માણસને પૂર્વ તરફ જવાનું છે પણ તેને જો તે દિશા ખબર નથી એવા માણસના કહેવાથી દક્ષિણ દિશા તરફ જશે તો, અર્થાત્ ઈચ્છિત સ્થળ તેને પ્રાપ્ત થશે નહીં. આંધળાની પાછળ બીજો આંધળો ચાલે તો તે જેમ બીજા માર્ગ તરફ જાય છે તે પ્રમાણે, હે ગુરૂ, અજ્ઞાની ગુરૂના શિક્ષણથી અમે ભ્રમિત થયા છીએ. અમે ભવસાગરમાં પડીએ

છીએ. હજુ અમારૂં કંઇ સ્પષ્ટ થયું નથી, માટે હે ગુરૂ, સ્વધર્મદાનરૂપી નૌકાથી અમારૂં તારણ કરો.

ગુરૂએ કહ્યું જીવ એ આદિ અને અંત વિરહિત છે. અનાદિ કાળથી સંસારમાં પડેલો છે, સંસારમાં શું દુઃખ છે તે સર્વદા પ્રત્યક્ષ જુએ છે: પરંતુ દુઃખનાં કારણો પ્રત્યે તેને હજુ ઉદ્વગ પ્રાપ્ત થતો નથી. જીવને દુઃખ આપનાર કર્મ છે અને કર્મનું મૂળ કારણ એટલે મિથ્યાપંચકષાય યોગ, અને અવિરતિ એ છે.

આ પ્રકારે મિથ્યા પંચકષાયાદિકના યોગથી ઉત્પન્ન થયેલ કર્મના, આઠ પ્રકારની જ્ઞાનવૃતીથી એકસો અઠ્ઠાવન ભેદ થયા છે. આ આઠ પ્રકારનું કર્મ સ્વભાવતઃ સુખી એવા દેહ ધારણ કરનાર, ચારગતીને ઊપયુક્ત ઘણા દુઃખો ઊત્પન્ન કરે છે. કર્મ એ દુઃખમય છે અને દુઃખનું સૂચક છે કિંવા દુઃખનું મૂળ કારણ છે. જીવ એ કર્માધિન સુખનો લેશ પણ ભોગતા નથી. જે પ્રમાણે નીરોગી અંગ વ્યાધિ ગ્રસ્ત થાય એટલે દુઃખી થાય છે તે પ્રમાણે પ્રાણીના પાપ પરિણામથી કર્મ વૃદ્ધિ થાય છે. દેહિજનોમાં રહેનાર આ કર્મરૂપી શત્રુ મોટો અપકારી છે તેની ઊપેક્ષા કરીએ તો રોગ પ્રમાણે આપણો નાશ કરે છે. જે પ્રમાણે દુઃખાતુર રોગી વેદનાતુર થાય એટલે ત્રાસ પામી રોગ હર વૈદ્યને ખોળે છે, અને વૈદ્યના કહેવા પ્રમાણે ક્રિયા કરી, અપથ્ય છોડી, પથ્યભોજન કરે છે, અને વ્યાધિ દુઃખથી મુક્ત થાય છે. રોગ પીડાથી મુક્ત થઈ, આરોગ્ય પામી વૈદ્યની ચિકિત્સાની સ્તુતિ કરે છે અને તેને બહુ માન આપે છે તેજ પ્રમાણે માણસ કર્મ રોગથી ગ્રસ્ત થઈ, જન્મ, મૃત્યુ ઇત્યાદિથી દુઃખી થઇ, સંસારવૃતીથી નિવૃત થઇ ઊત્તમ ગુરૂની શોધ કરે છે. ગુરૂ મળ્યા પછી તેના કહેવા પ્રમાણે વર્ત્તી પ્રમાદ રહિત અને શુધ્ધ પ્રવ્રજ્યને પ્રાપ્ત કરે છે. અને પછી નાના વિધ તપશ્ચર્યાથી શુદ્ધ થએલ ભીક્ષાન્ન ભોજન કરી બંધ અને વ્યામોહ રહિત થઈ સર્વત્ર અપ્રતિરૂદ્ધ થઈ ગુરૂપદિષ્ટ સાધુ ક્રિયાનું આચરણ કરી, ચિરાર્જીત કર્મરોગથી નિઃસંદેહ મુક્ત થાય છે. માટે હું કહું છું કે, ગુરૂ સમાગમ બહુ દુર્લભ છે ગુરૂ સાહ્યવગર કર્મરૂપી વ્યાધિનો ક્ષય થતો નથી."

આ પ્રમાણે ગુરૂએ બોધ કર્યાપછી ચંદ્રશ્રીએ કહયું કે, ભગવન્, પ્રવ્રજ્યા માટે મારી યોગ્યતા હોય તો, મને સત્વર દીક્ષા આપો.

પછી ગુરૂએ ચંદ્રશ્રી સહિત, સર્વ કુલ પત્યાદિ તપસ્વીયોને તેમના પરિવાર સહ દીક્ષા આપી. વિક્રમ અને અમરના સૈન્યમાંથી પણ ઘણા લોકે ગુરૂ માહાત્મા સમજી ગુરૂસંનિધ દીક્ષા લીધી.

એક દિવસે ભુવનસુંદરીએ યોગ્ય વખત જોઈ, કેવળજ્ઞાનીને પુછ્યું કે "હે પ્રભો, મારો એક સંદેહ દૂર કરો. અહો મહારાજ, મલયમેઘ યક્ષ અમારા બન્નેપર પિતા જેવો સ્નેહ દર્શાવે છે, અને મારાપર તો જન્મથી તેવો સ્નેહ રાખે છે તેનું કારણ શું? આ સ્નેહ સ્વભાવતઃ છે, કિંવા પૂર્વ જન્મથીજ ચાલતો આવેલો છે? હે મહારાજ મને તે સર્વ કૃપા કરી કહો. તે જાણવા મને મોટી ઊત્કંઠા છે.

કેવલી બોલ્યા—હે વત્સે, આમ હોવાનું કારણ ઘણું મોટું છે તે હું તને સંક્ષેપથી કહું છું. સાવધાન ચિત્તથી શ્રવણ કર.

ભારતવર્ષમાં કોશલ દેશમાં વિશાલવિજયા નામનું એક નગર હતું તે નગરમાં ઋષભદત્ત નામનો એક મોટો વેપારી હતો. તેને ગૃહલક્ષ્મી જેવી અનંત શ્રી નામની એક પ્રિય પત્નિ હતી. ધર્મ કર્મથી જેણે દ્રવ્ય સંપાદન કર્યું હતું તેવા તે દંપત્યને એક પુત્ર થયો. તે પવિત્ર ગુણોથી ભૂષિત હતો. તેનું નામ ધર્મદત્ત હતું. કર્મ ક્ષયથી ઉત્પન્ન થએલ શાંતિથી કિંવા ભાવિ ભવિતવ્યથી તે છોકરો નાનાપણથી વિષયસુખ પરાઙમુખ હતો છોકરો તરૂણ થયો ત્યારે સૌંદર્યમાં સર્વથી શ્રેષ્ટ હતો. તેની પાસે દ્રવ્ય ઘણું હતું વણિક કન્યાએ ઘણા આદરથી તેના વિવાહ માટે પ્રાર્થના કરી, તો પણ તે જીતેંદ્રિય અને પ્રશાંતાત્મા થઇ સામાન્ય જન અને સ્વજન સંબંધી નિર્મોહ થયો. તેણે માતાપિતાની પરવાનગી લેઈ ગુરૂ પાસેથી દીક્ષા લીધી—સંયમાદિ આચારનો અભ્યાસ કર્યો, તપથી સર્વ શરીર શુષ્ક કરી નાંખ્યું. અને ગુરૂની અનુજ્ઞાથી એકત્વ પ્રતિમાધર્મ આચરવા લાગ્યો.

ગામમાં એક રાત્રિ, શહેરમાં પાંચ રાત્રિ એવી રીતે મુકામ કરતો કરતો ધર્મદત્ત એક મોટા જંગલમાં ગયો. ત્યાં તે ભયંકર પ્રાણી સાથે પ્રતિમાધર્મથી વર્તી રહેતો હતો. તેના શાંત્મ્ય પ્રભાવથી તે જંગલમાંના વાઘ, હાથી, મૃગ, ઈત્યાદિ સર્વ પ્રાણી પરસ્પરમાંનો વૈરભાવ તજી તે મુનીની સેવા કરતા હતા. સર્વ પ્રાણી વર્ગમાં ભાતૃભાવ ઉત્પન્ન થયો હતો અને તેઓ ધર્મોપદેશ સાંભળતા હતા. નિંદ્ય આહાર વર્જ કરી જીવઘાત કોઇ દિવસ કરતા નહોતા.

ત્યાંથી નજીકજ પલ્લીયમપુરી, નામનું એક પ્રસિદ્ધ ગામ હતું. તે ગામમાં વ્યાઘ્રરાજ નામનો એક ક્રુર ઠાકોર હતો. તે સદા સર્વદા સિંહ, હાથી, વાઘ વગેરેનો શિકાર કરવામાં મચી રહેલો હતો. એક વખતે તે સ્વસ્થળે બેઠો હતો ત્યારે તેણે સાંભળ્યું કે પલ્લીગ્રામમાં એકાએક ઘણા માણસોમાં મોટી ગરબડ થઇ રહી છે. "આ ગરબડ શાની છે" એમ પુછતા, ગ્રામવાસીયોએ રાજાને કહ્યું કે "પલ્લી ગ્રામની આજુબાજુમાં એક મોટો ભયંકર સિંહ આવેલ છે." સિંહની વાત સાંભળતાંજ રાજા હાથમાં ધનુષ્ય, બાણ, તલવાર લેઇ એકદમ સિંહને મારવા દોડયો. તે પલ્લીપતિ ગ્રામની બહાર થોડે દુર ગયો ત્યાં એક મોટો ભયંકર થોડો વક્ર અને લાંબા પૂંછડાવાળો સિંહ જોયો. સિંહને જોયા બરોબર પલ્લીપતિએ તેનાપર બાણ છોડયું; સિંહે મોટો કુદકો મારી બાણ ચુકાવ્યું.

આ પ્રકારે બન્નેની લડાઈ જોઈ મહામુની ધર્મદત્તને દયા આવી અને તે પોતાના દેહના ઉત્સર્ગ માટે તૈયાર થયો. વારંવાર ભોંય તરફ જોઈ (પગથી કીડીઓ વગેરે ચગદાઈ હિંસા ન થાય માટે) તે પ્રશાંતાત્મા મુની રાજા પાસે જઈ થોડે દૂર ઉભો રહી બોલ્યો "હે પલ્લીપતે વ્યાઘ્રરાજ, તમે સિંહનો વધ કરો છો તે શામાટે? તેણે તમારો શો અપ-

રાધ કર્યો છે? તેનું કારણ અપકાર નથી પણ ઉપકાર છે એમજ લાગે છે?

સર્વની અપકાર તરફ પ્રવૃતિ હોય છે કારણ અપકાર કરવો એ સહેલું છે. જે દુષ્કર છે તેનુંજ સાધુજનોએ વિધાન કરવું."

વ્યાઘ્રરાજે બોલ્યો હે સાધો, સર્વ પ્રાણીનો ઘાત કરનાર સ્વભાવતઃ ક્રુર, એવા પ્રાણીપ્રત્યે તમે દયા શામાટે ધારણ કરો છો?

મુની–નિર્દયની તપેક્ષા કરવી. ગુણીની ઉપેક્ષા કરવાથી ફરી તે સંસારી થાય છે. અહીંથી ચોવીસ યોજનપર મારા સંસર્ગથી વનમાં સર્વ પશુ સમુદાય સત્વગુણથી વાસ કરે છે! માટે હે પલ્લીપતિ ગુણવાન્ અને નિરપરાધી સિંહને તું મારીશ નહીં. તારા બાણના ભયથી તે નાશી ગયો એમ સમજીશ નહીં. તે કેવળ દયાથી તારા શરીપર ધસ્યો નથી. તેં કેવળ ક્રોધાવેશથી નિર્દય થઈ આ સિંહપર પ્રહાર કર્યો છે. અને તું તેનો વધ કરે છે ત્યારે તે તારાપર દયા કરે છે! હે રાજા, ક્રોધ એ એક (ઈંધણ વિનાનો) નિરિધન અગ્નિ છે. ક્રોધ એ અભ્યંતર પિશાચ છે. ક્રોધ એ ચોરની માફક ગુણ રત્નો ચોરી જઈ, ક્ષણમાત્રમાં, લોકોમાં અત્યંત નિઃસ્વ મનુષ્ય પ્રમાણે દુઃખ દેછે. ક્રોધની વધારે સંગત કર્યાથી, લજ્જા તજી દઈ, તે સત્ય વચન બોલે છે. (વ્યહવારમાં, મનમાં, એકાદ કોઈ બદલ બુરા વિચાર ઉત્પન્ન થયા હોય તોતે બીજાને કહેવા નહીં જોઈએ, પણ ક્રોધમાં તેનું ભાન રહેતું નથી અને એકદમ મનમાં આવે તે ભાષણ બોલી જવાય છે.

ક્રોધ ક્રુરત્વા ગાધ અને દુસ્તર છે. જે તેવા સમુદ્રમાં પ્રવેશ કરે છે, તે એકદમ મોટા વેગથી બુડી જાય છે. ક્રોધ ક્ષણમાત્રમાં ઉત્પન્ન થઇ કણમાત્ર વિષ લેશા પ્રમાણે ચિરસંચિત પ્રેમનો અતિત્વરાથી નાશ કરે છે.

મેં બીજા માણસને ક્રોધથી અપકાર કર્યો એમ અજ્ઞાન પુરૂષો માને છે. પરંતુ આ કરતાં ષટપટ હોય તો પણ અમારે સહન કરવું જોઇએ એમ સમજતા નથી. આપણે બીજાપ્રત્યે જે કાંઈ કરીએ છીએ તે સર્વ શુભાશુભ તેજ વખતે આત્મામાં સંક્રાંત થાય છે.

આપણે બીજા પ્રત્યે દુર્ભાષણનો આ ઘાત કરીએ તો બીજાઓ તર્ફથી તેવાંજ દુર્વચનનો ઘાત પ્રાપ્ત થાય છે. આ વાતથી પ્રત્યક્ષ પરલોકની પરીક્ષા કર. માટે હે પલ્લીશા! સિંહ સાથે અને સર્વ પ્રાણી સાથે મિત્રતા રાખી ક્રોધ મુકી દે. હે પલ્લીશા નાનપણથી તું વિષયવૃક્ષ પ્રમાણે મોટો થયો છે. પરલોક માટે તું પરાઙ્મુખ થઈ જગતના સંહારને હેતુ ભુત થયો છે. મનુષત્વ પ્રાપ્ત થાય અને તેનો ધર્મ વર્જીત હોય તો, મનુષત્વ પ્રાપ્ત થયું ન થયા જેવુંજ છે. આ ન્યાયથી હે પાપી તું ક્રુર કર્મથી પાપ સંપાદન કરે છે તેથી તારૂ મનુષત્વ નિષ્ફળ છે. પ્રાણિ હિંસા, મિથ્યા સત્વ, મદ્યપાન, ચોરી અને પરનારી પરીરંભ આ તારૂ કુલવૃત છે. આ વ્યસનો ખરેખર માણસને મોટા ખાડામાં નાખે છે. કારણ માહાવિષ ખાઇએ તો તે પોતાનું સામર્થ્ય જણાવે છે. હજુ તારા

તરફ જો! પાપ ક્રિયા છોડી દે, અને પરલોકમાં સુખ આપનાર સર્વ દયામય ધર્મનું આચરણ કર.

હે પલ્લિપતે, સિંહ પશુ જાતનો છે તથાપિ તેને દયા ઉત્પન્ન થઈ અને તું મનુષ્ય જાતિનો હોવા છતાં પાપ કરવા તૈયાર થયો, ત્યારે તારા કરતાં સિંહને સારો કહેવો જોઇએ.

પલ્લીપતી બોલ્યો. મહારાજ, આપ કહો છો તે સત્ય છે મારા જેવા ગૂણુહિન કરતા ગુણસંપન્ન સિંહ સારો છે. હે મહામુની, આવા ક્રિયાશુન્ય ભાષણોનો ઉપયોગ શો? જો હું ધર્મને યોગ્ય હોઉં તો મને વિશુદ્ધ મતનો ઉપદેશ કરો.

આ પ્રમાણે ઉપદેશ સાંભળીને રાજાનું મન શાંત થયું અને, ધનુષ્ય, બાણ વિગેરે વધ કરવાના હથીયારનો ત્યાગ કર્યો. પછી તે પલ્લિપતિએ સ્તુત્યોક્રમા કરવાના ઉદ્દેશથી સર્વ સંગનો ત્યાગ કરી પ્રવ્રજ્યા ગ્રહણ કરી. ધર્મદત્ત મુનીની સર્વે પ્રશંસા કરી.

ભિલ્લ મુનિ ધર્મદત્તને ઘડીવાર પણ છોડતા નહોતા, વનમાં તે તેમની સાથેજ ફરતા હતા. ધર્મદત્ત અને મૃગેંદ્ર વચ્ચે સ્નેહ થયો. ઘાડા સંબંધપછી સિંહનું અંતઃકરણ શુદ્ધ થયું. બાદ તે અપવાસ કરી નમસ્કારનું સ્મરણ કરી મરણ પામ્યો.

મરણ પામ્યા પછી તે સનત્કુમાર નામનો દેવ થયો.

ધર્મદત્ત ભિલ્લ સાધુ સહિત વિજયા નામના નગરની બહાર વનમાં ગયો. રૂષભદત્તે ધર્મદિક્ષા લીધી તે માટે સર્વ જણને આનંદ થયો. રૂષભદત્તે યોગ્ય સમય જોઈ મુનિ પુંગવને પુછયું કે—માહારાજ મેં એમ સાંભળ્યું છે કે સંગતિના યોગે ક્રુર પશુ સમુદાય હોય તોપણ તે જાગૃત થાય છે.

મુની—તમે જે સાંભળ્યું છે તે સત્ય છે તેનું દ્રષ્ટાંત એ છે કે આ પલ્લિપતિ પ્રત્યક્ષ મુનિ પુંગવ થયા છે તેથી તિર્યક પ્રબોધ શક્તિનું આ મુનીને જ્ઞાન થયું છે. આત્વ એ માયાનું મિથ્યા ફલ છે. પછી સર્વ શ્રેષ્ટિ જન નમસ્કાર કરી તેની પાસે જઈ બેઠો.

તે બન્ને મુનીઓ યોગ્ય વ્યવસ્થા કરી અનશનથી પ્રાણત્યાગ કરી સનત્કુમાર નામના દેવ થયા.

ત્રણે જણ સ્વર્ગમાં પૂર્વ જન્મની ઓલખાણથી સ્નેહિ થયા ને કાલ ગમન કરવા લાગ્યા.

પછી સિંહજીવ સ્વર્ગમાંથી નીચે આવી પૂર્વના ભરતખંડના એક શહેરમાં મહેન્દ્રપાલ નામનો રાજા થયો.

ધર્મદત્ત મુનીનો જીવ, તેજ નગરમાં વેશ્યાને પેટે મદનમંજુષા નામની પુત્રી થઇ.

ભિલ્લજીવ રાજાનો સુમતિ નામનો મંત્રી થયો.

સુમતિ નામનો મંત્રી મદનમંજુષા સાથે અનુરકત થયો.

તે રાજાની રાણીનું નામ મહેન્દ્રશ્રી હતું. મદનમંજુષાનો તેની સાથે સ્નેહ થયો.

મહેન્દ્રશ્રીના સંસર્ગથી મદનમંજુષા જીન ધર્મોક્ત આચરણ કરી બ્રહ્મલોકમાં ગઈ. રાજા મહેન્દ્રપાળ અને મંત્રિ સૂમતિ એ બન્નેએ સંસાર ત્યાગ કરી દીક્ષા લીધી. દીક્ષાના પ્રભાવથી રાજા અને પ્રધાન બ્રહ્મલોકમાં ગયા. ત્યાં તે ત્રણે મિત્ર થયા.

પછી રાજા અને અમાત્ય કોશાંબી નગરમાં આનંદસેન અને દત્તાના બન્ને પુત્ર થયા. તે બન્ને વણિક કુળમાં ભરત એમ ત્રણે પૃથ્વિ તળપર પ્રસિદ્ધ થયા. તે બન્નેને ચંદ્રબાળા નામની બેહેન થઈ ભરત અને ચંદ્રબાળા બન્ને અલાતકલ્પમાં ગયા અને ધર્મના ધ્યાનથી જીવ પંચકલ્પમાં ગયો.

પછી તે ઉજજેણીમાં શ્રાવક ધર્મના એક વણિકને ત્યાં પુત્ર થયો. પછી તે સુધર્મ નામની દેવસભામાં દેવ પદવી પામ્યો અને ત્યારબાદ ભૂલોકમાં રાજા થયો, અને પછી મલય પર્વતપર મલયમેત્ર નામનો પક્ષનો રાજા થયો. હે વત્સે સિંહનો જે પૂર્વ જીવ તે હું ભરતજીના પૂર્વ સુખનો ઉપભોગ લઈ અલાતકલ્પમાંથી નીચે આવી હરિવિક્રમ થયો. ચંદ્રબાળા એ પણ નીચે આવી ચંદ્રશ્રીના ગર્ભમાં મારી ઉત્તમોત્તમ છોકરી તું ભુવનસુંદરી થઇ. ચંદ્રશ્રી પ્રત્યે પક્ષનો સ્નેહ ઉત્તમ શીલ અને ગુણથી થયો. અને તારી સાથે સ્નેહ હોવાનું કારણ પૂર્વ જન્મનો સંબંધ.

તમારો આ સ્નેહ ધર્મ દત્તસિંહ અને શીલમુનીના જન્મથી વળી તેજ હાલ તમારામાં છે તેથીજ પ્રિયકારક થયો છે.”

સુંદરી—હે સ્વામિન્ મારૂં દુષ્કૃત્ય થોડું છે તેનો વિપાક આટલો ચીરકાળીક ફળ આપનાર કેમ થયો? કેવળી બોલ્યા, હે વત્સે, દિક્ષા બહુ કઠણ છે માટે આ સ્થિતિમાં લેશમાત્ર ભૂલ ન થાય તેનો પ્રયત્ન કરવો જોઇએ.

આ પ્રમાણે પૂર્વ જન્મનો વૃત્તાંત સાંભળી યક્ષરાજ અને સર્વ સ્નેહયુક્ત થયા. ને કેવળી વીરસેને આ જન્મમાં લીધેલી દિક્ષાના ઉપદેશ માટે બંધુદત્ત નામના ગુરૂને પોતાને ઘેર રાખી લીધો. રાજા અમરસેન રાજા વિક્રમ અને ભુવનસુંદરી એ ત્રણેએ કેવળી મુનિને કહ્યું કે આપે અમને દર્શન પ્રસાદ આપવો જોઇએ; આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી સુર અને વિદ્યાધર અચિંત્ય કેવળી મેત્ર પ્રમાણે ધર્મ વૃષ્ટિ કરતા ત્યાં ગયા. અમરસેને હરિવિક્રમને પુછી પોતાના નગર તરફ જવા નીકળ્યો પછી ભુવનસુંદરીએ સર્વ યક્ષજન અને સખીઓને નમ્ર સ્વરથી કહ્યું કે, હું જો કે તમારાથી દૂર થાઉંછું તોપણ તમે મને ભૂલશો નહિ. આ પ્રમાણે તે બોલી ત્યારે તેના અંતે સખીના નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં તેણે ભોંયપર મસ્તક મૂકી ચંદ્રપ્રભને નમસ્કાર કર્યો. પછી ક્ષણવાર વાવ તરફ જોઇ ઉપવનના વૃક્ષો તરફ જોયું. યક્ષરાજ પાસે જઇ તેના પગપર હાથ મૂકી સ્નેહબિંદુથી પગનું સિંચન કરી નમસ્કાર કર્યો.

યક્ષરાજે કહ્યું, હે પૂત્રિ મેં તને યોગ્ય પતિ મેળવી આપ્યો છે, હવે તારે

માટે ખોટું લગાડવાનું કારણ નથી. પુત્રિ ખેદ કરીશ નહિ. હે સખી હું વારંવાર દુઃખનો પ્રતિકાર કરીશ. તું મારૂં સ્મરણ કરીશ કે હું તારી પાસે આવીશ.

આ પ્રમાણે વાતચીત કરી તે બહુ દુઃખે ચાલતી થઈ. ત્રીજે મુકામે અમરસેનને પહોંચાડી રસ્તામાં વૈરિસિંહને અલંધપૂરીમાં રાખી હરિવિક્રમ પોતાની રાજ્યધાની તરફ ગયો; ઠેકઠેકાણે પોતાની પ્રજાને સંતુષ્ટ જોઈ હરિવિક્રમ પોતાનો સૈન્યસહુ અયોધ્યા નગરીમાં પહોંચ્યો. દૂતે હરિવિક્રમ આવ્યાની વાત રાજાને કહી. આ સાંભળી રાજાને આનંદ થયો અને શહેરમાં ઉત્સવ કર્યો. શહેરમાં ઘેરઘેર તોરણો બંધાવ્યા મહેલની મનોહર અગાશીના ઉંચા ભાગપર ધ્વજાઓ ચઢાવી. રાજેન્દ્ર અજીતવિક્રમે શહેરમાં સર્વ શોભા કરાવી મોટા વૈભવથી પોતાના પરિવાર સહુ કુમારને લેવા ગયો. હરિવિક્રમે પિતાને નમસ્કાર કર્યો; અજીતવિક્રમને બહુ સંતોષ્યો. પછી તેણે શહેરમાં વધુ વરનો પ્રવેશ કરાવ્યો. ભુવનસુંદરીનું રૂપ જોઈ સર્વને આશ્ચર્ય લાગ્યું ને પરસ્પર કહેવા લાગ્યા કે આજ આપણા નેત્ર કૃતાર્થ થયા. તારો ઉત્પન્ન કર્તા, જોનારની બે આંખો અને બાપના તથા સાસરીઆના બંને કુળો એ પાંચ તારા જન્મથી કૃતાર્થ થયા.

આ પ્રમાણે સસરાનો આશીર્વાદ લઇ વધુ પોતાના મંદિરમાં ગઈ. પછી હરિવિક્રમ ઘણી ભક્તિથી પોતાની માતાને નમસ્કાર કરવા ગયો. કુમાર હરિવિક્રમે ભુવનસુંદરી સહુ અર્થ અને ધર્મ કોઇ પણ રીતે વીરોધ ન કરતા વિષય સુખનો ઉપભોગ લીધો, પતિ પત્નિમાં બહુ પ્રેમ થયો. તેમને વીરહના દુઃખની તો ખબરજ નહોતી. પરસ્પર પર અતિશય વિશ્વાસ હતો, ઈર્ષા અને વિષાદ એમનું નામ પણ નહોતું. બંન્નેની વર્તણુંક એવી હતી કે સર્વ જગત્ તેમની સ્પૃહા કરતું. તે હમેશા અમુક મંડળી સાથેજ સંબંધ રાખતા, બંન્નેના મનમાં સદા આનંદ વસતો હતો.

અજીતવિક્રમે સમસ્ત રાજકારભાર હરિવિક્રમને સોંપી ભાર્યા અમાત્ય ઈત્યાદિ સહુ દિક્ષા લીધી. હરિવિક્રમ રાજાએ સમસ્ત ભૂમંડળમાં સર્વ શત્રુનો નાશ કરી એક છત્રી રાજ્ય કરી પ્રજાનું પરીપાલન કર્યું. મહારાણી ભુવનસુંદરીના પેટે, વિનયયુકત સૂરવિક્રમ નામનો પુત્ર થયો. કુમાર તરૂણ થઈ સકળ શાસ્ત્રમાં નીપૂણ થયો એમ જોઇ રાજાએ શુભ દિવસ જોવાવી તેમે યુવરાજ કર્યો. પુત્રને યુવરાજ સંપત્તિપર સ્થાપન કરી મહારાણી સહુ રાત્ર દિવસ મહેન્દ્ર હરિવિક્રમે સ્વર્ગોપમ રાજ્યનું ચીરંકાળ પાલન કર્યું.

આ પ્રમાણે આગમીક શ્રી ચારિત્રપ્રભસૂરી શિષ્ય જયતિલક સૂરિએ રચેલા શ્રી હરિવિક્રમ ચરિત મહા કાવ્યો પૈકી પૂર્વભવ સંબંધ રાજ્યાભિષેક વર્ણન નામક પંચમ સર્ગ સમાપ્ત

## સર્ગ ૬ ઠ્ઠો.

એક દીવસ રાજા પોતાની અગાશીની બારીમાં બેઠો હતો તે સમયે વિશ્વાસ અને સ્નેહના યોગ વડે ગર્વીત થએલી ભુવનસુંદરી પોતાના પ્રિયને કહેવા લાગી કે માહારાજ,"સંસારમાં મનુષ્ય જન્મ ક્ષણિક છે. તેથી માણસ માત્રે એવું આચરણ રાખવું જોઇએ કે જેથી તે પરલોકમાં સુખી થાય.

અધમ લોકો ફક્ત આ લોકના સંબંધનીજ ઇચ્છા કરે છે, મધ્યમ લોકો ઇહ લોક અને પરલોક એનીજ ઇચ્છા કરે છે. અને ઉત્તમ લોકો ફક્ત પરલોકનીજ ઇચ્છા કરે છે.

મધ્યમ, ઉત્તમ, અને હીન એમાંથી ઉત્તમજન દુર્લભ હોય છે. મધ્યમની સંખ્યા પાંચ, છ હોય છે પરંતુ અધમ લોકથી સર્વ જગત્ ભરાઈ ગયું છે.

હીન, તથા મધ્યમ છોડી દઈ માણસ માત્રે ઉત્તમ થવાનો પ્રયત્ન કરવો. ઉત્તમતા મળ્યા પછી આ ચંચલ જગત્‌ની અંદર બીજું શું મેળવવાનું છે?

આ સર્વ સંસારનું સ્વરૂપ તત્વાર્થ વિવર્જીત છે, તોપણ છેવટે તે મોટું દુઃખ દાયક થાય છે એ મોટો પ્રતિબંધ છે, હે સ્વામિ, આવા વિચારો હમેશા મારા અંતઃકરણ વીષે સ્ફુરણ પામે છે. હવે આ બાબતમાં આપનું મન કેવું છે એ સારી રીતે સમજી લેવાની ઇચ્છા છે." હરિવિક્રમ મોટા પ્રેમસહ મંદ હાસ્યથી બોલ્યો, પ્રિયા, આટલા દિવસના સહવાસથી તું મારૂં મન પારખી શકી નહિ? ઘણી સ્ત્રીયો શ્રેયઃ પ્રાપ્તિની વચમાં આવનારી હોય છે. તારા જેવી સ્ત્રીના યોગે કરી માત્ર પુણ્ય પ્રાપ્ત થઇ પરલોકમાં સુખ થાય છે. હે પ્રિયા, આજ સુધી તારી બીકને લીધે મારા મનની વાત મેં તને કહી નહિ. હવે તારા મનમાં એ વાત આવી તો આપણે પરમાર્થિક કલ્યાણ સારૂ યત્ન કરીશું."

તેનું ચિત્ત સંસારમાં ઉદ્વિગ્ન થયું હતું, અને તે સંબંધી પરસ્પર વાર્તા ચાલતી હતી એટલામાં કેવલી મુનિ ત્યાં આવ્યા.

ઉદ્યાનપાલે આવીને રાજાને કહ્યું કે "શક્રાવતાર તિર્થ પાસે એક જ્ઞાની આવીને રહ્યા છે." રાજાએ ઘટતા દાન ધર્મ કરીને પોતાના પૌરજન સહિત પરિવાર અને જનાનખાનો લઈ જ્ઞાનીમંડળને વંદન કરવા સારૂ ગયો, જયકુંજર ઉપરથી ઉતરી બાગમાં આવ્યો, અને રાજચિન્હો ત્યાગ કરી ગુરૂની સભામાં ગયો. રાજાએ અમાત્ય, જન, અને ભુવનસુંદરી સહિત પરમ ભક્તીએ કરી જ્ઞાની મુનીને વંદન કર્યું. પછી મુનિ સમુદાયને નમસ્કાર કરી તે રાજા ધર્મ શ્રવણ કરવાના હેતુથી સ્વચ્છ ભુમિ ઉપર જઇને બેઠો. રાજા સાથે મેઘ ગર્જના જેવી ગંભીર અને ઉદારવાણીથી સંભાષણ કરી જયનામક કેવલી સર્વ સભાસદોને ધર્મોપદેશ કરતા થયા. "હે કલ્યાણેચ્છુ જનો, ધર્મનું શ્રવણ કરો અને સાંભળેલા ધર્મોને હૃદયની અંદર જાળવી રાખો.

સંસારમાની સર્વ સારી રીતો જેમાં ખુલ્લી રીતે દર્શાવેલી છે એવો જે ધર્મ અને તેને કારણભૂત જે સમ્યક્ જ્ઞાન એનો સર્વ પ્રકારે સત્કાર કરો.

સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થયાવગર સંસારનું નિંદ્યત્વ લક્ષમાં આવતું નથી, અને સંસારમાંના દુર્ગુણો લક્ષમાં આવ્યા વગર પ્રાણિ સંસારમાંથી નિવૃત્ત થતો નથી. સંસારમાંની વસ્તુઓ સાથે જેનું મન વિરક્ત થયું છે તેજ ધર્મ કૃત્યો કરે છે. જેના મનને સંસારમાંના પદાર્થોથી કંટાળો આવ્યો નથી તે સંસારને ખરો સમજે છે. જેને સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેનો સંસાર સંબંધીનો મોહ નાશ પામે છે. અને તે સર્વ સંસારની ઉપાધીમાંથી છુટવાનો પ્રયત્ન કરે છે. સંસારની અંદર પ્રાણિ માત્રના મોહને જે જે કારણો છે તે સર્વ ક્ષણવારના છે એમ બુદ્ધિવાન્ માણસે સમજવું.

હે હરિવિક્રમ, તારૂં સપ્તાંગ જે રાજ્ય છે તે સ્વામી, અમાત્ય સુહૃદ, કોશ. રાષ્ટ્ર, દુર્ગ, અને બળના વડે કરીને તારૂં આ હાથીના ગંડસ્થળ ઉપરનું રાજ્ય (હાથી સાથે લક્ષ્મીથી યુકત) જો તારા દુષ્કર્મ રૂપી વાયુથી છિન્ન વિછિન્ન થવા લાગ્યું તો એનું રક્ષણ દેવોનાથીપણ થવાનું નથી. આનો પ્રત્યક્ષ દાખલો બલવાન શુરસેનનોજ છે. તેના રાજ્યનું રક્ષણ તેના કોઇએક પ્રકારના પુણ્યથીજ થયું! પછી માહારાજાએ હાથ જોડીને પૂછ્યું "હે મુનિ, શુરસેન કોણ હતો અને એના રાજ્યમાં શા બનાવો બન્યા તે મને કહો.

કેવલી બોલ્યા, વીરસેનનો બાપ જે રાજા શુરસેન તેની હકીકત મોટી છે તે તું સાંભળ.

આ ભરતક્ષેત્રની અંદર ચંપા નામની એક મોટી નગરી હતી. તે નગરીમાં જૈનોનો દ્વેષ કરનાર શુરસેન નામનો એક મોટો રાજા હતો. તે રાજાએ રણક્ષેત્રની અંદર તેના શત્રુનો હમેશા પરાભવ કરી તેમને નસાડતો હતો. અને તેનું અંતઃકરણ હમેશા ક્રોધયુકત ભાસતું હતું. પુર્વ જન્મના સંસ્કાર વડે તેને પ્રિય ભાષણ કરનારી તથા જેનું પ્રેમ પતિતરફ ઘણુંજ હતું એવી શૃંગારવતી નામની તેને સ્ત્રી હતી. રાજા અનુકૂલ સ્ત્રી વડે કરીને રાજ્ય, રૂપ, સૌભાગ્ય, સ્વામિત્વ, તથા વૈભવને સફળ માનતો હતો. તેની સાથે તે ઉત્તમ પ્રકારથી સંસાર સુખનો ઉપભોગ લેતો હતો. પણ તેને એક વાતનું મોટું દુઃખ હતું, તે દુઃખ એજ કે માત્ર તેને પેટે કાંઇ પણ પુત્ર સંતાન ન હોતું એક દિવસે રાત્રે તે પોતાની સુખ શય્યાપર પુત્ર સંબંધી ચિંતા કરતો પડયો હતો. તે કારણથી તે દિવસે તેને ઉંઘ ન આવવાથી મનની અંદર કહેવા લાગ્યોઃ—

"પ્રેતને જેમ અલંકાર, અંધારાની અંદર જે નાચ, તેજ પ્રમાણે આ સર્વ રાજ્ય પુત્ર વગર નકામું છે. નિર્મૂલવૃક્ષ, જળ વિનાના કુવા અગર વાવો, અને પુત્ર વગરનો વંશ એ ચિરાયુ નથી, માતા, પિતા કુળ, જાત, ઈત્યાહિ સર્વ વાતો પુત્રના યોગે કરીને પ્રાપ્ત થાય છે, અને આ સર્વ પુત્રરહિત પ્રાણિને, હમેશને વાસ્તે નહિ સરખા થાય છે."

"જે પ્રમાણે મહાન્ શત્રુઓના કુળનો મારા તરફથી નાશ થયો, તે પ્રમાણે હવે મારા કુળનો વિચ્છેદ થશે કે શું ?" મારા વંશનો નાશ થયો. "એ દુઃખ દાયક વાક્ય શ્રવણ કરવાને હું સમર્થ નથી. વાસ્તે હવે પુત્ર સંતાન સારૂં કાંઈપણ ખટપટ કરવી જોઈએ." આ પ્રમાણે રાજા મનની અંદર વિચાર કરે છે એવામાં જાળીમાંથી એક પ્રકાશ તેની નજરે પડયો. આ પ્રકાશ જોઈ બોલ્યો "પૂર્વ દિશા તરફ આ તેજ શાનું દેખાય છે? રાત્રી પુરી થઈ? અથવા ચંદ્રનો ઉદય થયો?" આ સમયે અર્ધ રાત્રિ થઇ છે, હું હમણાજ સુતો છું, અને વળી આજે અંધારી ચૌદશ છે, તો આ વખતે ચંદ્રનો ઉદય શી રીતે થાય? આ શો ચમત્કાર છે? ત્યાં જઇ તે તેજનુ પ્રત્યક્ષ સ્વરૂપ જોઈશ ત્યારેજ તેના વિશે નિશ્ચય થશે.

આ પ્રમાણે મનની અંદર વિચાર લાવી, તે રાજકુમાર પહેરાપરના આદમીઓની નજર ચુકાવી, હાથમાં તરવાર લઇ શય્યાગૃહ છોડી તરત શહેરની બહાર ગયો. દેવના સમુદાય વડે શોભિવંત એવા વાસુપૂજ્ય જીનેશ્વરના મંદિરમાં તે ગયો. ત્યાં દેવના વિમાનો વગેરે જોઇ રાજા પોતાના મનની અંદર કહેવા લાગ્યો કે સૂર્યની કાન્તિને પણ બાજુપર મુકેએવું જે પ્રકાશિત તેજ તે આનુંજ હોવું જોઇએ. આ પ્રસંગે હું અહિં આવ્યો તે ઘણું સારૂ થયું. હવે વાસુપૂજ્ય જીનેશ્વરના દર્શનથી મારા સર્વ પ્રયત્નો સફળ થશે" આ પ્રમાણે મનની અંદર વિચાર લાવી રાજા ઘણી ઉતાવળથી બારણાની અંદર પ્રવેશ કરવા જાય છે તેવોજ તેને પહેરા ઉપર રહેલા દેવે રોકયો. રાજાએ કહ્યું-હે દ્વારપાળ જનો, મને જીનેશ્વર પાસે જવા દો, કારણ જીનેશ્વર મનુષ્ય દેહને તથા દેવને સરખાજ માને છે. દ્વારપાળે કહ્યું, ઇંદ્ર આવીને જાય ત્યાં સૂધી થોડીવાર તું અહિં ઉભો રહે, તે આવી ગયા પછી જીનેશ્વરની પૂજા તારે કરવી.

રાજા બોલ્યો, ઇંદ્ર ત્યાં હોય તો અવશ્ય ત્યાં જઇશ. પ્રથમ વાસુપૂજ્ય જીનેશ્વરના દર્શન લેઈ પછી ઇંદ્રનું દર્શન લેઇશ.

દેવે કહ્યું ઇંદ્રનું દર્શન ફકત પુણ્યવાન પ્રાણિનેજ થાય છે. પુણ્યહિન પ્રાણિને તેના મુખનું દર્શન શી રીતે થશે ?

રાજા બોલ્યો તમો નકામા મારી સાથે વાદવિવાદ કરો છો. પુણ્યકર્મ કરનારને વાસુપૂજ્ય જીનેંદ્રનું દર્શન શા વાસ્તે ન થાય? વાસુપૂજ્યને નમસ્કાર કરવા થકી જેને મહત પુણ્ય પ્રાપ્ત થયું છે. તેને મોક્ષ પણ પ્રાપ્ત થાય છે તો પછી ઇંદ્રની વાત શી? આ પ્રમાણે સંભાષણો કરવા છતાં રાજાને અંદર પ્રવેશ કરવાની મના કરી ત્યારે તે ફરીથી કહેવા લાગ્યો, "તમે મને અવિચારથી આવી રીતે અટકાવો છો એ તમને યોગ્ય છે? સજ્જનને અટકાવ શા વાસ્તે જોઈએ? અને અટકાવ થયા પછી તેમણે ક્ષમા શા સારૂ કરવી જોઈએ? આ પ્રમાણે બોલી રાજા એકદમ તરવાર ઉઘાડી કરી બોલ્યો કે "તમારા દેવો પૈકી જેનામાં સામર્થ્ય હોય તેણે આવી મને રોકવો.

દેવ બોલ્યો, મનુષ્ય જીવ, આ આવું સંબંધવિનાનું ભાષણ શું કરે છે? જેને પોતાની શકિતની ખબર પડતી નથી તે સાધુ સ્વરૂપ શાના હોય? પછી દ્વાર-

પાળે રાજાની સાથે લડાઇ શરૂ કરી, એટલામાં કોઇ દેવે ઈંદ્ર પાસે જઈ લડાઈની હકીકત કહી.

ઈંદ્રે કહ્યું, આ કોઇ મોટો માણસ હોવો જોઇએ અને એજ કારણથી તે દેવ સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો છે. આ માણસ દેવ સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો તેમાં શી નવાઇ? એ ફક્ત તેજસ્વી છે માટે યુદ્ધ કરવા તૈયાર થયો એમ કહેવાય નહિ. કાંઈ બોલાચાલી થઇ હશે કારણ, ઘર્ષણથી પરસ્પર લાકડામાંથી પણ અગ્નિ ઉત્પન્ન થાય છે.

ઈંદ્ર કહ્યું, તેને જલદી અહિં બોલાવો. ઈંદ્રની આજ્ઞા પ્રમાણે દેવ દોડતો દોડતો ગયો અને રાજાને ઈંદ્ર પાસે લઈ આવ્યો.

પ્રથમ રાજાએ વાસુપૂજ્યના પદકમલને નમસ્કાર પછી ઈંદ્ર દેવને નમસ્કાર કરી સવિનયથી બોલ્યો કે;– "હે ઈંદ્રિ, તું સર્વ લોકનો સ્વામિ છે અને મધ્ય લોકનો સ્વામિ હું છું, એમ છતાં તારી આજ્ઞાથી દ્વારપાળ લોકોએ મને મનુષ્ય પ્રાણિ સમજી તૃણપ્રમાણે માની મને આવવાની મનાઈ કેમ કરી?"

આ પ્રમાણેનું રાજાનું કહેવું સાંભળી ઈંદ્રને આનંદ થયો. તેના નેત્ર કમલો પ્રફુલ્લિત થયા, અને તેણે પૃથ્વિનાથને કહયું કે;–"માણસને જે શકિતછે તે ઈંદ્રિને પણ કયાં છે?" માણસ વિરતિ કરી શકે છે ઈંદ્રને તે કરતા આવડતી નથી. હે રાજા, પુર્વે અત્યંત દુર્લભ એવો જે મનુષ્ય જન્મ મને પ્રાપ્ત થયો, પછી તે જન્મમાં અમે સાધુ પુરૂષોના વચનો પાળ્યા ત્યારે આ જન્મે અમને ઈંદ્રપદ પ્રાપ્ત થયું છે. માણસને દુષ્કર્મના ઢગલાને બાળી નાખી મોક્ષ પ્રાપ્ત કરી લેવાની સત્તા છે, દેવ ગમે એટલો સમર્થ હોય તોપણ તે મોક્ષ કેવી રીતે સંપાદન કરી શકે? હે રાજા, ધર્મ ઉપર જેની આસ્થા છે, તેજ પ્રમાણે જ્ઞાની અને આચરણ શુદ્ધ મનુષ્યને અમે નમસ્કાર કરીએ છીએ. દ્વારપાળને વિવેક નથી, આવા લોકઉપર ક્રોધ, કરવો એ સારૂં નહિ. નરેંદ્રે કહ્યું, હે ઇંદ્ર તારા દર્શનથી તથા તારા અમૃતમય વચનથી મારો ક્રોધાગ્નિ શાંત થયો છે.

ઈંદ્રે કહ્યું, તારા અપુર્વ બળથી તથા વિનયથી હું સંતુષ્ટ થયો છું. તારે કોઇ વરદાન માગવું હોય તો માગ.

રાજા બોલ્યો, અતિ પુણ્યના જોરવડે પ્રાપ્ત થાય તથા ત્રૈલોકયની અંદર દુર્લભ એવું તારૂં દર્શન થયું છે. તારોજ દર્શનવડે સર્વ દુર્લભ એવો જે વર તે હવે સર્વ મારા હાથમાં આવ્યો છે.

ઈંદ્રે કહ્યું, આમ બોલવામાં કાંઇ અર્થ નથી. દેવનું દર્શન ઘણું કઠણ છે. તેથી તારી ઇચ્છા પ્રમાણે વર માગી લે.

રાજાએ કહ્યું, જો તારો એટલો આગ્રહ છે તો તારા પ્રસાદવડે અનુપમ એવો પુત્ર મને પ્રાપ્ત થાઓ.

ઈંદ્રે કહ્યું, મેં થોડા વખતમાંજ, મારી શકિતવડે તારા મનના મનોરથ જાણી

લીધા, દેવ, દેવલોકમાંથી છુટી પુત્રી સ્થાને તને પ્રાપ્ત થશે. આ પ્રમાણે બોલી ઈંદ્ર વાસુપૂજ્યને નમસ્કાર કરી સર્વ દેવતાસહ અલોપ થયો.

રાજાને પણ આનંદ થયો; તે જીનેંદ્રને નમસ્કાર કરી, કોઇની પણ નજરે ન પડતા પાછો પોતાની જગાએ ચાલ્યો ગયો. પછી રાજા નિઃશંક થઇ શય્યાપર પડયો, થોડા વખતમાં રાત્રી વીતી ગઈ, અને સૂર્યનો ઉદય થયો.

બીજે દિવસે શૃંગારવતી રાણીને ગર્ભ રહ્યો. તેજ દિવસે, વહાણુ વાયા અગાઉ, દેવ જે પ્રમાણે ઈંદ્રની સેવા કરે છે તે પ્રમાણે મોટા મોટા વીરપુરૂષો તેણીના ગર્ભની સેવા કરે છે એવું સ્વપ્ન પડયું. તેણે તેનું સ્વપ્ન રાજાને કહ્યું, રાજાને પણ તે સ્વપ્ન પોતાને પુત્ર પ્રાપ્ત થશે એમ સુચનાર્થ રૂપ લાગવાથી ઘણો આનંદ થયો. તેણીના ગર્ભના પ્રભાવથી એકવાર, બેવાર, કે ચારવાર પાણીમાં સ્નાન કરવું એમ તેનું મન થવા લાગ્યું. આજુબાજુના આરસાઓ છોડી તરવારના તીક્ષ્ણ પાનામાં મુખકમલ જોવું એવી તે દેવીની ઈચ્છા થવા લાગી. મોટા મોટા શુરવીર પુરૂષોને પણ ત્રાસ આપનાર એવા સિંહના શબ્દ તેને કાને પડતા તેની સાથે પણ ચાર હાથ રમવાની (લઢાઈ કરવાની) ઈચ્છા થવા લાગી.

સર્વને આનંદ આપનાર ગર્ભ દિવસે દિવસે વૃદ્ધિંગત થવા લાગ્યો. એકદમ કાંઈપણ કારણ શિવાય શત્રુના સિંહાસનો હાલવા લાગ્યા, અને ક્ષણ વારમાં દ્રઢ એવા શત્રુના મુગુટો પડવાલાગ્યા. તેમના મહેલના શિખરો ઉપર ઘુવડો બેસી અશુભ શબ્દો બોલવા લાગ્યા. અરે શહેરની અંદર શિયાળ, વરૂ વગેરે જનાવરો પ્રવેશ કરવા લાગ્યા.

શુભ લગ્ન ઉપર, શુભ વખત અને સારે દિવસે તેજના સમુદાયથી ભરપુર એવું પુત્રરત્ન પ્રાપ્ત થયું.

સ્ત્રિઓની અંદર હર્ષનો પાર રહ્યો નહિ તેવામાં દાયણની છોકરી કલ્યાણશ્રી રાજા પાસે ગઈ અને કહ્યું કે "રાણી સાહેબને પુત્ર રત્નનો પ્રસવ થયો તેથી આજનો દિવસ મોટો આનંદનો છે. તે વખતે કાંઇ કારણ પરત્વે સિદ્ધચંદ્ર ત્યાં આવ્યો હતો. તે જયોતિષ શાસ્ત્રની અંદર ઘણો પ્રવિણ હતો. તે આશીર્વાદ આપી બોલ્યો કે "જે મુહુર્ત ઉપર તને પુત્ર પ્રાપ્ત થયો છે, તે ઘણુ શુભ મુહુર્ત છે તેથી કરી તારા અણધાર્યા કામો થશે."

પોતાને છોકરો થયો એ સાંભળી રાજાને ઘણો આનંદ થયો. તેથી તેણે પુત્ર ઉત્સવ ઘણા આનંદથી કર્યો. તેજ પ્રમાણે દરેક શહેરમાં ઉત્સવની શરૂઆત થઈ અને તેજ વખતે શત્રુઓના શહેરમાં ઉત્પાત થયો. ચારે દિશા તરફ રહેનારા રાજા લોકોએ આ ઉત્પાત સંબંધી પુછપરછ કરી તે ઉપરથી જણાયું કે "ઈંદ્રના પ્રસાદથી સૂરસેન રાજાને પેટે દેવે પુત્ર રૂપે જન્મ લીધો છે" ધર્મથી અગર કર્મથી જો તે છોકરો જીવતો રહયો તો તમારા કુળનો જડમુળથી નાશ કરશે. તમારા નગરમાં ઉત્પાત થાય છે તેનું કારણ એજ." આ સાંભળી કેટલાક રાજામાં પરસ્પર વિરોધ હતો તે છોડી દઈ સર્વ જણાએ એક સંપ કર્યો.

સર્વ રાજા કહેતા હતા કે આ છોકરો ગર્ભાવસ્થામાં છે ત્યાં સુધીમાંજ અમે ત્યાં જઇ તેને તથા તેના બાપને મારી નાખીશું." સર્વ સમ દુઃખી રાજાએ આ પ્રમાણે મસલત કરી પોતપોતાના સૈન્ય તૈયાર કરી નીકળ્યા. પુત્ર જન્મથી આનંદિત થએલા રાજાને દૂતે આવીને શત્રુ સંબંધી સર્વ હકીગત કહી.

દુતે કહ્યું--આપના સર્વ શત્રુઓએ એકસંપ કરી ચંપાપુરીને ઘેરો ઘાલ્યો છે.

સુરસેન રાજા પોતાની હવેલીના શીખર ઉપર જઇ જુએ છે તો દ્રષ્ટી પહોંચે નહિ એટલે દુર સુધી શત્રુના સૈન્યનો જમાવ નજરે પડયો. બીજે દિવસે તે રાજાએ પુત્રનું મુખ અવલોકન કરી તેનું નામ પાડયું. જે ગર્ભની અંદર છતાં તેનું રક્ષણ વીરપુરૂષોથી થયું હતું, અને જેને શત્રુના સૈન્યે ઘેરો ઘાલ્યો એવા પુત્રનું નામ તેણે વીરસેનજ પાડયું, પુત્ર સુખથી સંતુષ્ટ થએલી રાણીએ પુત્રનું યથાયોગ્ય પાલન પોષણ કરીને, શત્રુને ભય ઉત્પન્ન કરનાર સંગ્રામ ભેરીનું તાડન કર્યું (લડાઈ સમયે વગાડવાનું નગારૂં) તે ભેરીના અવાજથી યુદ્ધમાં જનાર મહાન્ વીરો તૈયાર થઇ શહેરની વચ્ચે થઈ આવ્યા. તેમના શરીર ઉપર પોતાના બળના યોગે કરી રૂંવાટા ઉભા થયાં હતાં. તથા તેઓએ બખતર પહેર્યાં હતાં. પોતાને અનુકુલ એવી સર્વ તૈયારી કરી સુરસેન રાજા પોતાના જયવારણ નામેના હાથીપર બેઠો. અને પોતાના સૈન્યસહુ ગામની બહાર નીકળ્યો. સુરસેન નગરની અંદરથી જાય છે. એવું જોઈ શત્રુ સૈન્ય ભયભીત થઇ ચારે તરફથી તૈયાર થવા લાગ્યું. પછવાડે રહેલા મોટા મોટા, પ્રધાનો વગેરે સુરસેન રાજાને પુછવા લાગ્યા, "હે રાજા, શત્રુનું સૈન્ય ઘણું છતાં આપ લઢાઇ વાસ્તે કેમ ઉત્સુક થાવ છો? કીલ્લા ઉપર રહી કપટથી છાપો મારી લઢનાર રાજા, અલ્પબળ છતાં શત્રુનું મોટું સૈન્ય હોય તોપણ તેને નાનું સમજીને જીતે છે.

મહારાજ, આપનો ઇંદ્ર સામેનો પરાક્રમ કોઇને ખબર નથી? તેની તરવાર આપે સેંકડો વખત મસ્તકપર ભગ્ન કરી નાખી છે. જે અર્થે શત્રુ લોકો કુમારને મારવાંના હેતુથીજ ખાસ આવ્યા છે તે અર્થે પ્રથમ કુમારનું સંરક્ષણ કરવાના પ્રયત્ન કરવો જોઇએ. હે રાજા, ખાસ પુત્ર રક્ષણ સારૂ આપ ચંપાનગરની અંદરજ' શોભશો, તો આપના પરાક્રમને કલંક લાગશે નહીં.

સુરસેન બોલ્યો--હે મંત્રિ શ્રેષ્ટો, મારા પુત્રનું રક્ષણ તેના દેવતા કરશે. વીરસેન ઉપર જે પ્રસંગ છે તેની બીક રાખશો નહિ. મને હમણાજ શકુન થયા છે તે ઉપરથી મારા તથા તેના જીવને કાંઇપણ ઇજા થવાની નથી.".

આ પ્રમાણે ભાષણો થયા પછી પ્રસંગને અનુસરીને પ્રધાને પણ બહાદુરીના શબ્દો કહ્યા અને રાજાએ પોતાના સૈન્યને શત્રુના સૈન્ય ઉપર લઈ જવાની તૈયારી કરી. આકાશની અંદર સિદ્ધ, વિદ્યાધર, દેવ, દૈત્ય વગેરે યુદ્ધ જોવા વાસ્તે આવ્યા હતા, પૃથ્વિપર રહેનાર રાજાનાં મિત્રો તથા શત્રુઓ સર્વ જણા રણ ભૂમિમાં એકત્ર થયા હતા. શત્રુ તરફ ૮૦૦૦ રાજા હતા તથા તેની ફોજ બતરીસ અક્ષોહિણી હતી. તેમ સુરસેન રાજાની ફોજ આઠ અક્ષૌહિણી હતી. કીરચવાળા રાજ ૪૦૦૦ હતા.

રાજા લોકોએ પૃથ્વી ઉપર જગતનો ક્ષય કરવાનો કેમ આરંભ કર્યો છે? એ પ્રમાણે આકાશમાં દેવતા લોકમાં વાતો ચાલવા લાગી. સુર તથા અસુર બન્નેએ નીચે લડનારા, બન્ને પક્ષ તરફ તેમના હિત માટે એક દૂતને મોકલ્યો.

તે દૂત શુરસેન પાસે જઈ બોલ્યો" યુદ્ધમાં અનેક પ્રાણિનો સંહાર શા માટે કરો છો? જેનુ જેનુ વેર હોય તેમનેજ લડવા દો. અને તેમની જીત અગર હાર થાય તેજ પ્રમાણે બાકીનાએ સમજી લેવું."

શુરસેન બોલ્યો—હે સૂરદૂત, આપ કહો છે તે મને કબુલ છે, પરંતુ સામી બાજુએ એકત્ર થએલા દુષ્ટ રાજા લોકને આ પ્રમાણેનો ઉપદેશ કરો.

આ પ્રમાણે તેને બોધ કરી તે દૂત બીજા રાજાઓ તરફ ગયો, અને વ્યવસ્થાથી પાયદળનું યુદ્ધ કરવાનું કબુલ કર્યું. શુરસેન આઠ ઘોડા જોડેલો તથા જેની ઉપર હજાર ધ્વજાઓ, અને અનેક આયુધોથી ભરપૂર એવા રથની અંદર બેઠો.

આણી તરફ બળવાન તથા પરાક્રમી હરિષેણ નામનો પૂર્વ દેશનો રાજા શુરસેન સાથે લડાઇ કરવા તૈયાર થયો, હરિષેણ રાજા શુરસેન તરફ જોઇ ગુસ્સે થયો, અને શત્રુના પ્રાણ લે એવા પાંચ બાણ તેની તરફ છોડયા. શુરસેને તેનાથી બમણા બાણ છોડી અરધા બાણોથી સામેના સર્વ બાણોનો છેદ કરી નાખ્યો. અને બાકીના અરધાથી તેના છત્ર ઉપરના ધ્વજ ચિન્હોનો નાશ કર્યો. આ જોઇ હરિષેણ બહુ ક્રોધાયમાન થયો, આંખો લાલ થઈ, અને તેણે વીસ બાણો એકદમ શુરસેન ઉપર છોડી દીધા. શુરસેને ચાલાકીથી હરિષેણના બાણને પાછા કાઢયા, અને બમણા બાણથી તેની ધજા, ચાપ, અને ઘોડાને નીચે પાડયાં. હરિષેણ ઝપાટાથી ઉઠી કુદકો મારી શુરસેન સામે દોડતો આવે છે એટલામાં અર્ધચંદ્રબાણ વડે તે માર્યો ગયો અને ત્યાંજ પડયો. હરિષેણ પડયો કે તરતજ શુરસેન તરફના લોકોએ "શત્રુ પડયો એવી બુમો પાડી. બુમોનો અવાજ સાંભળી દેવ જેવા તેજનો રાજા દ્રવિડેશ્વર શુરસેનનું અપમાન કરી સ્વસ્થ ઉભો રહ્યો. અને એકદમ ધનુષ્ય ચઢાવી, એક મુઠીથી શુરસેન ઉપર ત્રીસ બાણો છોડયા. શુરસેને પોતાના બાણોથી કકડા કરી નાંખ્યા, અને પાછો ધનુષ્યને બાણ જોડે છે એટલામાં એના તરફ (દ્રવિડેશ્વર તરફ) દસ બાણ છોડયા. શુરસેને તેમાના એક બાણથી ધનુષ્ય તોડયું, બીજાથી છત્ર, ત્રીજાથી સારથી, ચોથાથી મુગટ, અને બાકીના છથી ઘોડા એ પ્રમાણે નાશ કર્યો. નાશ થવાથી દ્રવિડેશ્વર બીજા રથ ઉપર બેઠો, અને શુરસેન પાસે ફક્ત ધનુષ્યજ છે એમ ધારી તેણે પોતાના હાથમાં યમદંડ સરખું કુંતના નામનું ધનુષ્ય લીધું. શુરસેને શત્રુ તરફથી આવેલા કુંતના નામના ધનુષ્યનો, પોતાના સુન્દર લોકોના ધનુષ્યથી રસ્તામાંજ છેદ કર્યો. પછી તેણે એક ભાર પ્રમાણ વજનનું દથી સૂરંકણાયુદ્ધનામનું શસ્ત્ર લઈ હાથ વતી આમ તેમ ફેરવી શુરસેન ઉપર ફેંક્યું તે છોકરો મૃત્યુ સરખું ભયંકર અને દુર્નિવારણીય શસ્ત્ર આકાશમાં જોઇ સુર તથા નગરમાં ઉ૯ બન્ને એ હાહાકાર કર્યો. શુરસેને આકાશમાંથી સૂર્ય સરખું શસ્ત્ર પોતાના વિરોધ હતો' જોઇ એકદમ કુદકો મારી, હાથમાં ઝીલી લઈ પાછું તેજ શસ્ત્ર

દ્રવિડેશ્વરપર ફેંક્યું. આથી અમરનો (દ્રવિડેશ્વરનો) તેથા તેના રથનો ચુર્ણ સરખો ભુક્કો થઇ ગયો તે એટલે સુધી કે ધુળમાંથી પણ તેમને વીણીને કાઢવાને કેટલાક લોકોને અશક્ય થઈ પડયું.

પશ્ચિમ દેશનો રાજા ડમર નામનો રાજા શૂરસેનની વાહવા થયેલી જોઈ બોલ્યો કે; "અરે શુરસેન ફકત નામનાજ જોરપર તું લઢાઈ શા વાસ્તે કરે છે. આ (સ્તુતિ કરનારા) લોકના ખોટા બોલવાપર વિશ્વાસ રાખી તું પોતાના જીવનું નુક- શાન કરતોના. અરે, તેમનો તો આ વિનોદ ચાલે છે પણ તું તારૂં રાજ તથા શરીર નકામાં જોખમમાં નાખીશ નહિ. તેં હરિષેણ અમર રાજાને યુદ્ધની અંદર માર્યો, તે અપરાધની હું તને કૃપા દ્રષ્ટિથી ક્ષમા આપુ છું. હવે ખટપટ કરીને તું તારા રાજનું તથા શરીરનું રક્ષણ કર, અને હે રાજા, તારો દુષ્ટ પુત્ર અમારા સ્વાધિન કર, (કારણ) તે છોકરો કૂળનો, દેશનો, નગરનો; અને વૈભવનો નાશ કરનાર યમ પૂત્રરૂપે ઉત્પન્ન થયો છે એમ ખાતરી રાખજે." "પુત્રને સ્વાધિન કર" એ પ્રમાણેનું બોલવું સાંભળી, શૂરસેન રાજાને ક્રોધ વધ્યો, અને દાંત હોઠ, દાબી ભયંકર સ્વરૂપ ધારણ કરી શત્રુને કહેવા લાગ્યો કે, અરે ડમર આ તારો દોષ નથી, પણ અસત્ય ભાષણ કરનાર તારા મુખનો દોષ છે. તેટલાજ કારણથી હું તારા મુખનો છેદ કરી નાખું છું, તેનું તું પ્રયત્નથી રક્ષણ કર. આ પ્રમાણે બોલી શૂરસેન રાજાએ ડાબા પગથી દુર સુધી કુદકો મારી વીજળીના ચમકારા પ્રમાણે શત્રુના મુખ ઉપર લાતોનો માર શરૂ કર્યો. શુરસેન રાજા પોતાના રથ તરફ આવે છે, એટલામાં ડમરસેને તેનો પગ ઝાલ્યો. ત્યારે "અરે ઝાલ્યો ઝાલ્યો" એવો ખુમાટ થયો. તે વખતે તે દુષ્ટ રાજાઓ હસીને તાળીયો પાડવા લાગ્યા. આણી તરફ સુરસેને ચાલાકીથી તેની છાતી ઉપર લાત મારી તેને જમીન ઉપર રકત ઓકતો પાડયો. સુરસેન રાજા પોતાનો પગ છોડાવી રથ તરફ આવે છે એટલામાં ડમરૂ રીસથી આંખો લાલ કરી એકદમ ઉઠયો, અને તે બળવાન ડમરૂએ ઝપાટાથી પોતાના રથમાંથી ઉતરી સુરસેનને સારથી, રથ, તથા ઘોડા સહિત આકાશની અંદર ફેંકી દીધો. આકાશની અંદર રથ ફેરવે છે એટલામાં સુરસેને પણ ઉપરથી એકદમ સારથી સહ ઝડપ મારી તેના રથ ઉપર જઈ પહોંચ્યો. રથ ફેરવી જમીન ઉપર પછાડી તે પાછો પોતાના રથ તરફ આવીને જુએ છે તો સુરસેન પોતાના સારથી સહિત રથ ઉપર દીઠો. આપણે મુષ્ટિ પ્રહાર કર્યો તેને તો ઈજા થઇજ નહિ. ચુર્ણ થયું તે લાકડાનું, શત્રુને તો કાંઇ થયુંજ નહિ, એવા વિચાર અંતે તેના સમજવામાં આવ્યું હશે, જે થયું તે થયું. સુરસેન ઉપરથી માર મારે છે તોપણ તેને નગણતાં તે યુદ્ધમાં કુશળ ડમર રાજા રથઉપર જઇ બેઠો. ડમરે સુરસેનના હાથમાંથી સર્વ શસ્ત્રો બળાત્કારે છીનવી લીધા, અને બન્ને હાથે તેને ખુબ પકડી રાખ્યો. એવી રીતે સુરના હાથ પકડયા ત્યારે તેણે બન્ને પગવડે ડમરની છાતીપર એટલા જોરથી લાતો મારી કે તેને લોહીની ઉલટી થવા લાગી. શૂરની લાતો વડે ડમરને એટલી ઇજા થઇ કે તે છેક નરમ થઈ ગયો.

તેના બધા ગાત્ર ઢીલા થઇ ગયા. મુર્છા આવવાથી તેણે આંખો મીચી દીધી.

તેના શૂરથી સંતુષ્ટ થઇ શૂરસેનને પોતે પોતાના લુગડેથી વાયરો નાખ્યો અને તેના ઉપર થંડુ પાણી છાંટયું. અને કહ્યું કે "તું મારા રથમાં બેશ." પછી લડાઇ કર હું બીજા રથમાં જાઉં છું. અભિમાનરૂપી દ્રવ્યનો માલીક એવો જે ડમરરાજા એણે શૂરરાજાનો ઠાવકો વ્યવહાર જોઇ તેને કહ્યું કે "કન્યાની પેઠે જેનું દાન થતું નથી, માટે સારા પુરૂષોએ પસંદ કરેલા રસ્તેથી એટલે જબરાઈથી હું તારો રથ લઇશ. હે શૂરરાજા તું એવું બોલીશ નહિ. હવે તું સાવધ ન રહે એમ કહી તેણે શૂરને આકાશ માર્ગે ફેંકી દીધો.

શૂર આકાશમાંતી નીચે પડવા લાગ્યો એટલે અર્ધચંદ્ર બાણવડે ઝડપથી વેધ કરીને તેને બંધન કરીએ, એવું ડમર મનમાં ઇચ્છે છે, એટલામાં આકાશમાંથી અનેક ખેચરોએ ફેંકેલી તરવારોના ઘાથી ડમર નીચે પડયો.

ડમર નીચે પડયો એટલે ઉત્તર દેશનો બળવાન રાજા રણભુમીમાં આવ્યો. પહેલાં મરેલા જે પુર્વ, પશ્ચિમ અને દક્ષિણ દેશના અધિપતિઓ તેમની સેના અને અમલદારો સહિત રણભૂમિ વીશે જોરથી તેની પછવાડે વિંટાઇ વળ્યા. આ ઘણો ભારે શત્રુ છે એમ સમજી નરસિંહરાજાએ સઘળી વ્યવસ્થા બાજુએ મૂકી ચક્રવ્યુહના આકારે સેના સાથેએકદમ ધશીને આવ્યો આ સેના પોતાનીઉપર ચઢાઇ કરીને આવે છે. એમ જાણીને રાજાએ જોસથી રથ હાંકયો અને નજીક જાય છે એટલામાં શત્રુની સેનાએ તેની સેનાને ઘેરી લીધી પ્રથમથી ઠરેલા રસ્તે શૂરરાજાએ જઇને નરસિંહ રાજાને મળી તેને ધમકાવ્યો તે જેમ જેમ અંદર ચાલવા લાગ્યો, તેમ તેમ તેને શત્રુની સેના ઘેરતી ગઈ.

ક્ષત્રિય ધર્મને ઓળંગીને એકદમ એકી વખતે બધી રીતના શસ્ત્ર સાધનથી શત્રુનું સૈન્ય શૂરસેનને મારવા લાગ્યું તે વખતે આવું અણસમજુપણાનું કામ જોઇ આકાશમાં દેવ, વિદ્યાધર, વગેરે ઘણા દુઃખિ થયા અને હાહાકાર કરવા લાગ્યા. શત્રુના સૈન્યમાં બધાં યેદ્ધા એકસરખી રીતે મારતા છતાં તે શુરરાજા બીલકુલ ન ડગમગતાં શત્રુ પાસે ગયો, ત્યારે નરસિંહ રાજા બોલ્યો કે, અરે મારા લઢવૈયાઓ આ શુરરાજા મારી પાસે આવ્યો છે, એને ઘેરો અને મારો નરસિંહરાજાની સેનાએ તેના સારથીને મારી નાંખ્યો. રથના કડકા કર્યા. તોપણ સેંકડો હાથીમાં જેમ સિંહ શોભે છે તેમ તે શુરસેન એ શત્રની સેનામાં શોભવા લાગ્યો. પછી આકાશમાં દેવની અંદર પરસ્પર એવો વિચાર થયો કે આ રાજાને હરણ કરીને દુશ્મનોથી તેનું રક્ષણ કરવું એવો વિચાર કરી બધા ખેચરો અને વ્યવસ્થાપકોએ શુરશેન રાજા લઢતો હતો તેવોજ તેને ઉંચકી લીધો. શુરસેન તે દેવની સાથે પણ લઢતો હતો! અને મારતો હતો, ત્યારે આકાશમાં દેવો શૂરસેનને કહેવા લાગ્યા કે "વાહવા ઘણું સારૂં અમે તારો પક્ષ તાણનારાને મારીશ નહીં અમે તારૂં હરણ કરીને તને મુર્ખાઇ ભરેલી લઢાઇમાંથી છુટો કર્યો છે એટલે શુરસેન શુદ્ધિમાં આવ્યો અને જુએ છે તો પોતાને આકાશમાં દેવ અને વિદ્યાધરે ધર્યો છે એમ તેને જણાયું.

શુરસેન દેવોને કહેવા લાગ્યો કે, "હે દેવો તમે મારૂં કેમ હરણ કર્યું. મારા જીવતા છોકરાને શત્રુઓ મારે છે એવું મારાથી કેમ જોવાશે? હું મરી ગયા પછી, ગમે તેમ થાય. તેનું મને દુઃખ થવાનું નથી હવે મને જલદી છોડો હું હજુ પણ શત્રુનો નાશ કરીશ. દેવાદિકોએ કહ્યું આ રાજાએ કેવળ પુત્રના રક્ષણ સારૂં આ વખતે લઢાઇનો આરંભ કર્યો છે એ વાત ખરી છે. આ રાજાઓ પણ શામાટે લઢે છે? આના છોકરાને મારવા માટે હશે. તોપછી આના પુત્રનું અને સ્ત્રિનું સર્વથા રક્ષણ કરવું જોઇએ.

એવો વિચાર કરીને દેવોએ શુરસેનને તથા તેના છોકરાને અને શૃંગારવતિને ત્યાં આણ્યાં.

આ તરફ શુરસેને મારેલા શત્રુની ફોજનો કોઇ માલિક નહોવાથી જેને કોઇ એક શત્રુ નથી એવા નરસિંહનો તે ફોજે આશ્રય લીધો. શૂરસેનની ફોજમાંના લોકો શુરસેન રણમાં મરી ગયો એમ સમજી તેના છોકરાને માલિક વિનાનો ગરીબડો સમજવા લાગ્યા અને નરસિંહના પ્રબલ સૈન્યથી ઘેરાએલી એવી ચંપાનગરીમાં પેશીને હવે શું કરવું એ સુઝતું નથી, વગેરે વિચાર કર્યા પછી કેટલા એક દિવસો બાદ અનાજ ઘાસ વગેરે ખુટયું ત્યારે નરસિંહ રાજાએ એકદમ વચમાંજ પોતાની મુખ્ય ફોજમાંના લોકોને જગાડીને નગરીમાં પ્રવેશ કર્યો.

નરસિંહ રાજા સંપૂર્ણ ભૂતલ ઉપર અમલ કરવા લાગ્યો અને તેણે શુરસેન રહિત ચંપા નગરીમાં પોતાની રાજધાની કરી.

જેણે શુરસેનનું હરણ કર્યું હતું તે દેવોએ એવો વિચાર કર્યો કે, આપણે શુરસેનને પહેલાં કરતા વધારે સ્થિતીના રાજય ઉપર સ્થાપવો. એ પ્રમાણે દેવોના પરસ્પર વિચાર ચાલુ છતાં તેમાંથી એક દેવ બોલ્યો મેં બધી પૃથ્વિપર ભ્રમણ કર્યું ત્યારે ભરતખંડમાંના ધાતુકીખંડ એ ભાગમાં અયોધ્યા નગરીમાં હાલમાં ચક્રવર્તિ રાજા પૈકી વીમલ નામનો રાજા નિસ્પુત્ર થઇ દૈવયોગથી મરણ પામ્યો છે એમ જોવામાં આવ્યું છે તો હે દેવો હવે બળવાન એવા શુરસેનને ત્યાં જઇને સુરાદ્વીપમાં રાજય ઉપર સ્થાપન કરવો તે પ્રમાણે કામ કરવા લાગ્યા અને શુરસેન રાજાને તેની સ્ત્રી અને પુત્ર સહિત લઇને તે તરફ ચાલ્યા એટલામાં પાછલી રાત્રે કેડમાંનો છોકરો દૈવઇચ્છાથી નીચે પડયો, અરેરે "છોકરો પડયોરે પડયો" એમ બોલતાં તે બન્ને માબાપ મૂર્છિત થયાં, તેમને દેવોએ ઝાલ્યા તો પણ તે જમીનપર પડયાં. પછી દેવોએ થંડોપચાર કરી તેમને શુદ્ધિમાં આણ્યાં. દેવોએ તેમની આગતા સ્વાગતા કરી, અને છોકરાનો ભૂમી ઉપર શોધ કર્યો.

દરેક પર્વત ઉપર, ઘરમાં, ઝાડ ઉપર, અને સર્વ ઠેકાણે તેનો શોધ કર્યો પણ તેમને છોકરો કોઇ પણ ઠેકાણેથી જડયો નહિ. છોકરો જડયો નહિ ત્યારે રાજા બોલ્યો; "મને રાજ સંપત્તિ જોઈતી નથી હવે હું અહિંજ અરણ્યની અંદર પ્રાણ ત્યાગ કરીશ. પછી રાજાએ ચંદન, અગર વગેરે કાષ્ટોથી ચીતા ખડકી પોતાની પત્નીસહ મરણની ઇચ્છાથી ચીતા પાસે આવ્યો.

એટલામાં આકાશમાંથી ચારણરૂષિ જતો હતો તે કહેવા લાગ્યો કે, "હે

રાજા તું જીવતો હોઇશ તો તારો તથા તારા પુત્રનો મેળાપ થશે, માટે તું આત્
હત્યા કરવાને તૈયાર થતો નહિં આ પ્રમાણે આકાશમાંથી જનારા રૂષીનું બોલવું
સાંભળી રાજાએ મરણનો કરેલો નિશ્ચય બંધ કરી જીવનું રક્ષણ કર્યું. દેવો તે
ધાતકીખંડમાં લઇ ગયા. અને ત્યાં તેને અયોધ્યા નગરીમાં ચક્રવર્તી મહારાજ્ય
સન ઉપર સ્થાપ્યો.

રાજ્ય ઉપર બેઠા પછી સુખથી સારી રીતે સર્વ પ્રજાનું પાલન કર્યું. તો
વિષય સુખનો ઉપભોગ લીધો નહિ. કારણ તેને પુત્ર વિયોગથી બહુ દુઃખ થ
હતું. રાજ લક્ષ્મી, મોટાઈ, પરાક્રમ આ સર્વને તે તૃણ સમાન તુચ્છ માન
લાગ્યો. શુરસેન રાજા મનની અંદર ઘણો દુઃખી હતો તો પણ તે પોતાના મનનુ
દુઃખ બહાર દર્શાવતો નહોતો તે મનની અંદર કહેવા લાગ્યો, "મને પુત્ર વિયો
થયો છે, હવે ઈંદ્રની પદવી મને મળે તો પણ તે તુચ્છ છે પછી, રાજથી મ
શું સુખ છે?

વિદ્વાન લોકને પરદેશની અંદર દરિદ્રતા પણ શોભે છે, અને તે જોનાર મિ
અને શત્રુ નથી તો તેમાં શોભા નથી. મારો દેશ ક્યાં રહ્યો? મારા પુત્રનો મ
વિયોગ થયો, શત્રુએ મારો પરાભવ કર્યો, ત્યારે હવે મને આ રાજ્ય ગુપ્ત બંધ
સરખું છે.

નરસિંહ રાજાએ શુરસેનને માર્યો આજે મારી કીર્તીને ડાઘ લાગ્યો છે તેનુ
નિવારણ મારો પુત્ર વીરસેન હશે તોજ તે કરશે, બીજા કોઈની પણ છાતી નથી
જંબુદ્વીપમાં રાજા હોઈ, ધાતકીખંડમાં પણ રાજા થયો, તેને એક ઠેકાણેજ સવ
વૈભવ પ્રાપ્ત થયું, એવું શુર રાજાને દેખાશે.

મહા પંડિતને પણ જેની કલ્પના નથી, એવી જે જે વાતો થઈ આવે છે
તે સર્વ ભીખારી દૈવના યોગે કરીનેજ થાય છે. જે વાત કોઇ દિવસ સાંભળવામાં
પણ આવતી નથી, અને કોઈ દિવસ કોઇ બોલેતો તે ખોટુંજ લાગે એવા કાર્ય
દુષ્ટ વિધિના યોગે કરી સેહેજ થાય છે.

આ જગતની અંદર ભાગ્યહિન મનુષ્યને જેજે વિપરીત સંકટો સહનકરવા પડે
છે, તે સંકટનો પ્રત્યક્ષ અનુભવ હવે મને આવવા લાગ્યો."

આ પ્રમાણે વિચીત્ર વિચારો મનમાં લાવી. તે પોતાનો વખત કાઢતો હતો,
વિદેશવાસ, અને પુત્ર વિયોગ એ બન્નેથી તે બહુ દુઃખી થયો હતો. મારો છોકરો
રસ્તામાં પડયો એ બાબત અધિક શોક ભરી થઇ, અત્યંત દુઃખીત થએલી રાણી
બહુ વિલાપ કરવા લાગી. આકાશમાં જનારા ચારણ રૂષિની વાણીથી તે વધુવરને
વીરસેનના દર્શનની આશા લાગી હતી. તે આશામાં તેમણે ઘણા દિવસો કાઢયા.
રાણીના હાથથી પુત્ર વીરસેન પડયો તેવોજ દૈવ યોગે કરી. અર્ધા રસ્તામાં વન દેવ-
તાએ તેનું ગ્રહણ કર્યું હતું. દેવતાઓએ તે છોકરાને પર્વતના શીખર ઉપર ભવ્ય
મકાનની અંદર મોટી ગાદી ઉપર લઇ જઈ ઘણા આનંદની સાથે તેનું સર્વાંગ

નીહાળવા લાગ્યા. તે છોકરાનાં સર્વોતમ લક્ષણો જોઈ વનદેવતાં પરસ્પરમાં બોલવા લાગ્યાં કે "અહિં નાના પ્રકારના નવીન વૈભવ એવા નજરે પડે છે કે, તે જુવે તો, દેવ વગેરેનો અભિમાન પણ નાશ પામે." જે વજ્રના જોરથી ઈંદ્ર તેના શત્રુ સાથે મોટું અભિમાન ધરાવે છે, તે વજ્ર આના પગ તળે દેખાય છે. જે કુળનું ભૂષણ છે, મત્સ્ય, સંખ, અને કમલ જેનાં ચિન્હો છે. એવો બીજો પદ્મનાભ શ્રી નિવાસ સરખો આ પુત્ર ભાસે છે. આ કોઈ મોટા પુરૂષના વંશની અંદર ઉત્પન્ન થએલો દેખાય છે, આને શત્રુએ હરણ કરી વનમાં ફેંકી દીધો હોય એમ લાગે છે. જ્ઞાનના યોગે કરી સર્વ વાતો જાણનાર વન દેવતાઓએ તેનું મહાન પ્રયત્નથી પાલન કર્યું. ઈચ્છા થતાજ સર્વ વાતો પ્રાપ્ત થતી હતી એવી વન દેવતાઓને કોઇ પણ વાતની ત્યાં ખોટ નહોતી. કુમાર દિવસે દિવસે મોટો થતો ગયો, એવી રીતે રહેતાં રહેતા:તે કુમાર સ્થીતિને પ્રાપ્ત થયો. પુર્ણ જ્ઞાન વડે કરીને સર્વ કલા કૌશલ્યની અંદર તે રાજ પુત્ર નિપૂણ થયો. અને વન દેવતાઓએ તે રાજપુત્રને સર્વ બાબતોમાં કુશલ કર્યો. તે રાજપુત્ર ચાલતો હોય અગર ઉભો હોય ત્યારે, દિવ્ય પ્રભાવથી તેના મસ્તકપર ધોળું છત્ર નજરે પડતું અને પછવાડેના ભાગપર બે ચમરીઓ દેખાતી હતી. પર્વતોના શીખરોપર, નદીના તીર ઉપર, મનોહર જંગલની અંદર તે મોટા આનંદથી ભટકતો હતો. તેથી આ કોનો છોકરો વગેરેની કોઇને પણ માહિતી નહોતી. તે રાજકુમાર વનની અંદર મરજી મુજબ આમ તેમ ભટકતો હતો. તેણે બ્રહ્મચર્ય ધારણ કર્યું હતું. તેના ઉપર એક છત્ર હતું. અને તેની આસપાસ હુમેશા વન દેવતા હાજર હતા.



## સર્ગ ૭ મો.

એક વખતે તે શુરરાજ પુત્ર ફરતો ફરતો પર્વત ઉપરની નદીના કાંઠાપર ગયો ત્યાં તેણે સ્નાન કરીને ધ્યાનની અંદર બેઠેલા તપસ્વિઓનો સમુદાય જોયો. પ્રથમ કોઈ દિવસ જોએલો નહિ એવો રાજપુત્ર જોઇ તપસ્વિઓ કહેવા લાગ્યા, કે "આ નિર્ભંગ ફરનારો છોકરો કોઇ વિદ્યાધરના રાજાનો છોકરો હશે કે શું? અગર અંહિનાજ (મૃત્યુલોકનાજ) કોઇ રાજાનો પુત્ર હોઈ કોઈ પણ કારણથી જંગલમાં આવેલો હોવો જોઈએ આ રાજપુત્રની મોટાઈ કાંઈ વિચીત્રજ દેખાય છે, આનું છત્ર જોતાં તેને કાંઈ આધાર દેખાતો નથી તેજ પ્રમાણે ચમરીઓને પણ કોઇએ ઝાલેલી દેખાતી નથી. આની આસપાસ જે સેવકોનો સમુદાય દેખાય છે તેમનો આચાર વિચાર મનુષ્ય પ્રાણિથી જુદોજ દેખાય છે, ઈત્યાદિ લક્ષણ ઉપરથી આ દેવકુમાર દેખાય છે. જો તેમ ન હોય તો આની પાસે દેવદાસ ક્યાંથી આવ્યા?

તે તપસ્વિઓ આવા પ્રકારના વિચાર કરે છે એટલામાં સુરના દૂતોથી જેનું રક્ષણ થાય છે એવો વીરસેન ત્યાં ગયો.

સુધી શુરસેન રાજા જીવતો છે એમ સમજજો. અને આના વધની બાતમી બને ત્યાં સુધી લોકોમાં જાહેર ન થાય એવી તજવીજ કરો. રાજાના સેવકો મને ચાંડાલને સ્વાધિન કરી શહેરની અંદર જતા રહ્યા, પછી ચાંડાલો મને વધ કરવાની જગા ઉપર લઇ ગયા.

હાથમાં તીક્ષ્ણ શસ્ત્રો લેઇ તે ચાંડાલો બોલ્યા કે; હે મંત્રિ તારાપર નૃસિંહ રાજાનો કોપ થએલો છે, તો હવે તું તારા ઇષ્ટ દેવતાનું સ્મરણ કર, એટલામાં એમાંના એક ચાંડાલને મારી દયા આવવાથી તે કહેવા લાગ્યો કે, આ પુરૂષનો ભોગ આપવા મારા તાબામાં આપો. મેં પ્રથમ એક વખતે માતાને પુરૂષનો ભોગ આપવાનું કબુલ કરેલું હતું, તેથી હવે આને લઈ જઇ ચામુંડા માતા અગાડી આનો વધ કરીશ. આ ચાંડાલનું કહેવું બાકીનાએ કબુલ કર્યું, પેલા ચાંડાલે મને ચામુડા અગાડી આણ્યો, અને બાકીના ચાંડાલો પોતપોતાને ઘેર ગયા. તે ચાંડાલે મને નમસ્કાર કર્યો અને કહ્યું "મેં તને છોડી દીધો છે. તું જા, પરંતુ અમારો કુલચ્છેદ ન થાય એવી તજવીજ રાખજે."

તેણે મને છોડી દીધા પછી રાત્રે ફરતો ફરતો તે દેશ છોડી આ અરણ્યમાં હું આવ્યો. હું તાપસીઓના આશ્રમમાં આવ્યા પછી ગુરૂ મને કહેવા લાગ્યા કે "હે મંત્રિ તારા અંતઃકરણની અંદર વિવેક શકિત જાગૃત છતાં આવો શોક કેમ કરે છે? અરે અધર્મથી દુઃખ પ્રાપ્ત થાય છે, અને ધર્માચરણથી સુખ પ્રાપ્ત થાય છે. જો તને દુઃખથી ભય લાગતું હોય, તો સુખ આપનાર જે ધર્મ તેનું આચરણ કર."

ગુરૂ મહારાજનો બોધ સાંભળી મેં મનની અંદર વિચાર કર્યો ત્યારે મને ખબર પડી કે ગુરૂએ જે કહ્યું તે યથાયોગ્ય છે.

મેં પૂર્વ જન્મમાં અધર્માચરણ કર્યું તેથી મને, સ્વામિ મરણનું પુત્ર અને ભાર્યાના વીયોગનું દુઃખ ભોગવવું પડે છે. ગુરૂએ જે કહ્યું તે બરાબર લાગવાથી તેજ કુલપતિની પાસેથી મેં સંસાર ત્રાસથી મુકત થવા તાપસવ્રત ગ્રહણ કર્યું. કુલપતિએ પોતાની જગાએ મને સ્થાપન કીધો, અને તાપસિયોને યોગ્ય એવા માર્ગથી પોતે સ્વર્ગવાસી થયા. હે વત્સ આ પ્રમાણે મારી હકીકત હતી તે મેં તને કહી" એમ કહી તે કુલપતિએ મૌન ધારણ કીધું.

એટલામાં દેવદંદુભીનો અવાજ કાને પડયો, અને કુમારને બોલાવવા સારૂ કોઈ દેવ આવ્યો.

દેવે કહ્યું હે કુમાર, કેવળ જ્ઞાન પ્રાપ્ત થએલા મુની પાસે બેઠેલી તારી માતુશ્રીએ તમે બોલાવવા મોકલ્યો છે. કુમાર બોલ્યો દેવથી વેષ્ટિત થએલા એવા કેવલજ્ઞાની સાધુને હું મળવા વાસ્તે જાઉં છું.

"બહુ સારૂ" એમ કહી તે સર્વ કેવલજ્ઞાનીઓ તેમની સભામાં ગયા અને પરમભકિતથી મુનીના પદને વંદન કર્યું. કેવલી મુનીએ સભાસદોને દયાનો સાગર એવો ધર્મ સંભળાવ્યો, પછી તાપસિઓમાંના શ્રેષ્ટ તાપસિએ હાથજોડી પુછયું,

મહારાજ, આ કોનો પુત્ર છે આ જંગલની અંદર કેમ રહે છે, વગેરે આ કુમાર ની સર્વ હકીકત અમને કહી સંભળાવો. પછી કેવલી મુનીએ શુરસેન રાજાને કુમારના આગમનના છેવટ પર્યંતનો વૃતાંત જેવો હતો તેવો કહી સંભળાવ્યો.

સર્વે હકીકત સાંભળીને તાપસેશ્વરના અંતઃકરણમાં આ કુમાર સંબંધી એક નવીન શોક સમુદ્ર ઉત્પન્ન થયો. તેજ વખતે કુમારને આલિંગન કરનાર, મંડલાચાર્યને વનદેવતાએ પુછયું કે, આ તપસ્વિઓ સાથે આ કુમારનો શો સંબંધ છે? પછી મુનીવર્યે કહેલું તેમનું ચરિત્ર સાંભળી, તાપસેશ્વરે તે સાધુપુરૂષોને વિનંતી કરી કે, ભગવન્ આપે જેમ મારૂં પ્રત્યક્ષ ચરિત્ર કહ્યું એજ પ્રમાણે પરલોકમાં હિતપ્રદ એવા ધર્મનું કથન કરો પછી કેવલી મુનીએ તે તપસ્વિજનોને અનુકુળ એવા ધર્મનું કથન કર્યું. કેવલી મુનીએ કરેલ ધર્મનું વિવેચન સાંભળી કુલપતિ વગેરેએ જૈનદીક્ષા ગ્રહણ કરી. કુમારને શુરસેનનો વૃતાંત સાંભળી મત્સર ઉત્પન્ન થયો. પછી તેણે ધર્મોપદેશ શ્રવણ કર્યો, પણ તે ધર્મગ્રહણ કરવાના હેતુથી નહિ. શુરસેનની હકીકત સાંભળી તેને બહુ ક્રોધ ઉત્પન્ન થયો. તેનો શ્વાસોશ્વાસ જોરથી ચાલવા લાગ્યો, આ જોઇ વનદેવતાએ કેવલી મુનીને પુછયું કે; "માહારાજ, આ અમારો છોકરો શત્રુનો પરાભવ કરવાને સમર્થ છે કે કેમ? તથા તેના માબાપ સાથે તેનો મેલાપ થશે કે નહિ?

કેવલી બોલ્યા આ છોકરો શત્રુનો પરાભવ કરી, તેના માબાપને પાછો બીજીવાર પોતાના દ્વીપમાં લઇ જનાર છે. વચમાં આ શુરસેનના છોકરાને ઘણા સંકટો આવશે, પરંતુ આના પૂર્વ સંચિત પુણ્યાનુભવવડે કરીને સર્વ વિઘ્નો નાશ પામશે.

પછી કુમાર મોટા ક્રોધથી અને ગંભીરતાથી મુનીવર્યને નમસ્કાર કરી સભામાંથી નીકળી ગયો. અને પોતાને ઘેર જઇ વનદેવતાને પુછી, પોતાના અભિમાનનું રક્ષણ કરવા સારૂ વનમાંથી બહાર ચાલતો થયો.

તે સમયે પરાક્રમ એજ એનો પરિવાર હતો, પૂર્વ સંચિત પુણ્યનત્ર સમુદાયથી તે મોટો સુશોભિત દેખાતો હતો, તે હવે નિર્જલ અને નિર્જન એવા જંગલમાં ગયો તે વનની અંદર સાત દિવસ સુધી તેણે ઉદકપ્રાશન, અગર અન્નાશન બીલકુલ કર્યું નહિ, પાણી ન પીવાથી તેનું સર્વાંગ શુષ્ક થએલું દેખાતું જીભ, હોઠ અને તાળવું એ સર્વ પણ સુકાઇ ગયા હતાં.

એક વખતે ખરા બપોરે તેના સર્વ અંગમાં પીડા થઈ, અને મરણ તુલ્ય થઇ ગયો. તે માહાવીર રાજપુત્ર ભૂમી ઉપર મૂર્છિત થઇ પડયો ત્યારે તેણે આંખો મીંચી લીધી હતી, રાજપુત્રની આ અવસ્થા ધનબલ નામના ખેચરના સ્વામિએ જોઇ રાજપુત્રનું ત્રૈલોકયમાં અદ્‌ભુત એવું રૂપ જોઇ તે ખેચરનો સ્વામી તેની પાસે ગયો તે શુદ્ધિમાં આવે એવા હેતુથી તે હળવે હળવે તેના શરીર પર હાથ ફેરવવા લાગ્યો. ત્યારે તેણે આંખો ઉઘાડી. પછી તેને તરસ લાગી છે એમ જાણી તે ખેચર સ્વામિ પાસેની નદીના કીનારે તેને લઈ ગયો. અને તે નદીનું પાણી તેના શરીર પર છાંટયું ત્યારે શૂરસેનનો પુત્ર શુદ્ધિ પર આવ્યો, અને તે વિદ્યાધ

કહેવા લાગ્યો, "આજે તેં મને જીવતો કર્યો." તમારા જેવા પરોપકારી હૃદયવાળા મનુષ્ય ત્રૈલોકમાં નથી એમ મને લાગે છે. સર્વ પ્રાણી પર ઉપકાર કરનાર આપના જેવા સંતજનો ઘણા થોડા મળી આવશે. હે, વિદ્યાધર, હું તદ્દન નિર્જલ, નિષ્ફળ એવા જંગલની અંદર પડયો હતો, એવા વખતે તું આવ્યો એ ફકત મારા પુન્યનું જ ફળ છે. હે ખેચરેશ્વર આ જંગલની અંદર જો તું ન હોત તો, મારી મરણ અવસ્થા થઈ હોત, આમાં જરાક પણ ફેર નથી.

ખેચર બોલ્યો જે માનવી સંપત્તિ મેળવવાની ઈચ્છા કરે છે તે પુણ્યવાનોને તેમના પુણ્યાનુભવથી સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે.

પુણ્યશાળી જનોના પુણ્ય પ્રતાપથી ભુખ્યા પ્રાણીઓને અન્ન પ્રાપ્ત થાય છે, અને તરસ્યાને પાણી મળે છે. હે સાધુ, શ્રેષ્ટ, દુઃખનો નાશ કરી લોકનું કલ્યાણ કરવાના લક્ષણો તારામાં દેખાય છે.

ખેચરનો સ્વામિ બોલ્યો તું સામાન્ય મનુષ્ય છતાં, સર્વ લક્ષણથી ભરપુર છે.

**વીરસેન**—હેમહા કીર્તિવાન ખેચરના સ્વામિ, મેં મોટું કાર્ય માથે લીધું છે, તો મારા કાર્યમાં મદદ આપજે.

**વીરસેને** ખેચરાધીશની આજ્ઞા લઇને, મોટા જંગલને પસાર કરી **ચંપાનગરીમાં** પ્રવેશ કર્યો. **વીરસેનને ચંપાનગરીમાં** આવેલો જોઇને ત્યાંના લોકોને ઘણી નવાઈ લાગી. આ રાજપુત્ર એકવાર **ચંપાનગરીની** અંદર પેઠો એટલે પાછો ન ફરતાં ત્યાં ને ત્યાંજ રહેશે. એ બીકથી વનદેવતાએ પછવાડેથી કુમારના શરીરનું રક્ષણ કરવા બે દેવોને મોકલ્યા હતા. તે બે દેવો તેની સાથે હોવાથી તેનાથી **ચંપા**નગરીમાં પ્રવેશ થઈ શકયો નહિ. એ ત્યાં હતો એટલામાં માર્ગની અંદર કોઇએ બે શ્લોક કહેલા તેના સાંભળવામાં આવ્યા. તેનો અર્થ નીચે પ્રમાણેઃ—

મનુષ્યને કોઇ પણ કાર્ય સાધવું હોય તો તેણે ધીરજ રાખવી, પરાક્રમનો ઉપયોગ કર્યો તો પણ જો અનુકૂળ કાળ હોય તોજ પરાક્રમ લાગુ પડે છે, અકાળે લાગુ પડતો નથી.

કોઇ પણ કાર્ય અથવા ફળ કાળે કરીને, પરિપકવ થાય છે, પણ જો તે અયોગ્ય વખતે લેવામાં આવે તો, સુંદર ન લાગતાં મનને ઉલટો અણગમો કરે છે.

સ્થિર બુદ્ધિના કુમારે વિચાર કર્યો કે મારૂ કાર્ય કાળે કરીને સિદ્ધ થશે. સર્વ શુકન કરતાં શબ્દનું બલ જે હું વિશેષ માનુ છું તે અર્થે હવે મને વિપરિત શુકનનો ભય નથી. હશે? ચાલો, આપણે સેહેજ શહેરની અંદર ફરી આવીએ એવો વિચાર કરી રાજકુમાર રાજ માર્ગની અંદર આવે છે કે હાથીપર બેઠેલો એક રાજાનો સામંત રાજ ગૃહમાં જતો તેની નજરે પડયો. **વીરસેને** તેને દૂરથી જોતાજ ઝપાટાથી સિંહ પ્રમાણે કુદકો મારી હાથીની પીઠપર જઇને બેઠો. આવું આનુ કૃત્ય જોઈ, અરે આ કોણ? એવા પ્રકારનો લોકો મધ્યે બુમાટો થયો. તે જોઈ કુમાર સામંતને કહેવા લાગ્યો. "હે, સામંત તું બીક રાખીશ નહિ.

સામંત બોલ્યો તું કોણ? અંહિ શા વાસ્તે આવ્યો.

વીરસેન બોલ્યો એ જાણીને તારે શું કરવું છે?

સામંતે કહ્યું તારાપર મારો વિશ્વાસ બેસતો નથી તેથી તું નીચે ઉતર વીરસેન તરત નીચે ઉતર્યો અને હાથીની પુંછડી ઝાલી.

તેણે હાથીની પૂંછડી ઝાલ્યાથી તેનાથી એક પગલુ પણઆગળ ચલાયું નહિ. ત્યારે ચાકર વગેરે લોકો હથીયારો લઈ તેને મારવા લાગ્યા વીરસેને ઘણી ચાલાકીથી સર્વના હથિયારો ખુંચાવી લીધા, અને દિવ્ય પ્રભાવથી હથીયારો સર્વ ભાંગીને ફેંકી દીધાં.

સામંત તેના હાથમાંથી છુટતાંજ, રાજા પાસે ગયો, અને બનેલી સર્વ વાત રાજાને કહી.

રાજા નરસિંહ બોલ્યો આ કોણ? તે કોનો છોકરો છે? આ નાનો છતાં આનુ વર્તન મોટું છે. તેના અંગમા સામર્થ્ય ઘણું હોઇ તેને મોટો અભિમાન છે.

દરબારીઓ બોલ્યા મહારાજ, આ છોકરો કયાંનો છે વગેરેની કાંઈ માહિતી નથી તેના કુળનો શોધ કરવો જોઇએ) આનું અદ્‌ભુત પરાક્રમ જણાય છે.

બીજે દિવસે રાજા, પોતાની સાથે હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે ફોજ લઈ છત્રે ચામરોથી સુશોભિત થઇ જયવારણ નામના હાથીપર બેસી, રાજય વૈભવ દેખાડવા માટે ફરવા સારૂ નીકળ્યો, ભાટ ચારણ વગેરે લોકો તેની કીર્તિ કહેતા તેની પછવાડે જતા હુતા, આવા ઠાઠમાથી રાજાની સ્વારી શહેરની વચ્ચોવચ આવી ત્યારે વીરસેને સૂરશ્રીનો રાહુ રૂપે ગ્રહણ કરનાર નૃસિંહ રાજા તે આજ એવી વાતો સાંભળી પોતાના બાપનો તિરસ્કાર ભરેલા સ્તુતિપદો કુમારના કાને પડતાજ તેનો ક્રોધાગ્નિ જાગૃત થયો. ભ્રમરો ઉંચે ચઢાવી દીધાથી તેનું કપાળ ભયંકર દેખાવા લાગ્યું, આંખો લાલ કરીને મોટેથી સિંહના જેવી ગર્જના કરી, આ ગર્જનાથી સૈન્યના અગ્ર ભાગના મોટા મોટા લઢવૈયા ત્રાસી ગયા અને નૃસિંહ રાજાનું સર્વ સૈન્ય ઘોટાળામાં પડયું. વીરસેને દંડ ઠોકી સૈન્યની અંદર પેશી શત્રુના સર્વ સૈન્યને નસાડી મુકી હાથીની ફોજ તરફ જઈ એક રથ લઈ હાથી સેનાને વીખેરી નાખી મોટા ઉમંગથી નૃસિંહ રાજાના હાથી પાસે ગયો અને સહેલાઈથી કુદકો મારી શત્રુના હાથીપર બેઠો. ત્યાં તેણે નૃસિંહનો મુગટ ફેંકી દઇ તેની ચોટલી ઝાલી, અને તેને ચોરની માફક બાંધી તેનો જમણો હાથ ઝાલી કહેવા લાગ્યો કે, “હે સામંતો, જેને સર્વ જણા સૂરરાહુ એ પ્રમાણે કહે છે, તે રાજાને સૂરપતી બાંધી લઈ જાય છે, તો તમારામાં કોઇ બળવાન યોદ્ધો હોય તેણે આવી આને છોડાવો, આ તમને કહેવાનું કારણ એટલુંજ કે તમે એમ કહેશો કે તેણે અમને કહ્યું નહિ.

મુગટ ધાલેલા મોટા મોટા સામંતોની આંખો વિસ્મયથી પ્રફુલ્લિત થઈ તેઓ અંદર અંદર કહેવા લાગ્યા કે, આજ ઉંઘની અંદર કુલદેવીએ મહારાજ સાથે જે બાબતનું ભાષણ કર્યું હતું તેજ આ શુરસેનનો પુત્ર વીરસેન આ ઘણુ તો વીસ વર્ષનો દેખાય છે, આ ઉપરથી શુરસેનને પુત્ર થયાને હાલ વીસ વર્ષ થવા જોઈએ.

આજ સુરસેનનો પુત્ર, કારણ આટલું સામર્થ્ય બીજા કોઈનામાં નથી, આનું બોલવું પણ તેના બાપના બોલવા પ્રમાણેજ મળતું આવે છે. હવે આપણે બોલવું શું? અગર કરવું શું? બે જણા હાથીપર બેઠા છે, અમારા તરફથી કોણ જાણે, કોનું રક્ષણ અગર સંહાર થાય છે, નૃસિંહ રાજાને બાંધેલો સાંભળી તેના અંતઃપુરમાંની રાણીઓ ઉંડો નિશ્વાસ નાખી કરૂણા સ્વરે રડવા લાગી, જેના કાળા વાળ આમ તેમ વીખરાઈ ગયા હતા, જેમના મોતીના હાર તુટી ગયા હતા અને મોઢાં પીળાં પડી ગએલા હતા, એવી સર્વ સ્ત્રિઓ ત્યાં ગઈ પોતાના પતિની આવી સ્થીતિ જોઇ તે સ્ત્રીઓ કહેવા લાગી, "હે કુમાર અમારા પતિને મારી નાખીશ નહિ. અપકારી જનોપર ઉપકાર કરવો એ સાધુજનોનો સ્વભાવજ હોય છે. તેથી હે મહાવીર, કુમાર નૃસિંહ તારો શત્રુ હોય તો પણ તેને છોડી દે, હે રાજા, તારા જેવા ઉદાર પ્રાણિ પાસે અમારી પ્રાર્થનાઓ સફળ ન થાય તો આ દુઃખમય જગત્ શી રીતે સુખી થશે? તેનો વિચાર તુંજ કર. હે કુમાર, અમારે બંધુજનો કોઇ નથી, તુંજ અમારો ભાઈ છે, સબબ અમને ભર્તૃદાન આપી અમારાપર ઉપકાર કર."

તેમના આવાં કરૂણાવાળાં વચનો સાંભળી કુમારનું મન દયાથી પીગળ્યું અને તે તેમને કહેવા લાગ્યો; "અહો કનકશ્રી આદિસ્ત્રિયો, હા હું ખરેખર તમારો ભાઇ છું. સંસારની ઇચ્છા રાખનાર ભગીનીઓ, આને મેં પ્રથમથીજ મુક્ત કર્યો છે, કારણ કે, શત્રુ દુષ્ટ હોય તો પણ તેને ફક્ત કેદમાં રાખવો એજ યોગ્ય છે. પરંતુ મારે ભુલવુ ન જોઈએ કે, મારા બાપને ક્ષત્રિયોના આચાર વિરૂદ્ધ આણે અપકાર કર્યો છે તો તેના વાસ્તે મારે કોઈ પ્રસંગે કાંઇ કરવું પડશે." દૈવયોગથી એકાદ હરણે જો સિંહ ઉપર કાંઈ અપકાર કર્યો હોય, તો સિંહ હરણના સો કકડા કરે તો પણ થએલો અપકાર તેનાથી શીરીતે ભૂલાય. એમ બોલી તે કુમારે નૃસિંહ રાજાને છોડી મુકી ધમકાવી કહ્યું કે; "હે રાજા હું જે કહું છું તે સાવધપણેથી સાંભળ."

"અરે નરસિંહ, સુરત્રાસ એવા પ્રકારના શબ્દો જો આજથી મારા કાને પડયા, તો થોડા વખત પછી તારૂં જે કાંઇ થવાનું છે તે હમણાજ થશે એમ યાદ રાખજે."

એમ કહી સુરસેનનો પુત્ર હાથી ઉપરથી નીચે ઉતર્યો. આવા પ્રકારનું વીરસેનનું પરાક્રમ જોઇ સુરસેન તરફના લોકોએ મનમાં નિશ્ચય કરી સર્વ જણાએ વીરસેનનો આશ્રય લીધો પોતાના માણસોએ તેના માથાપર છત્ર ધર્યું. અને તેના પર ચમરીઓ ઉડવા લાગી ત્યારે તેણે તેના માણસોને પુછયું કે; "બ્રહસ્પતીનો બંધુદત્ત નામનો પુત્ર કેદમાં છે કયાં છે, એ મને કહો એટલે તેને છોડાવીએ."

રાજપુત્રને તે લોકોએ તે જગા દેખાડી. પછી તેણે મંત્રિ પુત્રને તેની માતાસહ કારાગૃહમાંથી છોડી પોતાનો મિત્ર કર્યો. એક દિવસ કુમાર ત્યાં હતો તેવામાં એક અત્યંત હીતકારી પ્રધાન પુરૂષે તેને કહ્યું કે, "શુરસેનનો કોઇ એક મિત્ર નાશિકય નગરમાં છે. તેની આજુબાજુ શત્રુ સૈન્યનો સખત પેહેરો છે."

તે મિત્રને શૂરશેન રાજા બંધુ પ્રમાણે માનતો હતો. તે નૃહસિંહ રાજાનો હુકમ માનતો નહોતો તેથી નૃહસિંહ રાજાએ તેના શહેરને ઘેરો ઘાલ્યો તે વાતને આજ બાર વર્ષ થયાં. તે શહેરમાંથી અનાજ તથા ઘાસ સર્વ નાશ પામ્યા છે, શહેરના માણસો કંટાળી ગયા છે, આજ અગર કાલ એ શહેર ઉજ્જડ થઈ જશે.

આ સાંભળતાં વારજ **વીરસેન** પોતાના કેટલાક માણસોને સાથે લઈ પોતાના શહેરમાંથી **નાશીકય** નગરમાં જવા નીકળ્યો, તે નગર શત્રુ સૈન્યથી ઘેરાએલું જોઈ, તેણે બંધુદત્તને છુપી રીતે કહેવડાવી મોકલ્યું કે, હે નરાધિશ, તું સ્થિર રહે, મનમાં ડર રાખીશ નહિ, ગરીબડાં વચનો બોલીશ નહિ, અને તારો અભિમાન છોડીશ નહિ. જો હું **શૂરસેનનો** પુત્ર હોઈશ તો આજ ને આજ તારૂં નગર શત્રુ સૈન્યના ઘેરામાંથી મુકત કરીશ. દ્વારપાળે રાજાની આજ્ઞા ઉપરથી **બંધુદત્તને** છોડી દીધો, અને **વીરસેન** દ્વારપાળને લઇ પોતે શત્રુના સૈન્યની અંદર પેઠો. અને હરિધર્મ નામના સેનાપતીને ઘેર જઈ **વીરસેને** તેના હાથ પગ બાંધી લીધા, અને સર્વના દેખતા તે સેનાપતિને આગળ કરી તે **શૂરશેનનો** પુત્ર **નાશિકય** નગરના ગોપુરામાં ગયો. તેને પકડયા પછી શત્રુ સૈન્યમાંના સર્વ રાજા નાશી ગયા, અને ઘેરો ઉઠી જવાથી સર્વ લોક ત્રાસ મુકત થયા અને સુખ ભોગવવા લાગ્યા. **બંધુદ**તે કહેલી હકીકત સાંભળી **વીરસેનનું** મન સ્વસ્થ થયું અને **વીરસેનની** વાર્તા સાંભળી **વિચિત્ર** ને ઘણું આશ્ચર્ય લાગ્યું.

આણી તરફ **વીરસેનના** પ્રધાન પુરૂષોએ **નૃસિંહના હરિધર્મ** નામના સેનાપતિને **વિચિત્રયશની** આગળ ચલાવ્યો, અને કહ્યું કે, **વીરસેને** ચોર પ્રમાણે બાંધી આપણી તરફ મોકલ્યો છે, તો આપને લાગે તે પ્રમાણે તમે આની વ્યવસ્થા કરો, એવું કુમારે મને આપ તરફ કહેવા મોકલ્યો છે.

**વિચિત્ર**—હું **વીરસેનના** શહેરની અંદર તરતજ આવું છું, ત્યાં સુધી **વીરસેન** ત્યાંજ રહે,

પછી ચોપદાર તરફથી રાજધાંનીની અંદર શોભા કરાવી **બંધુદત્ત** સહરાજા **વીરસેનને** સામો લેવા આવ્યો. તે રાજાને કુમારના દર્શનની ઘણી ઇચ્છા હતી, તેથી તે હાથી ઉપરથી ઉતરી હાથ ઉંચા કરી કુમાર **વીરસેનને** આલિંગન આપવા લાગ્યો. આણી તરફ કુમારે પણ રાજાને પિતા સમાન ગણી નમસ્કાર કર્યો, રાજાએ પણ તે કુમારને પુત્ર સમજીને મોટા પ્રેમથી તેના મસ્તકનું ચુંબન લીધું. લોકોની નજરે ચંદ્ર સરખો જણાતો કુમાર **વીરસેન** હાથી ઉપર બેસી તે રાજાના પ્રધાનજનોથી વેષ્ટિત થઈ શહેરની અંદર પ્રવેશ કર્યો. કુમારને જોતાં જોતાં લોકોને પોતાનુ ભાન હતું તો પણ હું કયાં જાઉં છું, હું કયાં ઉભો છું, હું કોણ અને મારે શું કરવાનું છે, વગેરે કાંઈ સુઝયું નહિ. લોકોએ પોતાનુ સર્વ લક્ષ કુમારનું શરીર જોવા તરફ દોર્યું અને તે વખતે જો કોઇ વચ્ચે અડથળો આવે અગર લાવે તો તેની નિંદા અને તિરસ્કાર કરતા, કુમારને જોઈને ઘણો વિસ્મય તથા આનંદ થયો, અને તે પરસ્પર બોલવા લાગ્યો કે અહો, જેણે એકલાએ

પોતાના બાહુ દંડના પરાક્રમવડે નૃસિંહ રાજાનો પરાભવ કર્યો અને તેના સેનાપતિને બાંધ્યો તેજ આ. આ કુમાર સંસારનો સાર છે, આ ઘણા વર્ષ સુધી રાજ ભોગવો, આણેજ અમને ગર્ભવાસ પ્રમાણે બંધનમાંથી મુકત કર્યા છે. અહો, રૂપ, લાવણ્ય, વૈદગ્ધ્ય, પરાક્રમ, ઉપશમ, ગુણો પૈકી જ્યાં એક છે ત્યાં બીજાનો અભાવજ હોય છે, પણ આને ઠેકાણે તો તે સર્વ એકજ મળ્યા છે. આના દર્શનથી જોનારાના નેત્ર, અને ગુણ કીર્તનથી મુખ, અને આના ચિંતનથી ચિત્ત, એ સફળ થાય છે" ઇત્યાદિ અનેક વિચારને પાત્ર થએલા તે રાજ કુમારને મોટા સમારંભથી તે રાજા તેને રાજ્ય મહેલમાં લઇ ગયો, વિચિત્રયશ રાજાએ પોતાના મિત્રના પુત્રને એમ કહ્યું કે, હે કુમાર હવે પછી અહિંનો રાજા તુંજ છે, અને અમે તો તારા ચાકર છીએ, જે જે વખતે તને જે કાંઇ જોઇએ તે બાબતનું બેલાશક ફરમાન કરવું, અને આ રાજ્ય સંબંધી પારકાપણાનો વિચાર કોઈ દિવસ લાવતો નહિ, રાજાએ વીરસેનને રહેવા વાસ્તે પોતાનોજ મણીથી જડેલો મહેલ આપ્યો અને ઓચ્છવ કરાવ્યો; તે કુમારે કેદખાનામાં પકડાએલા રાજાનો છુટકારો કરી, પોતાના શહેરના જેવી તેના શહેરની અંદર વસ્તી કરી. એ રાજાના રક્ષણ વાસ્તે વનદેવતા તરફથી જેમને નીમવામાં આવ્યા હતા તે સુરસેવકો પોતપોતાની જગાએ ગયા.



## સર્ગ ૮ મો.

આણી તરફ એ રાજાની વિજયના પેટે ઉત્પન્ન થએલી ચંદ્રશ્રી નામની કન્યા વરતાદક થઇ. વીરસેનનું નીર્મલ ચરિત્ર પુરેપુરૂં કાને સાંભળીને પણ તૃપ્તિ ન થવાથી તેને અવલોકન કરવાના હેતુથી તે બારણામાં આવી ઉભી રહી. પછી મસ્તક ઉપર છત્રી ધારણ કરેલો, હાથી ઉપર બેઠેલો, અને બંન્ને બાજુએ બે ચામરોથી શોભિત એવો વીરસેન રાજસભાની અંદર આવેલો તેણીએ જોયો. કેવળ મદનનું જાણેજ પુતળુ ન હોય એવો ચંદ્રશ્રીએ વીરસેનને જોયો ત્યારે તેના મનમાં અલૌકીક નવિન વિકારો ઉત્પન્ન થયા ચંદ્રશ્રીનું મન તરતજ આકુળ વ્યાકુળ થઈ ગયું કુમારે પણ દૃષ્ટિમાં થએલા ફેરફાર ઉપરથી તેણીનો અભિપ્રાય જાણી લીધો.

જે ચંદ્રશ્રી તેને પોતાના પર આસક્ત થએલો જુએ છે, એટલામાં અકસ્માત તેણે ઉંચી નજર ફેંકી. પછી વીજળીની માફક મોટા વેગથી આકાશ તરફ પર્યાણ કર્યું, તેને આ પ્રમાણે જતો જોઇ તેણીને ખેદ તથા આશ્ચર્ય ઉત્પન્ન થયાં, અને આ કોઇ શ્રેષ્ઠ વિદ્યાધર હોવો જોઇએ એવો તેણીના મનમાં ભ્રમ ઉત્પન્ન થયો. રાજમહેલના ચોકમાં "અહો, નવાઇની વાત, આ ઉંચે શી રીતે ઉડયો ?" એમ લોકો મોટેથી બોલવા લાગ્યા તે વીરસૂર્યના વિયોગ વડે કમળાકરરૂપી સર્વ પરિવારના મુખકમળો મેલાં થઇ ગયાં. બજારમાં, દેવળોમાં, રસ્તામાં, ઘરમા, રાજ મહેલમાં જ્યાં જોઇએ ત્યાં નગરવાસી જનો ખેદ થાને આશ્ચર્યયુક્ત થઇ ગયાં. તે

શહેર રમણિય છતાં, તે વખતે ચંદ્રશ્રીને તેનો પ્રાણ જે વીરસેન તેના વીયોગથી તત્કાળ, અત્યંત શોક અને સંતાપ કર્તા થઈ પડયું. "અરે વીરસેન, તું મને શા માટે દેખાયો? વારૂ દેખાયો તો પછી ગુપ્ત કેમ થયો? ત્યારે, ખરેખર તારૂં અહિં આવવું ફક્ત મારા સંતાપને ઉત્પન્ન કરવા વાસ્તેજ હતું. મારા હૃદયમાં રહેનાર તેં જો મારા હૃદયનું હરણ કરી લીધું છે, તો આનાથી વધારે દુઃખ કર્યું હશે તે તુંજ કહે. તારી મરજીમાં આવે ત્યાં તું જા, પણ મારા મનોરથ પુર્ણ કર આ જન્મમાં અથવા બીજા જન્મમાં તારા વગર મને બીજો આધાર નથી."

આ પ્રમાણે તેનું ચિંતન કરે છે એ જોઇ, તથા હકીકત લોકોના મુખમાંથી સાંભળી, ચારે તરફ તેને જોવાના હેતુથી રાજા રાજમહેલની અગાશી ઉપર ચઢયો રાજા પરિવારસહ નજર ઉંચી કરી એક સરખો જોતો હતો, તો પણ રાજપુત્ર ગગન માર્ગે કોઇના જોવામાં આવ્યો નહિં. દૈવયોગથી તે ભૂમિપર ન પડે એવા હેતુથી ઘોડેસ્વારોએ ચારે દિશામાં એક યોજન પર્યન્ત નજર રાખી હતી. છેવટે તેનો પત્તો લાગ્યો નહિ, અને ખરા બપોર થવાથી કપાળ ઉપર સૂર્યના પ્રખર તડકાનો તડાકો પડવા લાગ્યો ત્યારે રાજા અગાશી ઉપરથી નીચે ઉતર્યો. અને રાજમહેલના મધ્ય ભાગમાં એક ઉંચા સિંહાસનપર બેશી તે રાજા પોતાના મંત્રિ વર્ગને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

"હે અમાત્યો વીરસેનને દેવો લઇ ગયા, વિદ્યાધર લઇ ગયો, અગર કોઇ દુષ્ટ બુદ્ધિવાળો પુરૂષ લઈ ગયો, તેનો તમે વિચાર કરો." ત્યારે અમાત્યોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જેને જેમ લાગ્યું, તે પ્રમાણે ક્રમે કરી સર્વ જણાએ રાજાને અભિપ્રાય આપ્યો. મંત્રિઓમાં સર્વથી શ્રેષ્ઠ તથા રાજાનો માનીતો મંત્રી પ્રજ્ઞાકર બોલ્યો, "અરે આવા અવિચારના બોલ શામાટે બોલો છો? મંત્રિજનો મારો વિચાર તમને કબુલ હોય તો કહું. જો તે પોતાને વીરગણી લેતો હશે તો તે એક પળમાં શરીરને કાંઇપણ ઇજા ન થતાં, અહિં આવેલોતમારી નજરે પડશે."

આણી તરફ રાજગઢના ચોકમાં હાથીએ તેના પગના બંધ તોડી નાખ્યાથી લોકોમાં મોટો ખુમાટ થયો. હાથી તરફ નજર રાખી લોકના ટોળાં એક બીજાના શરીરપર પડવા લાગ્યાં. અને આખા શહેરમાં મોટી ગડબડ થઈ રહી પછી શહેરમાંના બાકીના લોકોમાંથી, કોઇ રાજમહેલના, કોઈ છપરાના અને કોઇ ઝાડની ટોચે ચઢી બેઠા રાજાપણ તુરત સભાસદો સાથે ગભરાઇને રાજમહેલની આગાશીપર ચઢી મોટેથી બુમ પાડી કહેવા લાગ્યો; "અરે જલ્દી દોડો, પકડો, હાથીને આગળ ધક્કો મારો, અને ગજેંદ્રની આસપાસ ઘોડેસ્વારના લશ્કરનો ઘેરો ઘાલો."

રાજમહેલ અસંખ્ય યોદ્ધાઓથી ભરાઈ રહ્યો હતો, પણ તેમાંથી કોઈ પણ એવો નીકળ્યો નહિ કે જે તે હાથીને ઝાલી શકે. વિદ્યાધર સમુહ જેના પરાક્રમની તારીફ કરે છે, અને રાજમહેલમાં ઉપર ચઢી બેઠેલા લોકો જેની તરફ આશ્ચર્યથી જુએ છે, પોતાનો જમણો હાથ વિદ્યાધરના ખભા ઉપર નાંખવાથી જે સુંદર દેખાય છે, એવો તે કુમાર આકાશમાંથી ઉતરી પાછો આવી દાખલ થયો, કુમારને

જોઇને લોકોમાં હર્ષ ફેલાયો, અને તે હર્ષથી વધારે ઘોંઘાટ થયો. તેથી હાથી વધારે ચીડાયો, હાથીના ગંડસ્થળ ઉપર કુમારે પોતાનો પગ મુકયો. સિંહના બચ્ચા પ્રમાણે કુમાર હાથીપર ચઢયો કે હાથી મર્મસ્થાન ઉપર તાડન કરવાથી જેમ એકાએક પડે છે તેમ તે મદહીન થઇ ગયો. રાજાએ અને સર્વ લોકોએ હર્ષથી ઉભો રહેલો જોયો. ત્યારે રાજાનું અંતઃકરણ હર્ષથી ભરાઇ જઇ તે સૂરપુત્રની સ્તુતિ કરવા લાગ્યો.

"હે પ્રજ્ઞાકર જ્યાં આકૃતિ ત્યાં ગુણ રહે છે, એવું લોકોનું કહેવું છે. તે આ કુમારના સંબંધમાં ખરૂં ઠર્યું છે. સર્વ દોષથી ભરેલો આ સંસાર જેની અંદર ગુણને જગ્યા ન જડવાથી રાજકુમારને યોગ્ય જાણી ગુણોએ તેનો આશ્રય લીધો છે. ચંદ્રનું પણ કૃત્ય પણ દોષ યુકત હોવાથી હું તેની સ્તુતિ કરતો નથી સુરનું કૃત્ય માત્ર આ જગતની અંદર દોષ રહિત હોવાથી તેજ ખરૂં પ્રકાશવાન છે.

આવી અનેક રીતે રાજા તેના ગુણની વાતો કહેતો હતો, એટલામાં પ્રજ્ઞાકરે કહ્યું, "માહારાજ, એ એમજ છે ગજ શિક્ષણની અંદર અતિશય કુશળ એવા **વીરસેન** કુમારે, મદોન્મત થએલા હાથીને તત્કાળ વશ કર્યો રાજમહેલ વગેરેની અંદરના લોકો "જય. જય" ના પોકાર પાડવા લાગ્યા અનેક આશીર્વાદો આપવા લાગ્યા, અને જ્યાં ત્યાં અતિશય આનંદ ફેલાયો. પછી વિદ્યાધરોએ આકાશમાંથી ભ્રમરનાદ યુક્ત પુષ્પોની વૃષ્ટિ કુમાર ઉપર કરી. **વીરસેને** હાથીને એટલે સુધી વશ કર્યો કે, છોકરાઓ પણ તેને સહેલાઇથી પકડવા લાગ્યા એટલો શાંત સ્વભાવનો તે થયો. પછી હાથીને થાંભલા સાથે બાંધી, પોતે હાથણપર બેશી વિદ્યાધર પરિવાર સહ કુમાર રાજા પાસે ગયો વિદ્યાધર યુકત **વીરસેન** રાજાને શીર નમાવી વંદન કરી સભાની અંદર બેઠો ત્યારે રાજાએ તેને પુછયું કે;–" અરે, **વીર**, લોકોને ખરૂ ન લાગે એવું અસંભવનીય તારૂં કેવું મોટું ચરિત્ર જે જોઇને મોટા પુરૂષોને પણ આશ્ચર્ય લાગે છે, વત્સ, **વીરસેન**, અમારૂં અંતઃકરણ તારી લીલા જોઇ આશ્ચર્યથી ભરાઇ ગયું છે, હવે તું તારી હકીકત કહે કે જેથી કરી સભાસદોને સંતોષ થાય"

આ પ્રમાણે રાજાએ કહ્યા પછી, વિનયથી પોતાનું મુખ નીચે કરી વકતાઓની અંદર શ્રેષ્ઠ એવો **વીરસેન** કુમાર બોલ્યો.

"હે, મહારાજ, અમારા જેવા અજ્ઞાન છોકરાના અટકચાળાં તું કેટલા બધા સાંભળી શકીશ.?" આજ્ઞાભંગ કર્યાનો દોષ મને ન લાગે એજ કારણથી હે **ચંદ્રશેખર** તું, હવે થએલી હકીકત કહે" ત્યારે તે વિદ્યાધરે શ્રેષ્ઠ **ચંદ્રશેખરે** તેની હકીકત કહી **ચંદ્રશેખરે** કહ્યું ભુપતિ, આ પોતાની હકીકત કહેવાને લજવાય છે માટે હું તેની સંમતાથી તે આપને કહું છું.

વૈતાઢયની દક્ષિણ બાજુએ **શ્રીનીવાસ** નામના મોટા નગરમાં કમલકેતુ નામથી વિખ્યાત એવો એક વિદ્યાધર પુત્ર છે. તે મુળથીજ સ્વરૂપવાન હોઈ, જુવાન સ્ત્રિયોને પ્રીય, વિષયાસકત, અને નિંદનીય આચરણોમાં તત્પર એવો હતો. ગામ શહેર મોટા સરોવરો, ઈત્યાદિક રમણીય સ્થળોમાં સ્વઇચ્છા પ્રમાણે વિહાર કરતો હતો ને

તેને કોઇ અટકાવી શકતું નહિ, એક દિવસે મથુરા નગરીમાં તેણે એક મુનીશ્વરને જોયો, તેને તેણે કહ્યું, " હે ભગવન્ મારૂં મોત કોના હાથથી થશે ? "

મુનિ બોલ્યો તારૂં મરણ ભુમિપર રહેનારા લોકના હાથથી થશે.

કમલકેતુ–બોલ્યો હે, શ્વેતાંબરી સાધુ, આપે ખરૂં કહ્યું નથી દેવદાનવ ખેચર વગેરે મોટા પરાક્રમિઓને પણ હુ વશ નથી (મારૂં પરાક્રમ અસહ્ય છે) તો મૃત્યુ લોકના મનુષ્યની શી વાત ?

આ પ્રમાણે મુનિવચનોને ધિક્કારી કાઢી, ગગન માર્ગે ઉડી તે કામરૂપ નામે દેશની જયોતિષ નગરીમાં ગયો ત્યાં એક અર્થપતિ નામનો શ્રેષ્ટ શ્રાવક રહેતો હતો, તેની સ્ત્રી પદ્મદેવી રૂપવતિ અને સારા કુળની હતી તે સાધ્વી સ્ત્રી અર્થપતિ શિવાય સર્વ પુરૂષને પિતા સમાન ગણતી હતી અર્થપતિની સ્ત્રિ પદ્મદેવીનું કામ ગ્રહથી અંધ થએલ કમલકેતુએ અત્યંત પ્રેમાનુરોધી ભાષણો બોલી હરણ કર્યું. તેણીને આકાશમાં લઇ ગયા પછી તે તેને કહેવા લાગી; " વત્સ, બાંધવ આ તેં શું કૃત્ય કર્યું ? મને તું મહેલની અગાશીમાંથી શા માટે ઉંચકી લાવ્યો ? "

ત્યારે ક્રોધથી તેના કેશ પકડી, તે ભયંકર આકૃતિવાળા દુષ્ટે, એ મહા સતિને મુષ્ટિનો પ્રહાર કર્યો અને બોલ્યો કે "પાપિણિ, તું મારૂં અંતઃકરણ ન જાણતાં અઘટિત શબ્દોથી ભાષણ કરે છે, તું તારા આવા સતિપણાથીજ દુઃખ પામીશ. પુત્રને વત્સએવીસંજ્ઞા છે. હું તારા પ્રત્યે આસકત થયોછું, ત્યારે પતિને વત્સ શબ્દથી કેમ બોલાવાય ? તે તું કહે." આ પ્રમાણે તે બોલ્યા પછી સતિએ કહ્યું હે વત્સ, તું મને વત્સજ છે તું મારા કડકેકડકા કરીશ તો પણ હું તને કદાપિ ઇચ્છનાર નથી, મનુષ્ય જન્મ દુર્લભ તે પણ પ્રાપ્ત થયો, અને તે વળી સારા કુળની અંદર જીનતત્વોનું જ્ઞાન, તે પણ જેવું તેવું નહિ, પણ તેમાં સારી રીતે કુશળતા મેળવી, સિદ્ધાન્તોનો સાર ગ્રહણ કર્યો, તેજ પ્રમાણે તેને અનુસરીને આચરણો કર્યાં, અને તપથી સર્વ જન્મનો મેલ ધોઇ નાખ્યો ત્યારે હવે છેવટે અહિતકારક એવા આ અઘટિત કૃત્યમાં હવે મન શી રીતે દોરાય ? હે મુર્ખ તું પણ તારા કુળને ડાઘ લગાડનારૂં કૃત્ય કરીશ નહિ, કારણ મોટા પ્રાણીઓ પ્રાણાન્તે પણ વિરૂદ્ધ આચરણ કરતા નથી. આ પ્રમાણે ઘટિતવચનોથી પદ્મદેવી પોતાના પતિવૃત્ય રક્ષણાર્થ વિદ્યાધરને કહેતી હતી એટલામાં તેણે પદ્મદેવીને કહ્યું કે અરે, દુષ્ટ પાપિણી, તું વધારે કેમ બોલે છે ? તું તારૂ ડહાપણ મને શીખવાડીશ નહિ જોઉં છું હવે તું મારી પાસેથી શી રીતે નાસે છે. આટલું છતાં તું જો મારા વચનોનું અપમાન કરીશ તો આ તીક્ષ્ણ ખડગની ધારવડે તારો શિરચ્છેદ કરીશ.

તેનું મન સમજી જઇ પદ્મદેવીએ અર્હન્નમસ્કારનું સ્મરણ કર્યું અને પોતાના મનની અંદર અનશન વૃત (કાંઇ પણ ખાવું નહિ) કરવાનો નિશ્ચય કર્યો.

એટલામાં હે રાજા, તારા આ નગરમાં પુરસબંધુ પ્રમાણે હાથી ઉપર બેઠેલા આ કુમારને જોઇ તેણે કહ્યું; હાય, હાય, હે કુમાર મહાવીર મને આ રાક્ષસના પંજામાંથી છોડાવ, તારા વગર મારૂં રક્ષણ કરવા કોઇ પણ શકિતવાન નથી.

મરણની બીકથી વ્યાકુળ થએલી પદ્મદેવી આ ભાષણ કરે છે, એટલે કુમલકેતુ ફરી તેને કહેવા લાગ્યો. કુમલકેતુ બોલ્યો હે દુષ્ટ, ભૂમીને ભાર રૂપ એવા એ કુમારની મદદથી તું તારૂં રક્ષણ કરશે ? ત્યારે તો તારી અક્કલજ ગઈ છે. પ્રતિકુળ વર્તન કરી તું ક્રોધાગ્નિની જવાળામાં તારો આત્મા નાખવાને તૈયાર થાય છે એટલુંજ નહી પણ તે કુમારને પણ નાખવાને તૈયાર થાય છે.

આ પ્રમાણે બોલી તરવાર ઉગામી, નીચે કુમાર તરફ મસ્તક કરી બોલ્યો અરે અધમ કુમાર, આ તારે શરણે આવી છે તેનું રક્ષણ કર.

પછી કુમાર ઉપરના પ્રદેશમાં ધિક્કારવાળા ભાષણો સાંભળી ઉપર જોયું, તો પાસેજ હાથમાં તરવાર તૈયાર કરી રાખેલી એવો વિદ્યાધર તેની નજરે પડયો.

"બાંધવ રક્ષણ કર" આ વાકયોથી તેને દયા આવી હતી, અને વિદ્યાધરના આ દુષ્ટ ભાષણોથી તેને અંત્યંત દુઃસહ એવો તીવ્રકોપ ઉત્પન્ન થયો હતો. પોતાનું બળ તોલી, અને તીક્ષણ તરવાર ખેંચી, કુમાર વિદ્યાધર તરફ જવા વાસ્તે પુર્ણ આવેશથી ઉંચે ઉડવા લાગ્યો.

ઉપર એકદમ ઉડી કુમાર કુમલકેતુની પીઠ ઉપર જઇને બેઠો, અને એક હાથે ચોટલી પકડી બીજા હાથમાં તરવાર લેઇ બોલ્યો અરે, મારી બહેનને છોડ, એટલે હું તારૂં રક્ષણ કરીશ. આ પતિવૃતા સ્ત્રિને તેના ઘેર જવા દે, જેમ લાકડી ભાગતી નથી ને સાપ પણ મરતો નથી તેમ આના વૃતનું અને તારૂં બંનેનું રક્ષણ થવા દે.

પછી તે વિદ્યાધરે કુમારને કાંઇ પણ ઉત્તર ન આપતા તેને તૃણુસમાન ગણી ચક્ર પ્રમાણે તેને ગોળ ફેરવવા લાગ્યો. કુમારને જેમ ગગનની અંદર ફેરવવા લાગ્યો તેમ કુમાર પણ તેનું ગળું દબાવતો ગયો, ત્યારે તેનો શ્વાસોશ્વાસનો અવરોધ થઈ, પદ્મદેવી ઉપરનો પ્રેમ જાણે મુર્તિમાન્ થયો ન હોય એવા રક્તની ઉલટીઓ કરવા લાગ્યો અને તે દુષ્ટે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.

પ્રથમ અમે અદૃશ્ય ઉભા હતા પરંતુ પછી કુમારના મોટા પરાક્રમથી સંતોષ પામી, તે આકાશ મંડલમાંથી નીચે ઉતરતો હતો તેવામાં અમે તેની સામે ગયા અને મોટા માનથી અમે તેને કહ્યું કે 'હે મહાબલશાલી કુમાર, તેં દુષ્ટને સારો બદલો આપ્યો દુષ્ટોના નીગ્રહથી અને સાધુના પાલનથી બલશાલી એવું નીરરાજ્ય તનેજ શોભે છે. વગેરે ઘણા પ્રકારના તેના અંગે રહેલા ખરા ગુણોની સ્તુતિ અમે કરી પણ મહાત્માએ તેના ખુશ ચહેરાથી સાંભળી લીધી.

પછી કુમારે બહેનને પ્રેમપુર્વક કહ્યું હે પતિવૃતા, હવે શું કરવાનું છે તે મને કહે.

પદ્માવતી બોલી કુમાર આ દુષ્ટ વીદ્યાધરરૂપ રાક્ષસના પંજામાંથી તેં ફક્ત મારૂંજ નહિ પણ આ સર્વ જગતનું કલ્યાણ કર્યું છે તું મારો પ્રભુ છે મારો ભાઈ છે, માતા, પિતા, ગુરૂ અને પ્રાણદાતા તુંજ છે, ટુંકામાં તું સર્વસ્વ છે.

જગતનું રક્ષણ કરવાથી તને મહાન્ પુણ્ય થયું છે, આથી કરી તારા સર્વ મનોરથ પુર્ણ થઇ ચંદ્ર, સુર્ય તપે ત્યાં સુધી આનંદમાં રહેજે, હે મહાશય, મને મારે ઠેકાણે નિર્વિઘ્નપણે પહોંચાડી દે, અને મારા ભરથારની સર્વ પ્રકારે ખાતરી થાય તેમ કર.

પછી હે ભૂપતિ, મારા ભાઇએ તેણીને અપઃટાથી પતિગૃહે પહોંચાડી અને ફક્ત કુમાર મારી સાથે અહિં આવ્યો. સભાસહ રાજાએ **વીરસેન**ના પરાક્રમનો ચમત્કાર સાંભળી તેની તારીફ કરી તેને પોતાને ઘેર રવાના કર્યો રાજકન્યાએ પોતાના ખજીનામાંથી **સુરપુત્ર**ને ચંદન વગેરે શીતોપચાર, હાર, ગજરા, વગેરે ગુપ્ત રીતે મોકલી પોતાનો પ્રેમ દર્શિત કર્યો.

એક દિવસે **ચંદ્રશ્રી** કન્યા ગૃહોપવનની અંદર રમતી હતી તેવામાં, **અશોક** **શેખર** નામના બે વિદ્યાધરોએ તેણીને જોઇ પછી શેખર વિદ્યાધર કાંઈ કામ પ્રસંગે ત્યાંથી નીકળી ગયો ત્યારે **અશોક**ના મનમાં **ચંદ્રશ્રી**ના પાણિગ્રહણના વીચારો છુટવા લાગ્યા પોતાની વિદ્યાબળે કરી તે કન્યા **વીરસેન** ઉપર આશક્ત થઇ છે એમ સમજી વીમાનમાંથી ઉતરી **અશોક** વિદ્યાધરે તેણીને ઉચકી લઇ ગયો. ત્યારે સેવક જનોએ મોટો બુમાટો કર્યો, નગરવાસી લોક આંખો કરી જુએ છે, એટલામાં વિમાન અદૃશ્ય થયું.

" છોકરીને લઇ ગયા, જલદી રક્ષણ કર, રક્ષણ કર," એવું બોલતી બોલતી રાજા પાસે જઈ વિજયવંતીએ સર્વ હકીકત કહી રાણીનું બોલવું સાંભળી રાજા મૂર્છાથી બેશુદ્ધ થઇ, કન્યાના દુઃખથી એકદમ ભૂમીપર પડયો **ચંદ્રશ્રી**ના વીરહથી રાજાના સર્વાંગ ગાત્રો ઢીલા પડી ગયા, અને આંખના પોપચાં મીચાઈ ગયાં. ઘણા વખત પછી રાજા શુદ્ધિપર આવી વીલાપ કરવા લાગ્યો. હાય, હાય, હે પુત્રિ, હે **શૃંગાર સુંદરી**, તું કેવી રીતે મારી નજરે પડશે ? સર્વ કળાથી યુકત, સર્વ દિશાને શુશોભિત કરનાર, અમૃત રૂપ **ચંદ્રશ્રી**ને, રાહુ રૂપ કયા દુષ્ટે આચ્છાદિત કરી હશે રાણી પણ કહેવા લાગી, " વત્સ, **ચંદ્રશ્રી**, હે ગુણસુંદરી તારા વગર હું કોને જોઉં કોને સંભાળુ ? અને કોને આલિંગન આપું ? તારૂ હસવું, તારૂં બોલવું, રમવુ ચાલવું વગેરે યાદ આવે મારૂ હૃદય ફાટી નથી જાતું એ કેવું આશ્ચર્ય છે ?

પછી પ્રજ્ઞાકરે, રાજા તથા રાણીને, ઘણી રીતે સમજાવ્યાં ત્યારે, લોકોના આગ્રહથી ભોજન કરી રાજા સ્વસ્થ બેઠો પછી **ચંદ્રશ્રી**ની સખી લિલાશ્રીએ **ચંદ્રશ્રી** અને **વીરસેન**ની પૂર્વે કહ્યા પ્રમાણે અંરસ પરસ જડેલી પ્રીતિ, વીશેની હકીકત રાણીને કહી. કન્યાના પ્રિય વીયોગના દુઃખથી રાણીને બહુ ખોટું લાગ્યું, અને બોલી કે " ખરેખર અનિષ્ટજનોની સંગતીના દુઃખમાં, મારી પુત્રી પડી."

**અનિષ્ટજનોની** માત્ર સંગતિ પણ, સહન નથી કરી શકાતી, એના કરતાં મૃત્યુ સારૂ અગર સળગાવેલી ચીતામાં પડતું મૂકવું સારૂં.

હે વત્સ **ચંદ્રશ્રી**, તને કુમારનેજ આપવી એવો ફકત મારો નિશ્ચય નહોતો પરંતુ ત્હારા પિતાનો પણ તેજ નિશ્ચય હતો. હે વત્સ,

થોડું પુણ્ય કરનાર લોકના મનોરથ શી રીતે પુર્ણ થાય ? આ પ્રમાણે બો તે રાજપ્રિયા મોટેથી રૂદન કરવા લાગી ચંદ્રશ્રીની ઈચ્છા ન છતાં તેણીને જબ જસ્તીથી વિદ્યાધર નસાડી લેઇ ગયો એ વાત વીરસેનના કાને ગઇ, વિરહાગ્નિ તૃપ્ત થએલો છતાં, મુળથીજ ગંભીર મનનો અને મોટા પરાક્રમી વીરસેન કુમા મનની અંદર વિચાર કર્યો કે, “ જો ચંદ્રશ્રી જીવતી હોય, અને તે જંબુદ્વીપ રહેતી હશે, તો અશકય એવે સ્થળે પણ જઈ હું તેને ખાત્રીથી અહિં લઇ આવી આ જગની અંદર કયો કામાતુર પુરૂષ યુકત અયુકતનો વિચાર કરવા બેસે છે માબાપના પેટે જો હું પુરૂષ જન્મ્યો હોઇશ તો ગમે તે રીતે વીદ્યાધરને જીતી ચંદ્રશ્રીને અંહિ લેઈ આવીશ તે કુલીન સ્ત્રીનું મન મારાપર આસકત થએલું અને તે પ્રાણ જતાં પણ પરપુરૂષને પસંદ કરશે નહિ, એમ મારી ખાત્રી છે.” એવો નિશ્ચય કરી વીરસેન શહેરની બહાર નીકળ્યો. મિત્રમંડળ કામની અં આડા આવશે એમ સમજી કોઇને પણ તે વાત જાણવા દીધી નહિ ચારે દિશા શુકન જોઇ દક્ષિણ દિશામાં શુભ શુકન આવ્યાથી તે સુરપુત્ર તે દિશામાં ચાલત થયો ભૂપૃષ્ટ ઓળંગીને તે ગયો, તો પણ રસ્તામાં તેને કોઇપણ પ્રકારનો થાક લાગતાં રસ્તામાં તેનો ઉત્સાહ ઉલટો વધતો ગયો, અને ઝપાટાથી રસ્તો કાપ લાગ્યો ધૈર્યવાન પુરૂષના મનમાં સાગર એક ખાબોચીયા જેવો છે મોટો પર્વત ટેક સમાન છે, અને પૃથ્વિએ ગાયના પગની ખરી જેવી છે.

દરેક જગાએ, નદી તીરે, વનમાં, પર્વતની ગુફામાં ચંદ્રશ્રીનો શોધ કરતો સાહસી વીરસેન એક મોટા અરણ્યની અંદર ગયો. તે જંગલમાં ફરતાં ફરતાં ષિત થવાથી, પાણીનો તપાસ કરતો, સારસ પક્ષીના શબ્દ ઉપરથી, પ્રથમ જોએલ એવા એક સરોવર તરફ ગયો. ત્યાં મનમાનતી જલ ક્રિડા કરી નિર્મલ જલ પીધુ તેના પ્રાણને ફળની આહુતી આપી, તે કાંઠા ઉપર આવી ઉભો રહ્યો, ત્યાં સરોવરન મધ્ય ભાગે, મોટો બેટ જોયો. અને તેની અંદર એક મહેલ નજરે પડયો, તેમાંથ કર્ણને મધુર એવા ગાયનનો અવાજ કાને પડતો હતો. આનો માલીક કોણ ગાયન શાનું ચાલે છે? એ જાણવા સારૂ તે અતિ આતુર થઈ ત્યાં જવાનો ઉપાય શોધવા લાગ્યો. સરોવરના કીનારાના છેડા અગાડી તે આવે છે એટલામાં એક વન ગજ (જંગલનો હાથી) પાણી પીવા સારૂ ત્યાં આવ્યો તેને જોઇ કુમારે મનમ વિચાર કર્યો કે; “ આના ઉપર બેસી સરોવરનો કેટલોક ભાગ પસાર કરવો, પછી બે હાથે તરી સહેજ રીતે બેટની અંદર જતાં ફાવશે.” આવો વિચાર કરી,હાથીને તરત વશ કરી, એના ઉપર ચઢી, જવાને અતિશય કઠણ એવા સરોવરના મધ્ય ભાગે ગયો. ત્યાં પગની એડીયો મારી હાથીને પછાડી ફેરવ્યો અને આગળ, ઉંચે ળી તરત બેટની અંદર જઈ પડયો.

રાજમહેલની આગળ ચોકમાં, વિદ્યાધર સ્ત્રીઓનો સમૂહ દેવ સેવામાં તથા માં જ નાહવા નિમગ્ન થએલો જોઇ, તે રાજમહેલમાં પેઠો, અને સુવર્ણમય સોળમા નાથ છે, માતાંતીનાથને પ્રણામ કર્યો. મેરૂસંગ સરખો ઉંચો રાજ મહેલ, તે જોએ

છે એટલામાં, બે ચારણ રૂષિ પુષ્કર વિમાનમાંથી તે ઠેકાણે ઉતર્યા. શાંતિનાથ જીનેશ્વરને ત્રણ ફેરા ફરી, અને વંદન કરી, અશોક ઝાડના મુળ આગળ તે બે જણા બેઠા પછી કુમારે તે બે મહા મુનીને મોટા પ્રેમથી નમન કર્યા પછી, મુનીએ તેને ધર્મ આશીર્વાદ આપ્યો, અને ધર્મની વાતો કહેવાની શરૂવાત કરી.

કુમારે તે બે મહર્ષીને પ્રશ્ન કર્યો કે, "મહારાજ, આ મંદીર અને ગોળાકાર, મોટું સરોવર કોણે કરાવ્યું છે તે મને કહો. તે બન્ને મુનીને કુમારે આવો પ્રશ્ન કર્યાથી તે બેમાંથી વૃદ્ધ મુનીએ તેને ટુંકામાં હકિકત કહી.

હે સુજ્ઞ શ્રાવક, આ પરમ આનંદ આપનારી મંદીરની ઊત્પત્તીની કથા હું તને કહું છું, તે તું હવે એક ચિત્તથી શ્રવણ કર. આ ભૂમિતળ ઉપર જીનેશ્વરની વાણી પ્રમાણે; બહુ પ્રાણિયોના વિચારથી પણ જાણવાને અશક્ય એવું વિંધ્યા નામનું મોટું જંગલ છે. જે અરણ્યમાં ઝાડો, મુની પ્રમાણે હમેશાં ટાઢ તડકો સહન કરી, પોતાની છાયા, સુમનથી, રમણીય થઈ ત્યાં વનવાશી થઈ રહ્યા છે. ત્યાં કોઈ એક વડના ઝાડ ઉપર, ઘણા પોપટ, સ્ત્રીયો, પુત્ર, પૌત્ર ઇત્યાદી સહ સુખથી રહે છે. તે દીવસે જંગલની અંદર ફરી, પોતાને મનગમતો ખોરાક ખાય છે, અને સાંજ પડી એટલે તે ઝાડ ઉપર આવી ત્યાં સંતાઇ રહે છે. તે પોપટની અંદર વૃદ્ધાવસ્થાથી જીર્ણ થએલ, અને બહુ ગુણોથી સુશોભિત એવો એક પોપટ પોતાની સ્ત્રી સહ રહેતો હતો, તેને બે પુત્ર હતા, તે રાજશુક એટલે રાજકુળની અંદર શોભે એવા પોપટ હતા. કારણ તેમના ગાત્રો કોમળ, ચાંચ મૃદુ અને પાંખો સુક્ષ્મ અને નીલવર્ણની હતી. કોઈ એક દિવસે તેમના માબાપ દુર ગયેલા હશે; એવામાં તે બંન્ને પોપટ પાસેના એક ભીલના ડાંગરના ખેતરમાં ગયા કે તે ભીલે તેઓને જાળ નાંખીને ઝાલી લીધાં, અને સુલક્ષણના જાણી તે બંન્ને પોપટને પીંજરાની અંદર નાખ્યા. ત્યાં એક ભદ્ર નામક મોટો વેપારી ગયો તેણે તે પોપટ ગુણવાન જાણી ભીલ પાસેથી, વેચાતા લીધા. તે ભદ્ર અતિશય કૌતકથી તેમને જે જે શીખવાડે તે તે જાણે પ્રથમથીજ પાઠ કર્યું હોય તે પ્રમાણે તેઓ બોલી દેખાડે. તે મનમાનિતા પોપટનું પુત્ર પ્રમાણે પાલણ પોષણ કરતો જલદીથી રત્નપુર નગરની અંદર આવી પહોંચ્યો ત્યાં મહાપ્રતાપી રત્નશેખર નામનો રાજા હતો અને ગુણ રત્નોથી સુશોભિત એવી રત્નવતી નામની તેને રાણી હતી. ભદ્રે તે રાજાને અપૂર્વ વસ્તુઓ આપી, સુખી કર્યો હતો. તેથી તે વાણીઓ જે જણશો વેચે અગર ખરીદ કરે તેના ઉપરની જકાત માફ કરી હતી. એક દીવસે રાજાએ કાંઈ કામ પ્રસંગે પોતાના માણસને ભદ્રને ઘેર મોકલેલો, ત્યાં તે રાજ પુરૂષે તે બે પોપટને દીઠા. પોપટ સ્પષ્ટ, બોલે છે એવું જોઈ રાજા પાસે તે હકીકત કહી ત્યારે રાજાએ ભદ્રને બોલાવી મોટા માનથી તેની પાસે તે પોપટની માગણી કરી.

ભદ્રે કહ્યું રાજેંદ્ર તારા વચનોનું અપમાન મારાથી કોઈ દિવસ થશે નહિ, અને આ બે પોપટ મને તો પ્રાણ કરતાં પણ વધારે છે.

આ પ્રમાણે (એક તરફ કુવો, અને બીજી તરફ વાવ) સંકટ આવ્યાથી ભદ્રે નાહનો

પોપટ મંગાવી રાજાને સ્વાધિન કર્યો. પોપટે આવ્યા પછી જયજય શબ્દ ઉચ્ચાર્યો, અને ષટ્પદ વગેરે શ્લોકો (રચેલી કવિતાઓ) બોલી દેખાડયાં. પછી રાજાએ તેને કુશળ સમાચાર પુછતાં પોપટ બોલ્યો; "હે રાજન્, ભદ્રનું ચિંતન કરૂં છું, તો પછી મને અભદ્ર (અકુશળ ક્યાંથી હોય)?"

રાજા બોલ્યો આ શુકરાજ, બીજા પોપટ પ્રમાણે, અવજ્ઞાને પાત્ર નથી માટે હે સેવકો, આનું લાલન પાલન કરવા માટે આને રાણીને સ્વાધિન કરો.

સંતોષ પામેલા રાજાએ ભદ્રને વસ્ત્રાદિ શીરપાવો આપી, તેનો સત્કાર કર્યો. ભદ્ર પોપટના વિયોગથી દુઃખીત થતો પોતાને ઘેર નીકળી ગયો. પછી રત્નવતી રાણી પોપટને ઘણી મહેનતથી હજારો સુભાષિત શીખવી પુત્રવત્ તેનું પાલન કરવા લાગી, રાજા રાણીના કરકમલ રૂપ પીંજરામાં બેશી, અનેક રીતની લીલા કરતાં કરતાં, પોપટનું એક વર્ષ ઝપાટાથી પસાર થયું. પછી કલ્યાણ કમળનો સુર્ય અને જેનો શિષ્ય પરિવાર ઘણો મોટો હતો એવો મોહમુલ્લક નામનો ગુરૂ ત્યાં ગયો. સ્ત્રિયો ઇતર પરિવાર, નગરના લોક વગેરેને સાથે લઇ તે રાજા ગુરૂને વંદન કરવાના હેતુથી જતો હતો તેવામાં પોપટ બોલ્યો.

પોપટે કહ્યું રાજેંદ્ર, તમારી સાથે હું પણ આવું છું. દર્શનીય વસ્તુ જોઈ હું પણ મારી આંખનું સાર્થક કરી લઇશ.

ઠીક છે, ચાલ એમ રાજાએ આજ્ઞા આપ્યાથી પોપટ પણ હાથીપર બેશી રસ્તાની અંદર રાજા સાથે ધર્મની વાતો કરતો કરતો ચાલ્યો રાજાએ પરિવારસહ મોહમલ્લગુરૂને નમન કરી, તેની પાસેથી આશીર્વાદ લીધો. અને પોપટને ખોળામાં લઈ નીચે બેઠો. તે જ્ઞાનિ શ્રેષ્ટ પોપટ, મુનીને નમસ્કાર કરી આગળ કહ્યા પ્રમાણે તેની સાથે બોલવા લાગ્યો, ત્યારે સર્વના નેત્ર કમળો કૌતુકથી પ્રફુલ્લીત થઈ પોપટ શું બોલે છે તે તરફ લાગી રહ્યા.

પોપટે કહ્યું, હે ભગવાન, આ જન્મમાં મને પક્ષીનો જન્મ મલ્યો છે, આ મારા પૂર્વે કરેલા દુષ્કૃત કર્મોનું ફળ છે એમ હું સમજુ છું, તો એ દુષ્કૃત જેના યોગે નાશ પામે એવો ધર્મ મને શીખવો. હે મુનિ શ્રેષ્ટ, આ પોપટના જન્મથી હું કટાળ્યો છું.

પછી મુનીએ ગંભીરવાણીથી સંસાર સમુદ્રની અંદર હોડી રૂપ એવો ધર્મ પોપટ અને સભાસદોને કહ્યો "જીવ પોતાના કર્માનુસાર આ સંસાર સાગરના ચાર પ્રકારના માર્ગમાં હજારો વખત ભ્રમણ કરે છે. નાનીયોનિ રૂપ વૃક્ષોથી વ્યાપ્ત, અત્રે આ ભયંકર અરણ્યની અંદર ચંચલ સ્વભાવનો જીવ વાંદરા પ્રમાણે ફરે છે. એક ઇંદ્રિય વગેરે પ્રાણિયોની અંદર ઘણી વખત ફરી ફરી તું હવે પંચેન્દ્રિય વિશિષ્ટ પક્ષી યોનીમાં દુઃખ ભોગવે છે. જૈન ધર્મના નિશ્ચયથી તું ફકત પક્ષી જન્મમાંથી

છુટીશ એટલુંજ નહિ, પણ એકંદર સંસારમાંથી તું મુક્ત થઇશ. હે પોપટ, આરૂંજ નાહારની અંદર પડેલા પ્રાણિને મોક્ષના તીરે પોંહચવા સારૂ જીનધર્મ એ ઝાડ છે. મારા આ જગતની અંદર કલ્પ દ્રુમ વગેરે એવી એકે વસ્તુ નથી કે જે

જીન ધર્મમાં લીન થએલા જીવને પ્રાપ્ત થયા વગર રહે. જેને જીન ધર્મ હસ્તમાં અવલંબન સરખો (હાથમાંની લાકડી સરખો ) થાય છે, તે નરકરૂપ ઘોર અંધકારની અંદર કેવી રીતે પડી શકશે ? તેથી હે શુકરાજા, તું પોપટના જન્મથી ખરેખર કંટાળેલો હોવાથી, જીનેંદ્રે કહેલા ધર્મનો મોટા મનથી આદર કર, પાછો તે ધર્મ યતિ અને શ્રાવક આ ભેદે કરી બે પ્રકારનો, ક્ષમા આદિ કરીને દસ પ્રકારનો મુખ્ય, અને બાર વ્રતનો બીજો. આ બન્ને પ્રકારના ધર્મોનું મૂળ બીજ શંકાદિ દૂષણોથી રહિત અને શુદ્ધ આત્મ ભાવરૂપ સમ્યકત્વ એજ છે." આ પ્રમાણે ગુરૂએ તે સભામાં સાધુ શ્રાવક ભેદથી જીન નિર્દિષ્ટ ધર્મ વિસ્તારથી કહી સંભળાવ્યો. તે સાંભળી સભામાં બેઠેલા ભૂપ આદિ સર્વ લોકપર અને તે પોપટપર તે જીન ધર્મના પરિણામની અસર થઈ. તે એટલે સુધી કે પોપટને ઠેકાણે સમ્યકત્વ બોલવું થયું. પછી પોપટ આગળ જઈ ગુરૂને નમન કરી વીનવવા લાગ્યો.

"ભગવન્, સંસારમાં રહેવા સંબંધી મનની અંદર તિરસ્કાર થયો, તમારા આધિન થયા છતાં પણ જીન ધર્મ કેવી રીતે સિદ્ધ થશે ? પછી રાજાની આજ્ઞા લેઈ, પ્રથમ પોપટે ગુરૂ મુખમાંથી નવકાર માહામંત્ર ગ્રહણ કર્યો.

પોપટ બોલ્યો ભગવન્ જેવો હું પીંજરામાંથી છુટયો, તેવોજ આપના ઉપદેશથી સંસારરૂપ પીંજરામાંથી મુક્ત થઇશ.

પછી ઘણા આનંદથી ગુરૂને નમન કરી અને રાજાની આજ્ઞા લઈ સર્વ લોક એક નજરે જુએ છે એટલામાં તે પોપટ ગગન માર્ગે ઉડી ગયો.

હે **વીરસેન**, તે પોપટ પ્રદેશની આજુબાજુ રહી, કહેલો દ્વાદશ વ્રતી ગૃહસ્થ ધર્મ પાળતો થયો. ધર્મ જ્ઞાનવડે કરીને, પ્રાપ્ત થએલા ગુણોથી તેને સર્વ પક્ષીઓના શબ્દનું ઉત્તમ જ્ઞાન થયું અને ઉત્તમ રીતે બોલવાની શક્તિ પ્રાપ્ત થઇ.

આણી તરફ ભદ્ર પાસે જે પોપટ પીંજરામાં રહ્યો હતો, તેને દૈવયોગથી બીલાડીએ મારી નાખ્યો. એ મરી ગયા પછી નશીબના યોગે કરી તે જંગલની અંદર **શ્યેન** પક્ષી થયો, અને પક્ષીઓનો સંહાર કરી ક્રમે કરી મોટો થયો. એક દિવસે તે **શ્યેન** પક્ષી, ભુખથી વ્યાપ્ત થએલો હોવાથી તે જંગલની અંદર ભ્રમણ કરતાં પેલો મોટો પોપટ જોયો, જલદી દોડી તેણે પેલા શ્રેષ્ઠ પોપટને પકડયો, ત્યારે જીનને નમસ્કાર એમ બોલી **શ્યેન** પક્ષીની ભાષામાં તે પોપટે તેને કહ્યું કે "હે **શ્યેન** પક્ષી, તું ભુખ્યો છે તોપણ, ન ખાવાનું વ્રત ધારણ કર, હું તારી પાસેથી સર્વ પ્રાણિઓપર દયા કરાવું છું ત્યાંસુધી જરા થોભ." તેનું કહેવું સાંભળી **શ્યેન** મનમાં વિસ્મિત થયો, અને ત્યાંથી જરા દૂર ખશી જઇ પોપટ તરફ નજર કરી ઉભો રહ્યો.

પોપટે કહ્યું, હે મહા **શ્યેન** પક્ષી, મને આજે એટલુંજ દુઃખ લાગે છે કે, મારા મોટાભાઇને જીન ધર્મ થયો નહિ. વિંધ્યારણ્યની અંદર એક વડના ઝાડપર અમે બે પોપટોએ એકજ માતાના પેટે પુત્રરૂપે જન્મ લીધો. શાલીક્ષેત્રની અંદર અમને બેને ભીલે પકડીને ભદ્રને સ્વાધિન કર્યા. ભદ્રે મને રત્નશેખર રાજાને સ્વા-

ધિન કર્યો, અને તેણે મારા ભાઈને કયાં આપી દીધો એ ખબર નથી. એકજ માતાના પેટે અમોએ જન્મ લીધો તોપણ જન્મમાંના શુભાશુભ કર્માનુબંધ ઘણુ કરી તેનો તથા મારો જુદોજ થયો. આવું તેનું ભાષણ સાંભળી શ્યેન મુર્છિત થયો, અને સાવધ થયા પછી તેને જાતિ સ્મરણ થઇ પોપટને તેણે કહ્યું.

**શ્યેન** બોલ્યો અરે બાંધવ, પૂર્વે તારો જે મોટો ભાઈ થયો હતો તે હુંજ મને બીલાડીએ મારી નાંખ્યો, હવે હું આ વનમાં **શ્યેન** પક્ષી થયો છું.

પછી પોપટે તેની પાસે ધર્મનું નીરૂપણ કર્યું, **શ્યેને** પણ તેના ભાષણો એકાગ્ર ચિત્તથી સાંભળી લીધા.

" જે પ્રાણિઓને મારીને માંસ ભક્ષણ કરે છે, તેને લેશ માત્ર સુખ થાય છે, " પરંતુ પર્વત તુલ્ય દુઃખ પ્રાપ્ત થાય છે."

" એકને ક્ષણવાર સુધી આનંદ થાય છે, પણ બીજાના જન્મનો નાશ થાય " છે, તો ક્ષણીક આનંદને સારૂ પ્રાણિઓની હિંસા કેમ કરવી ? "

" જેને માંસ ખાવાની ઈચ્છા થઇ તેઓ બીચારા પરલોકના સુખથી ખચીત " મુક્ત થયા, અને તેમનો જન્મપણ નિષ્ફળ સમજવો."

" આ જગમાં, ક્ષણીક શરીર સુખ વાસ્તે, જે બીજા જીવને મારે છે તે શું " જગમાં કાયમ રહેશે ? "

**સ્યેને** કહ્યું મેં આજથી માંસ ભક્ષણ છોડી દીધું, હે ભાઇ મને હજુ વધારે ધર્મના અક્ષરો સંભળાવ.

પછી ગુરૂએ જેવો આદર પૂર્વક ધર્મ કહ્યો હતો, તેવોજ સમ્યકત્વથી અલંકૃત ધર્મ સ્યેનને કહી સંભળાવ્યો. ત્યારે જીન નિર્દિષ્ટ ધર્મ, આદરથી શ્રવણ કરી વીશુદ્ધ ચિત્તવાળા સ્યેને સિદ્ધ એવો જે ધર્મ તેનો ભકિત પૂર્વક સ્વિકાર કર્યો.

પછી શુદ્ધ ચિત્ત થએલ શુક, અને **સ્યેને**, ધર્મનું પાલન કરી અનશન વ્રત લઇ છેવટે બન્ને દેવરૂપને પામ્યા. સાગરાપુષ્ક સૌધર્મને ઠેકાણે રાશિ શેખર વીમાનમાં એકજ વખતે તે બન્ને જણા સરખા આયુષ્યથી દેવ થયા. ત્યારે સમાધી યોગથી, પુર્વ જન્મ પુણ્યને કારણ થયો એમ સમજી તે બે જણા જે સ્થળે, શુક તથા સ્યેનના શરીર હતા ત્યાં ગયા, ત્યાં તે શુક તથા સ્યેનને દેવો તરફથી સંસ્કાર કરાવી, તે બન્નેએ ઉત્તર કાળમાં કલ્યાણ કરવાની ઈચ્છાથી, પરસ્પર એવો વિચાર કર્યો કે, કર્મથી પરતંત્ર એવા સંસારવાસિ જીવને આ દયામય જીનોકત ધર્મ દુર્લભ છે. સ્વર્ગમાંથી ચ્યુત થએલા એવા અમને જે ઉપાય થી બોધિત સમાગમ થાય એવો ઉપાય અહિં જાતિ સ્મરણ સારૂં કરી મુકવો, જે કર્યાથી આપણ બન્નેને જાતિ સ્મરણ થશે. અને કલ્યાણનો રસ્તો દેખાડવાથી લોકોપર ઉપકાર પણ થશે. આપણને તથા બીજાને ઉપકાર કરનાર, અન્ય જન્મમાં બોધિત સંગતી કરી આપનાર, અને સંપૂર્ણ દુઃખનો નાશ કરનાર એવું જીનેંદ્ર મંદિર આપણે બાંધીએ.

એવો વિચાર કરી તે બન્નેએ સુવર્ણ રત્ન મણિ ખચિત શ્રી શાંતિનાથનું મંદિર તૈયાર કર્યું. સંસાર સાગર તરી જવાને હોડીરૂપ એવો જે શ્રી શાંતિનાથ દેવ તે અહિં તે બન્નેએજ સ્થાપન કર્યો. દુષ્ટ લોકોથી રક્ષણ થવાના હેતુથી આજુ બાજુ સરોવર કર્યું છે, અને તરનારાઓને પણ અટકાવ થાય એવા હેતુથી પાણીનો ભમરો કર્યો છે. આ પ્રમાણે કરી તે સ્વર્ગમાં ગયા અને બન્ને જણા દેવરૂપ ધર્મ પરાયણ થઈ દિવ્ય સુખનો ઉપભોગ લેતા કાળ ક્રમણ કરવા લાગ્યા. ત્યાંથી નીકળી વૈતાઢય દેશમાં શ્રેષ્ટ એવા સિદ્ધાર્થ નગરમાં અમિતવીર્ય અને શીલવતી એમના પેટે પુત્ર રૂપે ઉત્પન્ન થયા. સાથે સાંપડેલા તે બંને છોકરાનાં નામ યોગ્ય વખતે માબાપે અકલંક અને અમલ પાડયા.

સર્વ વિદ્યા સંપાદન કરી તે તરૂણ અવસ્થામાં આવતાં સ્ત્રી પરીગ્રહ (વીવાહ) કરી મરજી પ્રમાણે વિહાર કરવા લાગ્યા. નાનપણાથીજ આ બન્નેએ ધર્મઘોષ ગુરૂના મુખમાંથી ભવસાગરમાં નૌકારૂપ એવો ધર્મ ગ્રહણ કર્યો હતો. મુળથીજ પાપ તરફ પ્રવૃતિ નહો, એવા તે બન્ને જણા પ્રમાદ રહિત, પુર્વ જન્મમાં સંબંધ થએલા સ્નેહવડે સુખમાં રહેવા લાગ્યા. એક દિવસે સુવર્ણમય જીન શ્રેણીને વંદન કરવા સારૂ ગયા હતા ત્યાં તેમણે વિમાનગણોસહ સૌધર્મેંદ્ર (સુધર્માધિપતિ ઈંદ્ર) આવે છે એમ જોયું. તે પ્રથમથીજ આવેલા હોવાથી જીનપૂજા કરતા થયા, તેમને જોઈને ઈંદ્રે હર્ષથી ઈંદ્રાણીને કહ્યું.

ઈંદ્ર–દેવી, તારી આગળ દેવ સેવામાં લીન થએલ જે બે જણા દેખાય છે, તે આ સૌધર્મવાસી શ્યેનકીરાંક દેવ છે.

પછી ઈંદ્રે વંદન કરી તે બે જણને કહ્યું કે: "હેસ્યેનકીરાંક, તમે કુશળ છો ને?" દેવ જન્મના નામો યાદ નહોવાથી તે બે જણાએ ઈંદ્રને કહ્યું "હે ઈંદ્ર તમારી કૃપાથી અમે હમેશા કુશળ છીએ. હે દેવેંદ્ર તને અમારા નામો ખબર છતાં બીજાજ નામથી અમને કેમ બોલાવે છે? આ વિદ્યાધરના તરફના અમારા નામો નથી."

ઈંદ્રે કહ્યું પહેલા સ્વર્ગમાં તમો જે નામથી પ્રસિદ્ધ હતા, તેજ નામથી મેં તમને હાંક મારી "આ શી રીતે થયું?" એમ તેમના પુછવા ઉપરથી ઈંદ્રે કીર- જન્મના આરંભથી સુવર્ણ રચિત જીનશ્રેણીને વંદન કરવા ગયા ત્યાં સુધીનું ચરિત્ર કહ્યું.

પૂર્વ જન્મ શ્રવણ કરતાં હતાં, તેવામાં તેને જાતની સ્મૃતિ થઇ અને તેમનું મન પોતાનું મંદીર જોવાના હેતુથી આતુર થયું. પછી જીન પુજા કરી ઈંદ્ર બોલ્યો; "વિદ્યાધર કુમારો ચાલો આપણે તમારા મંદિરમાં જઈએ." "ઠીક છે" એમ બોલ્યા પછી શક્રવિદ્યાધરાદિ સર્વ જણા પોતાના વિમાનગણોથી સર્વ દીશામાં થઈ ત્યાં ગયા ત્યાં આવ્યા પછી મોટા સમારંભથી અષ્ટાહ્નિકા મહોત્સવ કરીને પછી દેવરાજે પોતે તે બન્નેની સ્તુતિ કરી.

તમને બન્નેને ધન્ય છે, તેમ તમારૂં સુરત્વ પણ સફળ છે, કે જેઓએ મળી આવું જૈનમંદિર કરાવ્યું.!

આ જગત્માં જે ચપળ લક્ષ્મીને સંપાદન કરી, આવા પ્રકારના ઉપયોગથી અખંડ પુણ્યે સંપાદન કરી લે છે તેજ બુદ્ધિવંત છે. ધનીકોની સંખ્યા કોના જાણમાં આવશે? (કોઈના પણ નહી) પણ જેઓએ લક્ષ્મીને ફલાવ્યા એવા આ ભૂવનની અંદર બે ત્રણજ હશે. સંગમ વખતે અલ્પ સુખ આપનારી, પરંતુ ક્ષણ માત્રમાં ચંચલ થનારી એવી વેશ્યા, અને તેજ પ્રમાણે સંપત્તિ, એમાં વિદ્વાન લોક સ્થિર આશા રાખતા નથી.

એમ સમજી જેમણે યથાશક્તિ ધર્મ સારૂ ઉદ્યોગ કર્યો નથી, તેમનું શરીર અને લક્ષ્મી વગેરે મેળવેલું સર્વ નિરર્થક છે.

એમ બોલી ઇંદ્રે આ મંદિર અને સરોવર એ બન્નેના નામો તે બંન્નેના નામ ઉપરથી અનુક્રમે અકલંક અને અમલ પાડયા. (એટલે અકલંક મંદિર અને અમલ સરોવર).

આ પ્રમાણે નામો પાડી ઇંદ્ર ગયા પછી વિદ્યાધર પુત્ર પોતાના નગરમાં જઈ ધર્મ કૃત્યના આચરણ કરવા લાગ્યા. એક દિવસે તે બારણાની અંદર બેઠા એવામાં શરદ્ ઋતુકાળનો મેઘ આકાશમાં પ્રસરી, તરતજ વીખરી જતો તેમણે જોયો. તે મેઘ જોયો ન જોયો એટલામાં નહિ જેવો થઇ ગયો એમ જોઇ અકલંક વિદ્યાધર બોલ્યો; "જુઓ આ મેઘ, આખા આકાશમાં ફેલાયો હતો અને ક્ષણ વારમાં કેવો જતો રહ્યો?

આ ડાહ્યા લોકોને પદાર્થનું અસ્તિત્વ કેવું છે, એ દેખાડી, મોહ ન કરવાનો પ્રત્યક્ષ દાખલો આપે છે. કાળદંડ માથાપર છતાં, સંસારમાં લક્ષ્મી, વિષય એમની મોહકારક આશા કેમ રાખવી? ચંચળ લક્ષ્મીને ઠેકાણે સ્થિર આશા શા વાસ્તે રાખવી? જેનો પ્રકાશ માત્ર મોહનું કારણ છે. ગુણોના સમુદાયને બાળી નાખનારી, સ્નેહનો ક્ષય કરનારી, અને જેની પાછળ પુષ્કળ ઉપાધી એવી જે લક્ષ્મી, તે દીવાની જોત સરખી નથી. સંસારમાં બંધનકારક, અને ધર્મ વિઘ્નોને કારણભુત, એવા સ્વજનો વગેરે, જે પરમાર્થ દ્રષ્ટીએ જોતાં પારકાજ, તેમને ઠેકાણે મોહ શા કામનો? જો રોગ પીડીત, અને દીન થયેલો જીવ મરતી વખતે સ્વજનો તેની પાછળ જતાં નથી, તો તેમનું સ્વજનત્વ શા કામનું?

આ પુષ્કળ દુઃખના તુચ્છ વિષયો સુખોની અંદર જો ઇષ્ઠ વિયોગાદી દુઃખો કોઇ પણ દિવસે પ્રાપ્ત ન થાય તો તેમાં પણ લીન થઇ જવાશે. સ્વર્ગ સુખના અનુભવથી જો જીવને સંતોષ નથી થતો તો આ ભીખારી સુખથી શાનો સંતોષ થવાનો છે? તેથી જેણે સુર અસુરોને જીત્યા છે, એવો મૃત્યુ જ્યાં સુધી આવી પહોંચ્યો નથી ત્યાં સુધીમાં આપણે બે જણા વૃત ધારણ કરી જન્મ સફળ કરી લઇએ.

અમલે કેહ્યું હા, એ, એવુંજ છે, આમાં કાંઇપણ ખોટું નથી. હે ભાઈ,

વડીલોની (પિતા વગેરે પોતાથી મોટા) આજ્ઞા લેઇ આપણે આ કામ જલદી કરીએ.

તે બન્ને ભાઇઓ માબાપની પરવાનગી લેઇ, આ 'અકલંક જીન' મંદિરમાં ધર્મઘોષ ગુરૂ પાસે ગયા. (વ્રત લીધું).

હે શ્રદ્ધાવાન લોકો, તેજ અમે આ બે મુનિ, હું શુક અને આ શ્યેન છે, આ અમારૂં ચરિત્ર ટુંકામાં મેં તને કહી સંભળાવ્યું."

વીરસેન બોલ્યો હે મુનિ, આ મોટી નવાઇની વાત છે કે ધર્મના બળવડે શુક અને શ્યેન પણ સ્વર્ગમાં ગયા.

સાધુ બોલ્યો ભાઇ, આમાં કાંઈજ નવાઈ નથી. આ જગતની અંદર આ ધર્મને અસાધ્ય એવી એક પણ ચીજ નથી. લોખંડ ઉપર 'સિદ્ધ રસના યોગે કરી જેવો પરિણામ થાય છે, તેવોજ આ જીન ધર્મ વડે સર્વ જીવપર પરિણામ થઇ કલ્યાણકારક થાય છે'

આ ધર્મના વિશેષ આચરણની વાત બાજુ ઉપર રહેવા દઇએ, પરંતુ આના ઉપર ફક્ત વિશ્વાસ રાખનાર માણસ પણ પાપમાંથી મુક્ત થાય છે. ચિત્તરત્ન ઇચ્છેલા પદાર્થોની પ્રાપ્તિ કરી આપે છે, આમાં કાંઇ વિશેષ નથી, કારણ ધર્મના યોગથી જ્યાં વિચાર પણ જતા નથી એવા અત્યંતિક કલ્યાણને સુખ પ્રાપ્ત થાય છે. તેથી હે મહતભાગી, સર્વ ગુણોથી યુક્ત એવું મનુષ્ત્વ તને પ્રાપ્ત થયું છે તો જીન ધર્મનો તું શારી રીતે સત્કાર કર.

આ પ્રમાણે-મુનીએ કહ્યા પછી મિથ્યાત્વતમનો નાશ થઇ વીરસેન ઉપર ફક્ત સમ્યકત્વનોજ પરિણામ થયો, અને તે બોલ્યો; "હે ભગવાન્ આ યતિ ધર્મનું આચરણ કરવાનું મારામાં સામર્થ્ય નથી, માટે હમણા ગૃહસ્થ ધર્મ આપવાની કૃપા કરો."

પછી મુનીએ નવકાર મહામંત્ર પૂર્વક કુમારને ગૃહસ્થ વ્રતો આપ્યાં અને કહ્યું "કુમાર શ્રેષ્ટ, આમંત્ર સર્વ કાર્ય કરનાર છે, જલ, અગ્નિ, શસ્ત્ર ઇત્યાદિનો અટકાવ એકપળની અંદર કરી શકે છે. તારા ઇચ્છિત અર્થો પ્રાપ્ત થશે, તું હમેશા સાવધ રહેજે આના વડે કરી મનુષ્યને દુઃખ થતું નથી, અને, આ જગત્માં એવી એક પણ વસ્તુ નથી, કે, જે આના વડે સાધ્ય થાય નહિ.'

વીરસેને કહ્યું માહારાજ, મારાપર મોટી કૃપા કરી. આ પ્રમાણે બોલી વીરસેન સરોવર તીરે ગયો, અને નવકારમન્ત્રના બળે કરી પાણીમાંનો ભ્રમર ઉલ્લંઘન કરી ચાલ્યો ગયો. જંગલની અંદર પણ સુદુર્લભ ધર્મરત્ન મને પ્રાપ્ત થયો એમ મનમાં વિચાર કરતો માર્ગ ક્રમણ કરવા લાગ્યો. અહિં મારૂં આવવું ક્યાંથી થાય? અરણ્યની અંદર જીનમંદિર ક્યાંથી? મેઘ ન છતાં વૃષ્ટિ થવી તેવો આ સાધુ સમાગમ ક્યાં? પુર્વ પુણ્યના યોગે કરી જેમ, આ સર્વ વાતો બની આવી તેવીજ રીતે ચંદ્રશ્રી પણ જરૂર મને મળશે. પછી જંગલ પસાર કરી કુમાર જલદી જતો હતો. જંગલના છેડા નજીક એક શહેર હતું ત્યાં સાંજે જઇ પહોંચ્યો. વીરસેન :

કરવાના હેતુથી શહેરમાં પ્રવેશ કરે છે તો પગની ફેંશે ભરી આવેલી છે, પાછા ફરી પછવાડે રડતાં છોકરાઓને કોઈએ પીઠ ઉપર, કોઈએ ખભા ઉપર લીધેલા છે એવી સ્થીતિમાં લોક ચિંતાથી ગભરાઈ ત્યાં આવતા તેની નજરે પડયાં. વીરસેને તેઓ તરફ નજર નાંખી, કિંચીત્ હાસ્ય વદનથી વિસ્મિત અંતઃકરણથી તે નાસનાર લોકોને 'શું છે? શું છે? એમ પુછયું'.

તેના દર્શનથી લોકોના મનની અંદર પુજ્યભાવ ઉત્પન્ન થવાથી તેઓ બોલ્યા "હે સુકુમાર, આગળ જઈશ નહિ, પાછલા પગે તરત પાછો ફર" કુમારે કહ્યું પાછા ફરવાનું કાંઈ કારણ નથી. કાંઈ પણ વધારે કરવાના હેતુથી હોંશ ધરી હું આગળજ જઈશ.

લોકો બોલ્યાં અરે, અંહિ રાત્ર ગાળી સવારે સુર્યોદય થયા પછી કામ સારૂ આગળ જવું હોય તો જજે.

કુમારે કહ્યું હે લોકો, તમે ડર રાખશો નહિ નિશ્ચિંતઃરહો તમને ભય કયાંથી ઉત્પન્ન થયું? કે જેથી તમે ગભરાઈ નાશી જાઓ છો અરે લોકો તમે તમારા છોકરાઓને તથા સ્ત્રીઓને રડતી છોડી પોતાના પ્રાણના બચાવ સારૂ નાસો છો તો પછી તમારૂં પુરૂષત્વ કયાં ગયું?

મરણ ધર્મી જીવને આગળ કોઈ વખતે મરણ છેજ, તો આવા પરોપકારના વખતે જો પુરૂષત્વ ઉપયોગમાં ન આવે તો પછી તેનું શું કામ છે? ખાયલા લોકોને ભયથી મુક્ત કરનાર પુરૂષને જો મૃત્યુ આવે તો તે મહોત્સવજ છે પરંતુ રક્ષણ ન કરનારનું જીવવું માત્ર મરણ સરખુંજ છે.

આ પ્રમાણે કુમારનું ધૈર્યભરેલું ભાષણ શ્રવણ કરી ઘણા લોકનો તેનાપર વિશ્વાસ બેઠો અને તેઓ તરતજ તેની આસપાસ એકઠાં થયાં જુવાન બાળકો વૃદ્ધ વગેરે સર્વ શહેરવાસી લોકો હે વીર અનાથી અમને બચાવ અમને બચાવ એમતે સુરપુત્રને કહેવા લાગ્યા.

વીરસેને કહ્યું હે લોકો તમે બીશો નહિ જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તમારા સામું પણ કોઇ જોઈ શકનાર નથી.

આણી તરફ એ વીરસેનની આસપાસ અનેક લોકો એકઠા થએલા છે, એમ જોઇ નગરનો રાજા પણ ઘોડાપર બેશી ત્યાં ગયો, ભયથી કંપનારો લોક સમૂહ આની આસપાસ વીંટાએલો રાજાએ જોયો વીરસેને પોતે મનની અંદર ન ગભરાતાં, નગરવાસીજનોને શાંત કરે છે, એમ જોઇ રાજા પણ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. સ્નેહ યુક્ત ભાષણોના પ્રવાહથી રાજાએ તેને પુછયું કે, "હે વીર તારૂં શરીર સારૂં છેને? તું કયાંથી આવ્યો?

વીરે કહ્યું હે ભૂપતિ, આજ તારા દર્શનથી મારૂં સર્વ કાંઇ કુશળ છે, હું નાશિકય નગરથી આવનાર એક મુસાફર છું. હે નરેશ્વર, આ વડના ઝાડના થડ આગળ બેશી તારા ભયની સર્વ હકીકત મને કહે રાજાએ "ઠીક છે" એમ કહ્યા

પછી રાજા, કુમાર અને નગરવાશી લોકો નીચે બેઠા, પછી રાજાએ ભયનું કારણ કહેવાની શરૂવાત કરી.

રાજા બોલ્યો હે વીર રાજેંદ્ર, આ નગરમાં પૂર્વે અત્યન્ત આશ્ચર્યકારક હકીકત બની છે તે હું ટુકામાં કહું છું, સાંભળ.

હે વીર, આ વીરપુરની અંદર પૂર્વે પ્રખ્યાત પરાક્રમી અને વિજીત શત્રુ એવો સમરસિંહ નામનો રાજા થઇ ગયો. શુદ્ધ કુળમાં ઉત્પન્ન થએલી, હારની લતા પ્રમાણે શોભનારી, અને પ્રિય એવી વિજયસેના નામની તેને રાણી હતી અને હું તેમનો વિશ્વસેન નામનો પુત્ર, તે હું વેલ પ્રમાણે મારા વંશનો નાશ કરવા સારૂ ઉત્પન્ન થયો કુમાર દશાને પ્રાપ્ત થયા પછી માબાપે મારી પાસેથી જુદી જુદી કળાનો અભ્યાસ કરાવ્યો. આવી સ્થીતિમાં અમે કાળ ક્રમણ કરતાં અમારા દિવસ સુખમાં ગયા હે વીર આ નગરની અંદર પોતાનો માનિતો, વેદોક્ત ધર્મની અંદર તત્પર, અને વેદ જાણનારો એવો મધુસુદન નામનો એક પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. તે પવિત્ર બ્રાહ્મણ સ્વર્ગગતિ સારૂં હમેશા વેદોકત વિધિએ પશુમેધનો યજ્ઞ કરતો હતો. તે શુદ્રનું અન્નસેવન કરતાં, ત્રણ વખત સ્નાન કરી, ભોગ વૈશ્વદેવ, સંધ્યા, પિતૃ યજ્ઞ, અને ગાયબ્રાહ્મણ એમનું પુજન નિરંતર યથાવિધિ પ્રમાણે કરતો. તેણે મારા માતપિતા, પરિવાર અને નગરવાશી લોકો પાસેથી વેદવિધીએ પોતાની દીક્ષા પ્રમાણે વર્તન કરાવ્યું સોમના પેટે ઉત્પન્ન થએલ તેનો પુત્ર અનિરૂદ્ધ એ પણ સર્વ શાસ્ત્ર ભણેલો, પિતૃભકત, અને વેદ જાણનારો હતો. આગળ આ છોકરો યોગ્ય થયો એમ જાણી નગરના લોકો અને રાજાએ સુની સમક્ષ મધુસૂદન બ્રાહ્મણે તેને પોતાના કામપર નીમ્યો. અને મધુસૂદન બ્રાહ્મણે સર્વ વેપાર અને સંસારના વિચાર છોડી દઈ સંન્યસ્ત ગ્રહણ કર્યું અનેક તીર્થોનાં દર્શન કરવાના હેતુથી તે શહેર માંથી નીકળી સર્વ પૃથિવપર ફરતો ફરતો કાશીમાં આવી પહોંચ્યો. ત્યાં તે મધુસૂદન બ્રાહ્મણ ગંગા તીરે ધ્યાનમાં બેશી, તેમાં નીમગ્ન થઈ ભિક્ષાન્ન સેવન કરી, પોતાના દિવસ ગાળતો હતો પૂર્વ કર્મના યોગે કરી, અત્યન્ત દુઃસહ, અને દુઃસાધ્ય એવો ક્ષયરોગ તેમે થયો. તેની માહા પીડાથી તે પીડાતો હતો તેવામાં તેના મનમાં વિચાર આવ્યો કે, “ મનુષ્ય જન્મ ધારણ કરી જે કાંઇ પ્રાપ્ત કરવાનું હતું તે મે કર્યું બ્રાહ્મણનો જન્મ મને મળ્યો, વેદાધ્યયન કર્યું, અનેક યજ્ઞો કર્યા, અને બ્રાહ્મણના આચાર પ્રમાણે વર્તન રાખ્યું, ઘણા લોકોનેસ્વધર્મ તત્પર કરી છોડયાં. શુદ્રાન્ન સેવન કર્યું નથી, અને દેવ, વિષ્ણું એમનું પૂજન કર્યું આપણને યોગ્ય એવો પુત્ર પણ થયો, કે જે ખરેખર પિંડ દાનાદિ ક્રિયાથી પ્રથમજ મને ઉર્ધ્વગતીએ પહોંચાડી દેશે સર્વ તીર્થોના સ્નાન કર્યા, સંન્યાસીનું વ્રત ધારણ કરી રહ્યો, અને કાશીક્ષેત્રની અંદર સુદુર્લભ ગંગાતીર પ્રાપ્ત થયું. ખરેખર આમાંના ફકત એકજ કર્મથી સ્વર્ગ હાથમાં આવ્યા સરખું છે પણ સ્વર્ગ માફક એવા પુષ્કળ કર્મો છે, તો પછી તે મારા હાથમાં નહિ આવે ? તો હવે કેવળ સ્વર્ગમાજ લઈ જનાર એવી આ ગંગામાં મારો દેહ અર્પણ કરી હું સુખથી સ્વર્ગમાં જઇશ.

હે વીર, આ પ્રમાણે/ગંગાની અંદર દેહ ત્યાગ કરી, તે કર્મના સંયોગે કરી આજ નગરની અંદર બ્રહ્મરાક્ષસ થયો છે તે રોજ ફકત ગમ્મતની ખાતરજ પ્રાણિઓની હિંસા કરે છે કારણ માંસ, રકત, ઈત્યાદિકની ક્રિડા પણ તેને ગમ્મત આપનારીજ થઇ પડે છે પછી કોઇ એક દિવસે તે આકાશમાં જઇ ત્યાંથી ક્રુર સ્વરે કહેવા લાગ્યો કે, " અરે, અરે, સમરસિંહ, મારૂં ભાષણ સાંભળ. હું તારો ગુરૂ મધુસુદન બ્રાહ્મણ બ્રહ્મરાક્ષસ થયો છું, મને માણસનો ભોગ આપ અને રાતના વખતે શહેરની અંદર ફરવા દે." તેનું ભાષણ સાંભળી પિતા તથા નગરના લોક એમને બીક લાગવા લાગી, અને શું કરવું એની સુઝ ન પડવાથી વિચારમાં પડયા. અરે! અરે! તે ક્રિયા શુદ્ધ અને વેદમાં પ્રવિણ હતો. તેણે યજ્ઞ કર્યો, અને છેવટે સન્યાસ લઇ ગંગા નદિમાં મરણ પામ્યો. તેના અનિરૂદ્ધ પુત્રે તેની પછાડી યોગ્ય એવો વિધિ પણ કર્યો, એમ છતાં તે રાક્ષસ થયાનું કહે છે તો તે સ્વર્ગમાં ગયો નહિ કે શું? જો આ પૂર્વ કર્મોથી રાક્ષસજ થયો હશે તો તેના શિષ્યોપર અપકાર કરવાને આયો પાછો શું કામ જોશે? અહો, એ ભક્તિ, એ પ્રેમ, એ વૃત, ઈત્યાદિ જે જે એને ઠેકાણે અમે કર્યું તેપણ તે ભુલી ગયો શું?

રાજા આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તે પાછો બોલ્યો, " અરે હું બોલું છું છતાં તમે કોઇ મને ઉત્તર આપતા નથી?" ત્યારે રાજાએ વિચાર કરી તેને સમજાવીને કહ્યું કે "હે રાક્ષસેંદ્ર, તું હવે અમને પહેલાં કરતાં પણ વધારે પુજ્ય છે, "તો તને પ્રિય એવું અમારે શું કરવું તે કહે?

રાક્ષસે કહ્યું હમેશા મને મનુષ્યનો ભોગ આપો અને રાતની વખતે શહેરમાં મને આનંદ કરવા દે.

રાજા બોલ્યો અરે, નર ભોગનું નામ કાઢીશ નહિ બીજો એકાદ મોદક વગેરેનો ભોગ માગ.

રાક્ષસ બોલ્યો મોદકથી મને સંતોષ વળતો નથી, સિંહ પ્રમાણે રાક્ષસને સંતોષ પામવા મહા માંસજ જોઇએ. હે રાજેંદ્ર, નાનપણથીજ આ શહેર મને બહુ ગમતું હતું, અને તેટલા સારૂંજ હું રાતનો વિહાર તારી પાસેથી માગી લઉં છું.

રાજાએ કહ્યું પ્રભુ, આવો હુકમ આપીશ નહિ. નગરના લોકો તને આપી હું પોતાનું રક્ષણ કરનારજ નથી.

રાક્ષસે કહ્યું જો એમ છે તો નગર જનનું રક્ષણ કર. અમે રાક્ષસ તો અમારૂં કામ જોર જુલમથી પણ કાઢી લઇશું.

તેનું આવું ક્રુર ભાષણ સાંભળી રાજાએ મંત્રિઓને કહ્યું, "હે મંત્રિ જનો, હવે મારે કેમ કરવું તે કહો."

મંત્રિ વર્ગ—હે સ્વામિન્, પુરૂષાર્થ વગેરે વિષયોમાં કુશળ એવી અમારી મંત્ર બુદ્ધિ (સલાહ આપવા જેવી અક્કલ) આ દેવી કૃત્યની અંદર ચાલતી નથી.

પછી રાજાએ ફરીથી કહ્યું કે મેં વિચાર નક્કી કર્યો છે કે "મારો દેહ રાક્ષસને આપી તેનાથી નગરજનોનું રક્ષણ કરવું" પછી મંત્રિ વર્ગે રાજાના કાનની

અંદર કહ્યું કે; "નરેંદ્ર, આમાં આત્મ રક્ષણ કરી, પછી તારાથી જે થાય તે કર. કારણ નરપતિએ પરિવાર, નગરના લોક, દેશ, નગર વગેરેથી કરીને પણ હમેશા પોતાના આત્માનું રક્ષણ કરવું. રાજાએ પોતાના શરીરનું રક્ષણ કર્યું; એટલે કાળે કરીને પણ તે સર્વ મેળવી શકે છે. હે નરેંદ્ર અમારી તો આ સલાહ છે, પછી જેવી તારી ઇચ્છા.

રાજા—મેં પ્રથમ કહ્યું તે તમે સાંભળ્યું કે નહીં ? બીજાના પ્રાણ આપી હું મારૂં રક્ષણ કરનાર નથી. વધારે શું કહું, હે પ્રધાનો, બીજાનું રક્ષણ કરવાને જે હું તૈયાર થયો છું તેમાં જો તમે આડા આવશો, તો, તમને દ્રોહ કર્યાના સોગન છે.

પછી પીતાએ મનની અંદર ધૈર્ય ધરીને રાક્ષસને કહ્યું "હે રાક્ષસ, તું સર્વ લોકના ઠેકાણે મને ખાઇજા."

રાક્ષસ બોલ્યો હે નરાધિશ, રોજ ભોગમાં આપવા સરખો કોઇ માણસ નથી કે તું પોતે તેના બદલામાં આગલ થાય છે ?

રાજાએ કહ્યું સર્વ લોકનો સ્વામિ હું, તો મેં મારો દેહ તને અર્પણ કર્યો એટલે સર્વ લોક તનેજ આપ્યા સરખા છે એમ સમજ.

રાક્ષસે કહ્યું ઠીક છે, તું શુદ્ધ થઇ આગળ આવ એટલે હું ઘણો ક્ષુધિત થયો છું, માટે તને ખાઈ જઉં.

પછી પિતાએ પોતાની ગાદીપર લોકની સંમતિથી મને બોલાવી રાજ્યાભિષેક કર્યો. અને નગરજન, પ્રધાન મંડળી અને પરિવાર, એ સર્વને કહ્યું કે "તમે તમારી યોગ્યતા પ્રમાણે વર્તજો" ત્યારે પ્રધાનાદિ લોકોએ મોઢેથી કાંઇ ઉતર આપ્યો નહિં પરંતુ મોતી જેવાં મોટાં અશ્રુજલથી પોતાનું દુઃખ નિવેદન કર્યું.

પછી રાજાએ જલથી સર્વાંગસ્નાન કર્યું, રકતમાળા ધારણ કરી, અને રકત વસ્ત્રો ધારણ કર્યાં. આણી તરફ હાય, હાય, કહેતા નગરના લોકો તેની તરફ જોઇ રહ્યા, ત્યારે તે ગંભીર મનનો ભૂપતિ, નગર રક્ષણ સારૂ પોતાનો દેહકપાસ તથા તૃણ પ્રમાણે સમજી, મોટા યોદ્ધાઓનો સમુદાય પોતાના પુરૂષાર્થને ધિક્કાર કરતાં તેમની તરફ અવલોકન કરી, રૂદન કરતી પોતાની સર્વ સ્ત્રીયોને દીલાસો આપે છે એમ તેમની નજરે પડયું. સર્વ દેખતાં તે પ્રબળ રાક્ષસે જાણે યમનો રાક્ષસ કેશું? મારા પિતાને ઉપર ઉંચકી કઇ તરફ ફેંકી દીધો તે સમજાતું નથી. હે વીર તે વખતે આ મહેલમાં તત્કાળ રડવાની જબરી બુમો પડી મૂર્ચ્છાથી લોકોની આંખો મીંચાઇ ગઇ, અને પ્રધાન મંડળ નિશ્ચેષ્ટ પડયું. તે દીવસથી તે દુષ્ટ રાક્ષસ ભયંકર એવા લાખો રાક્ષસો સહ રાત્રિના વખતે શહેરમાં એક સરખો ફરે છે. દરરોજ સર્વ લોક તેની બીકથી બહાર નીકળે છે અને સવારે પાછા શહેરની અંદર દાખલ થાય છે. આ પ્રમાણે હે વીર હમેશ દુઃખથી અકળાઈ ગયા છીએં, ને આમ અમારા કેટલાક દિવસો નીકળી ગયા. પાછો એક દિવસે તે રાક્ષસ પોતાની મર્યાદા છોડી આકાસમાં આવી ઉભો રહયો અને દરરોજ ભોગ સારૂ એક માણસ અમારી પાસે માગવા લાગ્યો. પછી ચાંડાળ કુળની અંદર ચાંડાળ કૃત્ય કરનાર રાક્ષસથી ડરી

જઈ દરરોજ નગરમાંથી એક એક માણસ આપવાનું કબુલ કર્યું. તે પાપ કર્મ કરનાર રાક્ષસ આ પ્રમાણે લોકનો સંહાર કરે છે, તેને આજ એક વરસ થયું હજુ તે શાંત થતો નથી.

આ હકીકત સાંભળી કુમારને ઘણું દુઃખ લાગ્યું, અને તે બોલ્યો "હર, હર, દુઃખની વાત, જગત્ અજ્ઞાનતાથી મોહીત થયું છે.

જેમ પૃથ્વિ ઉપર ચંદન વૃક્ષ સુગંધ ગુણથી યુક્ત છતાં નિષ્ફળ તેમ ધર્મ ક્રિયા યુક્ત છતાં તે નિષ્ફળજ છે.

એટલામાં જેની પછવાડે એક આંધળી વૃદ્ધ સ્ત્રી છે, અને કેડ ઉપર એક છોકરૂં લીધું છે એવી એક તરૂણ કુલવાન સ્ત્રી અતિશય રડતી ત્યાં ગઈ અને બોલી, "હાય, હાય, હે ભૂપતિ, હું અતિશય ખરાબ દશામાં આવી ગઈ છું, આ વૃદ્ધ સ્ત્રિનો પુત્ર તે મારો પતિ, અમારા બેનો તારનારો, તેનું આ દુષ્ટ રાક્ષસથી રક્ષણ કર.

કુમારે રાજાને પુછયું "આ કેમ વીલાપ કરે છે."

રાજા બોલ્યો આજે એની વારી હશે.

પછી વીરસેન તે વૃદ્ધ સ્ત્રિ અને તેની વહુને જોઈને, તેમના દુઃખથી દુઃખિત થઈ, તેમનાપર ઉપકાર કરવાના હેતુથી રાજાને કહ્યું. "હે રાજન્ હવે વિચાર રહેવા દે હું શહેરની અંદર જાઉ છું, અને આગળ જેમ સારૂં કલ્યાણકારક હશે તેજ હું કરીશ.

રાજા અને નગરવાશીઓ તેને ના, ના, કહેતાં છતાં તેમને ન ગણકારતાં કુમાર શહેર તરફ ચાલતો થયો, જે શહેરમાં રાક્ષસે મનુષ્યનું જવું આવવું બંધ કર્યું છે, તે શહેરમાં વીરસેન પેઠો, ત્યારે તે રાક્ષસ તેની તરફ ભયથી જોવા લાગ્યો પરંતુ કુમાર નિશ્ચિંત અંતઃકરણથી શહેરમાં પીશાચ્ચોને ગમ્મત કરતાં, કોઈ ઠેકાણે ભયંકર વેતાળને આમથી તેમ દોડતા, અને કોઈ ઠેકાણે ભયંકર રાક્ષસીઓ નર કપાળની ખોપરીઓ હાથમાં લઈ આમ તેમ ફરતી જોતો જોતો, એક મકાન આગળ આવી ઉભો રહ્યો, તે મકાન આગળ રાક્ષસની આજુ બાજુ રાક્ષસ, પિશાચ, વેતાળ ભુતો વગેરે વીટળાઈ રહ્યા છે, અને તે વૃક્ષપત્ર પ્રમાણે બીકથી કંપનારા રાજાએ આપેલા માણસની ચોટલી ઝાલી, ક્રોધથી ભૂમીપર પાડતો કુમારે જોયો, કુમાર તે રાક્ષસને જોઈ જલદી તેની પાસે ગયો અને કહયું કે "ભયથી મરેલાને મારીશ નહીં."

આ ભૂમીપર દયાવાન ગુરૂનું ગુરૂત્વ, ડરેલા મનુષ્યનું રક્ષણ કરવાથીજ છે આ જન્મમાં જે આપીએ તેજ આગલા જન્મમાં પુષ્કળ મળે છે, દુઃખ દેનાર માણસ દુઃખી અને સુખ આપનાર સુખી થશે. બીકથી ડરેલ, અતિશય દુર્બળ, નિરપરાધી, રક્ષણ રહિત, કૃપાપાત્ર એવા માણસ વીશે સાધુ નિર્દય કેમ થશે? આ પ્રમાણે પ્રસન્ન અને ક્રોધ રહિત એવું ભાષણ સાંભળી "આ કોણ?" એમ રીસથી રાક્ષસ વીરની સામું જોવા લાગ્યો.

રાક્ષસ—તું કોણ? શી ઈચ્છાએ રાક્ષસ અને ભૂતોથી વ્યાપ્ત થએલી નગરીમાં રાત્રીને વીશે પ્રવેશ કર્યો છે? તો આ રાક્ષસોએ તને ખાધો નથી ત્યાં સુધીમાં તું નાશી જા, તું નવીન છે તને આ નગરનું સ્વરૂપ

હજુ ખબર નથી.

પછી રાજપુત્ર તેના મનનો અભિપ્રાય ખુબીથી કાઢવા સારૂ બોલ્યો કે; "હું નવીન છું અને આ નગરનું સ્વરૂપ ન જાણતાં અહિં આવ્યો છું ખરો, તો તમે આ નગરનું અને તમારૂં સ્વરૂપ મને કહો" એમ સાંભળી પેલા રાક્ષસે જરા રીસાઈને કહ્યું કે "શું રાત્રિની મારી ક્રીડા, અને નગરમાં ફરવાનું છોડી દઈ ફોગટ મહેનત ઓરી લેવા તને જવાબ આપવા કોણ બેસે?"

વીર બોલ્યો કે જો એમ છે તો હવે રાતનો હું કયાં જાઉં? અને જાઉ તો, નિર્દય રાક્ષ રોમને ભાસ આવશે. હે રાક્ષસવર્ય, મને જોઈને જેવી તને દયા આવી તેવી બીજા રાક્ષસો મારીપર દયા કરશે નહિ

રાક્ષસ બોલ્યો હે મુસાફર, તો પછી, મારા પરિવાર સહ રાજાએ આપેલા મનુષ્યનો ભક્ષ કરીને આવું ત્યાં સુધી અહિંયા થોભ.

કુમારે કહ્યું તેને ખાધાથી તને શું મલશે?

રાક્ષસે કહ્યું તૃપ્તી.

વીરસેને કહ્યું તેના માંસથી તને હમેશની તૃપ્તિ થશે એમ લાગે છે કે? જે ખાવા માટે તું ઘણીજ હઠ પકડી રહ્યો છે.

રાક્ષસ બોલ્યો અરે મુસાફર, એવું મને લાગતું નથી મારી ક્ષણુવારનીજ તૃપ્તિ મધ્યાન કાળે પાછી ભુખ કકડીને લાગે છે.

વીરે કહ્યું હાય હાય, દુઃખનીવાત છે, ક્ષણિક તૃપ્તિ સારૂ તમારા જેવા સુદ્ધા અયુકત કામ કરે છે. તો પછી જેને વીશે અગ્રાહ્ય અને ગ્રાહ્યનો વિવેક નથી એવા અજ્ઞાનમાં અંધ થયેલા મુર્ખ પ્રાણિનો શો દોષ? ખરૂં જોવા જતાં તું મ્લેચ્છ જાતનો, તત્વવેત્તા, અને જ્ઞાનવાન એવો દેવ છે ત્યારે અમારા જેવા અજ્ઞાન માણસે તને શું શીખવવું જોઇએ? મને એટલી ખબર છે કે જેના વડે તું નિંદવા જેવી દેવયોનીને પામ્યો છું તેજ અજ્ઞાન દોષ વડે તું મહાન્ નર્કને પામીશ.

રાક્ષસે કહ્યું શું કરવું, આ જન્મમાં અમને કુદેવત્વ પ્રાપ્ત થઇને અમારી આવી સ્થિતિ થઇ છે. નરમાંસ ખાવું, લોહી પીવું, મડદાનાં અરણ્યમાં રહેવું, અને આ દુનિયામાં જે બિભત્સ એજ અમારો સૃંગાર, આ જગતમાં બધાના વ્યવહાર પોતપોતાની જાતિના નિયમ પ્રમાણે ચાલે છે ત્યારે અમારી જાતિ પ્રમાણે અમારે વર્તન કરવાને અમારો દોષ નથી.

વીર બોલ્યો આ જગતમાં જાતિના બંધથી પ્રાણિયોનો વ્યહવાર ચાલે છે, એ તારૂં કહેવું સારી સંગતનું નથી.

આત્મા સ્વાભાવિક રીતે ઘણોજ શુદ્ધ અને સ્ફટિક પ્રમાણે ચોખ્ખો છે, ઉપાધી વડે કરીને એ નાના વર્ણને અને નાના તરેહના વિકારને પ્રામે છે.

ઉપાધી કહી એટલે પોતાનું કર્મ તેના બે પ્રકાર, શુભ અને અશુભ, શુભથી જીવ શુભ થાય છે અને અશુભથી અશુભ થાય છે. માટે હું કહું છું કે, જીવની

હિંસા કરવી, માંસ ખાવું. રક્તપીવું, ઈત્યાદિ કર્મો વડે પૂર્વના અત્યંત દુખઃદાયક પાપ રૂપ કર્મને વધારીશ નહિ.' હે રાક્ષસેંદ્ર, નિંદ્ય એવા ક્રુર કર્મથી તું નરકને વીશે ખચિત નાના પ્રકારના દુઃખ ભોગવીશ.

રાક્ષસે કહ્યું મનને પ્રત્યક્ષ સુખ આપનારી એવી પોતાની વર્તણુંક તારા કહેવાથી અપ્રત્યક્ષ એવા ધર્મને માટે હું છોડનાર નથી. રીસ ચઢાવીને હોઠ ચાવીને, રાક્ષસ બોલ્યો, હે મુસાફર તું ધર્માત્મા છે તો પાપ કર્મ છોડી દે, એવું બોલીને તે પુરૂષને જમીનપર પાડી દઇ, પોતાની ભયંકર મુષ્ટિવડે તેના હાડકાપર માર માર્યો. એટલે વીરે કરૂણારસથી એનું નિર્દયત્વ જોઇને, તેનો હાથ ઝાલ્યો અને કહેવા લાગ્યો કે; "આ ગભરાએલાને તું મારીશ નહિ, જો તારી મનુષ્યનુંજ રક્ત માંસ ખાવાની ઇચ્છા હોય તો તું તે પુરૂષને છોડી દઇ મને ખા.

રાક્ષસે કહ્યું તું રાજાનો આપેલો માણસ નથી: તું પરાયો અને મુસાફર તારી સાથે વાતોચિતો પણ થઈ તેથી હું તને કેવી રીતે ખાઉં?

વીરે કહ્યું મારે આવી રીતે જીવીને શું કરવું છે? જેની આગળ ગરીબપણાથી વીલાપ કરનારો માણસ માર્યો જાય છે. એવું દુઃખ આજ સુધી પ્રાપ્ત થયું નથી એવો જે હું, તારી પ્રાર્થના કરૂં છું કે, આ પુરૂષનું રક્ષણ કર અને મને ખા."

રાક્ષસે કહ્યું જો એમ છે તો, લે આ હું આને છોડી દઉં છું. તું જલદી આવ એટલે ક્ષુધાતુર થએલો હું તને ખાઈ જાઉં. એટલે વીરે પેલા માણસને એક બાજુ પર કરી નાખી પોતાનો દેહ રાક્ષસને સ્વાધિન કરી અને કહ્યું કે "ખુબ ધરાઇને ખા."

રાક્ષસે કહ્યું એ કાંઇ નહિ, હું તને ખાનાર નથી, તું પોતે તારા દેહના કકડે કકડા કરી અને મને માંસના ટુકડા જલદી આપ.

વીરરાજા બોલ્યો આવો વિવેક તને યોગ્યજ છે. સારા માણસની શું વાત કહેવી? એમ કહી રાજાએ પોતાનીજ તરવાર કાઢી અને વીરે પોતાના હાથ સાથે સજ્જડ કરી દીધી એવું જોઇ રાક્ષસ બોલ્યો કે, "તું માંસ કેમ આપતો નથી? તું ગભરાયો કે કેમ? હું પરિવાર સાથે ભુખ્યો થયો છું.

વીરે કહ્યું જે તું કહે છે તેમ થાય છે. તે ઉપરાંત તારી મરજી.

પછી કુમારે પોતાના મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરીને હાથ સાથે સજ્જડ કરેલી તરવાર છોડીને પોતાના શરીરપર ઘા. કરે છે એટલામાં રાક્ષસ ગભરાઇને કુમારની નજીક આવ્યો અને તેનો હાથ પકડી કહેવા લાગ્યો કે "અરે મેં તો તારી મશ્કરી કરી હતી.". હે. મહા યોદ્ધા, સર્વ કલ્યાણનું શ્રેષ્ઠ સ્થાન એવા તારા દેહનું તું રક્ષણ કર. તારા વાક્યામૃત વડે બધી રીતે તૃપ્તિ થઈ છે, ભુખ નષ્ટ થઇ. પ્રાણિઓનો સંહાર કરવાની મારી ઇચ્છા બંધ થઈ. તેં સૂર્યની માફક અંધકારનો નાશ કર્યો. તો હે ભાઇ તું મરીશ નહિ. તારા કહેવા પ્રમાણે હું કરીશ. આ તારા ચરિત્રથી હું ઘણોજ તૃપ્ત થયો છું અને ગુલતાન બન્યો છું.

**વીરે** કહ્યું પ્રથમ તું આ પુરૂષને અભય આપ, પછી હમેશ સમયને અનુસરીને તારે શું કરવું તે બદલ હું કહીશ. રાક્ષસે કહ્યું હે **વીર**; આ માણસને તો શું પણ આ નગરમાંના બીજા જીવોને આજથી અભયદાન આપ્યું છે.

એટલામાં કુમાર મનમાં વિચાર કરવા લાગ્યો કે, અકલંક અને અમલ સાધુ આવે તો ઠીક, એ પ્રમાણે આ તરફ રાક્ષસ અને કુમારનો સંવાદ ચાલ્યો હતો., રાત્રિ નગરની આફત સાથે નીકળી ગઇ. રાક્ષસના હૃદયમાં પછીથી ઉત્પન્ન થએલાં એવાં વિવેક સંસ્કાર પ્રમાણે સત્ય પદાર્થ પ્રકાશક અને જગત્‌ની કેવળ આંખો એવા સુર્ય બીંબનો ઉદય થયો. એટલામાં ત્યાં વિદ્યાધર અને દેવ જેમની સ્તુતિ કરે છે એવા બે ચારણો સાધુના વેશે ત્યાં ગયા તે સર્વ લોકના દેખતાં તે બન્ને નગરના ઉપવનની અંદર ઉતરી તરત ધ્યાનમાં નિમગ્ન થઇ રહ્યા, અને કેવલજ્ઞાનને પ્રાપ્ત થયા.

**વીરે** કહ્યું હે મહાત્મન્ હવે ચાલ, માહાપાતકરૂપ પંકજ (કાદવ) ધોઈ નાંખવાને ઉદકરૂપ એવા બે મુની આવેલા છે તેમને જલદી જઇ વંદન કરીએ, એમના દર્શનથી મોહ જાય છે, પાપ નાશ પામે છે, અને વિશેષ ગુણો સારૂ વિવેકનો પ્રકાશ થાય છે. રાક્ષસે કહ્યું જો એમ છે તો પછી આટલી વાર કેમ કરો છો ?

એમ બોલ્યા પછી સર્વ જણા સાધુ પાસે ગયા. આણી તરફ **વીરે** પેલા મનુષ્યને પાછો મોકલી રાજા અને નગરવાશીઓને બોલાવ્યા ને તેઓ પણ સાધુ પાસે ગયા. ત્યાં બન્ને મુનીયોને દેવોએ વધાવી લીધેલા જોઇ વિસ્મયથી પ્રફુલ્લિતનેત્ર થયાં છે. એવો કુમાર વિચાર કરવા લાગ્યો કે, "જેના વિશે હું ચિંતન કરતો હતો તેજ આ અકલંક અને અમલ સાધુ આવેલા છે તેમને ઠેકાણે કેવલજ્ઞાન ખરેખર ઉત્પન્ન થએલું લાગે છે." એવો વિચાર કરતો, કુમાર રાજા, નગરજન અને રાક્ષસ સર્વ સહ તે બન્ને કેવલજ્ઞાની મુનીને નમસ્કાર કરી નીચે બેઠા. પછી તે એમાંથી એક કેવલ જ્ઞાનીએ રાક્ષસ, કુમાર, ભૂપતિ, અને નગરજન ને દેવે એમને ગંભિર વાણીથી ધર્મોપદેશ કર્યો તે બોલ્યો; "એકાગ્રથી શ્રવણકરો, સાંભળી તે પ્રમાણે મનમાં રાખો, અને જેથી કરી હમેશને વાસ્તે સુખી થાવ એવા ધર્મનું ચિંતન કરો.

આ જગત્‌માં અજ્ઞાનતા અતિશય દુઃખદાયક છે. કારણ ખાડામાં પડવું એ એનું ફળ છે. જીવ અજ્ઞાનથી આવૃત થઇ યુક્ત અયુક્ત કાંઈ જાણતો નથી. સૂર્યના ઉદયથી પદાર્થ સ્પષ્ટ રીતે દેખાય છે, તો પણ અજ્ઞાનથી અંધ થએલા પ્રાણિને સર્વ જગ પ્રકાશ રહિત લાગે છે, આ જગતનાં શારીરિક અને માનસિક દુઃખ જેટલાં જે કાંઇ સંભવનીય હશે, તે અજ્ઞાન જીવને, પ્રાપ્ત થશે. જીવ અજ્ઞાનથી મોહિત થયા એટલે સર્વ ઉલટું સમજે છે. અધર્મને ધર્મ કહે છે. અથવા અભક્ષ્ય પદાર્થોને ભક્ષ્ય પદાર્થો કહે છે. આ પ્રમાણે અનેક જન્મોમાં અજ્ઞાનતાનાં પરિણામથી મોહીત થએલો જીવ કર્મ સામર્થ્યથી મિથ્યા ધર્મમાં મગ્ન થાય છે. જીવ કુધર્મ

શાસ્ત્રોના ઉપદેશથી અત્યંત મોહીત થઈ, મોક્ષ માર્ગ છોડી દઈ સંસાર માર્ગની અંદર પડે છે.

તેથી હે લોકો, અજ્ઞાન ગુરૂએ ઉપદેશ કરેલા મિથ્યા કરેલા માર્ગને છોડી દઈ, યથાર્થ વકતાએ કહેલું સમ્યગ્જ્ઞાન માર્ગનો સ્વિકાર કરો”

પછી પ્રસન્ન થએલા રાક્ષસને કુમારે કહ્યું કે; “તારી આજ્ઞાથી આ રાજાને લોકો સહનગરની અંદર પ્રવેશ કરવા દે.” રાક્ષસ ગુરૂની સમક્ષ બોલ્યો, “ઈતર પ્રાણિયોને પણ મેં પીડા કરવાનું છોડી દીધું, તો પછી સમાન ધર્મના લોકોને હું કેમ નહી છોડું?” પછી સાધુને આદરથી વંદન કરી કુમાર રાજાના આગ્રહથી, નગર જનોના મુખમાંથી વખાણના ભાષણો સાંભળતો રાજમંદિરમાં ગયો. સ્નાન, દેવપૂજા, ભોજન ઈત્યાદિ નીત્ય કર્મ કરી, ગુરૂની સેવા કરતો કેટલાક દિવસ ત્યાં રહ્યો. રાજાના મન ઉપર જીન ધર્મનો સંસ્કાર થયો. એમ જાણી તે ચંદ્રશ્રી ની મુલાકાત વાસ્તે ઉત્સુક થઇ તે શહેરમાંથી નીકળ્યો. અનેક નગરો, શહેરો, ગુફાઓ, પર્વતો વગેરે ઠેકાણે ચંદ્રશ્રીને જોતો વીર ભુમિપર ઘણું ફર્યો. એક સરખા પ્રયાણથી સર્વ પૃથ્વિ પ્રદક્ષણા કરીને વીરસેન એક સમુદ્રના દેશમાં આવી પહોંચ્યો. અને સમુદ્ર તરફ નજર ફેંકી તો તે સાગર, અગમ્ય, અપાર અને જેના આકારની કલ્પના થઈ શકે નહિ એવો જણાવ્યો. સમુદ્રને જોઇ વીરસેને મનની અંદર ઘણા વખત સુધી વીચાર કર્યો કે, આટલી ભુમિ ફરી આવ્યો તો પણ ચંદ્રશ્રી કોઇ ઠેકાણે જણાઈ નહીં. પ્રિયાની મુલાકાત વગર સર્વ મહેનત ફોગટ ગઈ, કોઇ ઠેકાણે મેં સાંભળ્યું નહિ એવું હલકાપણું મને પ્રાપ્ત થયું. આ પ્રમાણે આકુળ વ્યાકુળ ચીત્તથી, વીચાર કરતો તે એક સરખો આમતેમ ફરે છે, એટલામાં ત્યાંજ તેના સંબંધમાં જે કાંઈ અકસ્માત બનાવ બની આવ્યો, તે શ્રવણકર-

## સર્ગ નવમો.

પૂર્વે નાશિકય નગરની અંદર કમલકેતુ નામનો જે વિદ્યાધર માર્યો ગયો, તેનો પવનકેતુ નામનો એક સગોભાઇ હતો. તેણે પોતાની વિદ્યાના બળે એ વાત જાણી, અને બંધુ વધ વિષે બહુ ક્રોધ ઉત્પન્ન થયો તેથી જલદી ત્યાં ગયો શત્રુને નમાવનાર એવો એક છોકરો તેણે તે જગાએ જોયો, તે છોકરો એકલો છતાં પણ અનેક વીરોના સમુદાય સરખો બળવાન્ દેખાતો હતો. પોતાની વિદ્યાના સામર્થ્યથી અદૃશ્ય રહી દૂરથી આકાશમાંથી તે છોકરાને જોઇ પવનકેતુ વંટોળીઆની અંદર છોકરાને અધ્ધર ઉચકી લેઇ ગયો. ત્યારે તે છોકરો મનમાં બોલ્યો કે “મને સમુદ્રમાં નાખવાના દુષ્ટ ઈરાદાથી કોઈ પણ વિદ્યાધરે ઉંચકી લીધો છે. આમાં તેમો પણ શો દોષ છે? આપણા કર્મનુંજ આ ફળ છે, બીજા ઉપર દોષ મુકવો એ અવિચારી મૂઢનું કામ છે.

આ જગતમાં વેરી અગર સ્નેહિ કોઇ પારકું થતું નથી, પણ આપણ પોતેજ તેવાં થઇએ છીએ આપણે જેવા હેતુથી તેમની સાથે વર્તન રાખીએ, તેવાજ હેતુથી

તેઓ આપણી સાથે વર્તે છે. ઘાતકી અને ક્રુર ને સર્વ જગત્ શત્રુ સમ ભાસે છે, અને નિષ્કપટ મનવાળા પુરૂષોને તેજ જગત્ પોતાના કુટુંબના માણસો જેવું લાગે છે.

મેં આનું ખરાબ કર્યું હશે, માટેજ આ મારૂં ખરાબ કરવા તૈયાર થયો છે, અને લોકપણ વિના કારણ શત્રુ કરી લેતા નથી. "હમેશા ખેદ રહિત રહેવું," એમ મારા ગુરૂએ મને કહેલું હોવાથી, તે વાત ધ્યાનમાં રાખી, મારાપર ગુજરેલા સર્વ પ્રસંગો ખેદ રહિત મારે સહન કરવા જોઇએ. હશે, હવે આવા વિચારો બસ થયા, સંકટ સમુદ્રમાંથી તારનાર નમસ્કાર માહામંત્ર સિવાય બીજા કોઈનું ચિંતન મારે જોઇએ નહિ."

આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તે વિદ્યાધરે ( પવનકેતુએ ) પોતાની વિદ્યાના બળથી તે છોકરાને સમુદ્રના પાણીમાં ફેંકી દીધો. તેને ઘણાજ વેગથી ફેંકેલો હોવાથી, તે છોકરો સમુદ્રના તળીએ જઈ પછડાયો, પરંતુ નવકાર મંત્રના પ્રભાવવડે તેના શરીરે, પાણી જરાપણ અડક્યું નહિ. પછી તે છોકરાએ સમુદ્રના તળીએ સ્વસ્થ બેશીને જોયું તો એક સ્ફટિકમય રાજ મહેલ તેની નજરે પડયો ત્યારે તે વીરે આશ્ચર્યથી મનમાં વિચાર કર્યો કે, "આવો ચમત્કાર પૂર્વે મેં કોઇ વખતે જોયો નથી. અહો, આ મહેલ સમુદ્રની અંદર હોઇ અને પાણીનો સ્પર્શ સરખો થએલો નથી. મારી નજરે જે જે કાંઇ દેખાય છે, એની સંભવનાજ અશક્ય છે." એમ બોલી આગળ જોયું તો, એક વૃદ્ધ સ્ત્રી હાથમાં ઢાલ તરવાર લેઇ બારણામાં ઉભેલી જોવામાં આવી. તેને જોઈનેજ તે છોકરાના મનને આનંદ થયો, અને તે મનમાં બોલ્યો કે "આનેજ આપણે આ મહેલનું નામ, રૂપ વગેરેની માહીતિ પુછી જોઈશું." એકદમ તેના મનની અંદર હર્ષ થઇ જમણી તેની આંખ ફરકવા લાગી. ત્યારે આવા શુભ શુકનથી તેના મનમાં ઉમેદ આવી, તે મહેલપાસે ગયો અને બોલ્યો; "વૃદ્ધ માતુશ્રી, મારા નમસ્કારનો સ્વિકાર કરો આવી વૃદ્ધાવસ્થામાં હાથમાં તરવાર ઝાલવાનું શું કારણ છે? ધર્મ કવચ ધારણ કરી" સંતોષના ફળોએ વેષ્ટિત થઇ, ક્ષમા ખડ્ગના પ્રહારથી દુષ્કર્મ શત્રુનો નાશ કરજો."

પેલી વદ્ધ સ્ત્રીએ આ તેનું બોલવું સાંભળી પ્રથમ આશીર્વાદ આપ્યો, અને પછી તેને બોલી; "છોકરા, તારૂં કહેવું બરોબર છે તેમાં કાંઇ પણ શક નથી. પરંતુ તાબેદાર મનુષ્યના હાથથી ધર્મ (સ્થાપિત) થતો નથી.

છોકરે—આ અદ્ભૂત મહેલ કોનો છે? અને આ સમુદ્રના મકાનની અંદર કોણ? કેવી રીતે રહે છે? અને કોના ભયથી તું હાથમાં ઢાલ તરવાર લેઈ ઉભી છે? ત્યારે વૃદ્ધ સ્ત્રીએ આંખમાં આંસુ લાવી મોટો શ્વાસ નાખી કહ્યું. "છોકરા શું કહું? તને જોઈનેજ મને હવે સંતોષ થયો છે તો હે ઉપકાર કરનાર, હું કહું છું તે તું સાંભળ.

વૃદ્ધ સ્ત્રી—ઉત્તરના પ્રદેશમાં ગગનશેખર નગરમાં ચિત્રગતિ નામનો એક માહાધનવાન્ રાજા હતો. તેને ભાનુમતી નામની એક સ્ત્રી હતી. અને અશોક નામનો પુત્ર હતો, તે સર્વ કામમાં પ્રવીણ હતો. તે આમ તેમ ફરતો ફરતો ઉત્તમ

નાશિકય નગરમાં ગયો. ત્યાં વિચિત્રયશ નામે રાજાની છોકરી તેના જોવામાં આવી. તેનું નામ ચંદ્રશ્રી હતું, જે ચંદ્રકાંતિ પ્રમાણે સુંદર હતી. તે એક સુંદર બાગમાં બીજા કોઈ સાથે પ્રીતીથી ક્રીડા કરતી હતી, એવામાં અશોકને તેના વીશે પ્રીતિ ઉત્પન્ન થઈ, ત્યારે તેણીને એકદમ ઉંચકી ચાલતો થયો. આકાશમાર્ગમાંથી જતા તેણે એક વિદ્યાધરને પુછયું. "મહારાજ, મારી આ સ્ત્રી મારી પાસે રહેશે કે નહિ ?" તે ઉપરથી તે મુનીએ તેને શોકકારક ઉત્તર આપ્યો કે, "વીરસેન તારી પાસેથી આ કન્યા જલદી યુદ્ધમાં જીતી લેશે." આ ઉપરથી વીરસેનને કાંઇ પણ અસાધ્ય નથી એવો વિચાર કરી, અશોક ભયથી ગાંડો બની સર્વ પૃથ્વિપર ફરવા લાગ્યો. પછી તેણે એવો વિચાર કર્યો કે; "આ પૃથ્વિ ઉપર ચંદ્રશ્રીને સંતાડવા જેવું, અને તે વીરસેનને અગમ્ય એવું ગુપ્ત સ્થળ ખાસ જડનાર નથી." આ પ્રમાણે વિચાર કરી તેની વિદ્યાના સામર્થ્યથી કોઈને ખબર નહિ એવો એક મહેલ આ પાણીની અંદર નિર્માણ કર્યો. તે આરસપાણના પથ્થરનો અને, સાત મજલાનો હોઇ ત્યાં દેવને પણ પેસવાના સાંસા, તો પછી મનુષ્યની વાત શી કરવી ? એ ચંદ્રશ્રી વીરસેનને સંભાળતી તે સ્થળે પડી છે. મને બંધુજીવા કહે છે, અને તે અશોકે મને અહિ રક્ષણાર્થે મુકી છે, મારા દુઃખનું મૂળ:આજ છે. કારણ તે વીરસેન મારા છોકરાનો પ્રિય મિત્ર છે, અને બીજી તરફ અશોક શેખર એ મારો પાલક ધણી છે. ચંદ્રાપીડ અને સુબેગ નામના મને બે પુત્રો છે કુમલકેતુનો વધ થયો ત્યારે તેની સાથે (વીરસેન સાથે) તેમની દોસ્તી થઈ, ચિત્રગતી રાજાએ મારો પહેલાનો ધણી છે, તેનો પુત્ર જે અશોક એ પણ હાલમાં અમારો રાજા છે. એની અંદર એકલા સપડાયાથી મોટી હાની થાય છે. અને તેમ છે તો હે બાળક. મારા છોકરાની સારી દશા નથી, તેથી મને દુઃખ થાય છે આ સમુદ્રમાં ઘણા સંકટો છે, એમ મનમાં આણી, હાથમાં તરવાર લેઇ, હું હમેશા અહિ સાવધ થઇ ઉભી રહું છું. દીકરા, તે અશોકે મારાપર વિશ્વાસ રાખી મારા બહુ કાલાવાલા કરી, અહિં બારણામાં રક્ષણાર્થે મને ઉભી રાખી છે, વત્સ, આ પ્રમાણે મારા દુઃખનું કારણ છે. હાલમાં જો, એક જણ મારા પુત્રનો સ્નેહિ, અને બીજો તો અમારા ધણીનો છોકરો મને તો એ બન્ને સરખા દૈવગતીથી તે બન્ને વચ્ચે વિરોધ પડયો છે. મહેલનો સંબંધ વગેરે સર્વ હકીગત મેં તને કહી. મારા દુઃખનું કારણ ગુપ્ત રાખવા સરખું છતાં, તે પણ મેં તારી પાસે જાહેર કર્યું.

છોકરો સમુદ્રની અંદર પડયો એમ કહ્યું. ચંદ્રશ્રી ત્યાં છે, એમ સાંભળી, સમુદ્રને તળીએ તેણે ડુબકી મારી અને કહયું કે "દૈવયોગથી મારી પ્રિયકર ચંદ્રશ્રીની ખબર મને અહિ મળી તેથી મને આ આપત્તિ નહી પણ સંપત્તીજ મળી.

બ્રહ્મ દેવે જે પ્રમાણે કપાળમાં લખ્યું હોય, તેજ પ્રમાણે થાય છે, આ પ્રમાણે વીચાર કરી ધૈર્યવાંન પુરૂષો સંકટમાં પણ ડરતા નથી.

આનંદના જોરથી રૂંવાટી ઉભી થએલી, જોઇ, તે સુંદર છોકરાને તે સ્ત્રીએ પૂછયું કે—દીકરા, તું કોણ ? અહિં કયાંથી આવ્યો ? તું દેવ છે કે આકાશમાં ફરનાર છે ? આ મહેલ તેં શી રીતે જાણ્યો તે સર્વ મને કહે.

વીરસેન—હુ મનુષ્ય છું પૃથ્વિપર ફરતાં ફરતાં, સમુદ્ર કીનારાપરથી દૈવયોગથી મારો અહિં પ્રવેશ થયો.

બંધુ જીવા—મનુષ્યમાં આવી શકિત નથી, કારણ તેમનાથી હોડી વગેરેના સાંધન શિવાય સમુદ્રમાં ફરી શકાય નહિ. વત્સ, તેવા સાધન વગર, તું તો અહિં તરીને આવ્યો. ત્યારે આ શી રીતે જાણવું ? અહિ પ્રવેશ થવોજ સંભવતુ નથી, વત્સ, તું માણસ નથી એમ હું અટકળથી સમજુ છું, તું અહિં પ્રાપ્ત થયો છે તે અર્થે તારૂં ખરૂ સ્વરૂપ મને કહે તે વીરને તે સ્ત્રીએ આ પ્રમાણે પુછયું ત્યારે તેણે વિચાર કર્યો કે, મારૂં ખરૂં રૂપ કહેવામાં શો અર્થ છે ? આ જગત્‌માં હાલ દુર્દશાને પ્રાપ્ત થએલો છું ડાહ્યા માણસે, દેશ, કાળ, અને યોગ્ય અયોગ્યનો વિચાર કરી પ્રયત્ન કરવો, તેથી આ પ્રસંગે ખરૂં કહેવું નહિ. એમ વિચાર કરી કુમાર બોલ્યો; કુમાર—હું મારૂં સ્વરૂપ વળી આગળ કોઈ વખતે કહીશ પણ માતુશ્રી મને હમણા તે અશોક કયાં છે તે કહો.

વૃધ્ધ સ્ત્રી—ઠીક છે, તેમ થવા દે. તે અશોકની હકીકત તું પૂછેછે તો સાંભળ વીરસેન પાસે આવ્યો કે શું ? તે જાણવા માટે મોકલેલા દૂતે આવી તેને (અશોકને) કહ્યું કે, પવનકેતુએ પોતાના ભાઈનું વેર વાળવા માટે તે વીરને (વીરસેનને) મારી નાંખ્યો છે, આ સાંભળી ખરી હકીકત જાણવાના હેતુથી અશોક પણ તે તરફ ગયો છે,

વીરસેન—તે ચંદ્રશ્રી સાથે અશોકે લગ્ન કર્યું છે કે ?

વૃધ્ધ સ્ત્રી—વીરસેન વગર ઈતરપતિ તેને માન્ય નથી તેને વશ કરવાના હેતુથી ખેચરેંદ્ર અશોકે શકય એટલા ઉપાયો કરવાને બાકી મુકી નથી, એકાગ્ર મનની તે તરૂણીને જે પૂછે તેને એવો ઉતર આપતી કે, " આ, અને આગલા જન્મમાં વીરસેન એ મારો રક્ષણ કર્તા છે."

કયા ઉપાયોથી ચંદ્રશ્રી મારી નજરે પડે એવી ચિંતામાં તે તરૂણ પુરૂષ હતો એટલામાં એક સ્ત્રીનું રડવું તેણે સાંભળ્યું. તેના દુઃખથી દુઃખ પામી અને તેના તરફ ધ્યાનની લાગણી બતાવી તેણે પુછયું, " હે માતુશ્રી, અહિં દુઃખીત થએલી એવી કોણ સ્ત્રી રડે છે ?

બંધુજીવા—તે ચંદ્રશ્રી જ રડે છે. વીરસેનના મરણની હકીકત સાંભળી તે બહુ દુઃખી થએલી છે. વત્સ, આ શોકકારક હકીકત સાંભળી તે એવી તો મૂર્છિત પડી હતી કે, તે જીવશે એવી આશા પણ અમને નહોતી. હે વત્સ, જેવો આ મારી દીકરીનો સ્નેહ વીરસેન તરફ છે, તેવો કોઈનો સ્નેહ તારા જેવામાં આવ્યો હતો ? હે વત્સ, આ બારીમાં તું નિર્ભય ઉભો રહે. ત્યાં સુધી તે શોક કરતી તરૂણી તરફ હું જઈ તેનું સમાધાન કરી આવું. " તેમ કરો " એવી આજ્ઞા લઈ, તે વૃદ્ધ સ્ત્રી રાજમહેલ ઉપરના બંગલામાં ગઈ. તેવોજ તે કુમાર બીજે રસ્તે પગનો અવાજ ન કરતાં ઉપરના બંગલામાં ચઢી ગયો. અને સાતમે મજલે જઈ બારણામાં ઉભો રહી જુએ છે તો તેણે ચંદ્રશ્રીને દુઃખથી પડેલી જોઈ. તે સ્ત્રીને જોઇને તેણે

વિચાર કર્યો કે "અરેરે, મારો વિયોગ કરાવી તે દુષ્ટે, મારી પ્રિયાને કેવી દુઃખમાં નાખી છે?" ખરેખર આના વિરહાગ્નીથી આ સમુદ્ર સૂકાઇ જઇ પાછો તેના શોકમય આંસુથી પૂર્ણ ભરાઇ ગયો છે એમ મને લાગે છે.

આ પ્રમાણે તે સંતાઇ વિચાર કરતો ઉભો હતો એટલામાં એકાએક અશોક આવી તેની પાસે ઉભો રહ્યો. પ્રફુલ્લિત મુખથી, મોટા જોરથી પગથીયા ચઢી, તે મહેલ તેણે હલાવી દીધો હતો, તેને તે વૃદ્ધ સ્ત્રીએ આસન આપ્યા પછી તે ત્યાં બેઠો. પછી વીરસેને પાસે આવેલા શત્રુને જોઇ, એકદમ તેના શરીરના રૂંવાટા ઉભાં થયાં. તે આવેલો ક્રોધ સમાવી દઈ મનમાં બોલ્યો; "આ અહિં શું શું કરે છે વગેરે સાંભળીએ તો ખરા, અને પછી સવડ પ્રમાણે યોગ્ય કરીશું." આ પ્રમાણે વિચાર કરી તે કુમાર બારણા પછવાડે સંતાઈ તેમનું ભાષણ સાંભળવા સારૂ ઉભો રહ્યો. અશોકે તે વૃદ્ધ સ્ત્રીને પુછયું; "માતુશ્રી, તે શત્રુને પવનકેતૂએ મારી નાખ્યાની વાત સંભળાય છે. ઓસડ વગર રોગ જવો, અથવા તપ શિવાય પાપ જવું. એ પ્રમાણે યુદ્ધ વગર એ શત્રુ માર્યો ગયો. પાપ ઉઘાડું થતાંજ, પ્રાણિનો નાશ થાય છે, આમાં કાંઇ આશ્ચર્ય નથી. માતુશ્રી જન્મ્યા દિવસથી આજે જ મારાં મનને સ્વસ્થતા મલી છે. તો હવે સમુદ્રમાં રહેવાની આપણને શી જરૂર છે? હે માતુશ્રી હવે આપણે આપણા વૈતાઢય (પર્વત) તરફ સવારે પાછા જઇએ?

વૃદ્ધ સ્ત્રી—ભાઈ, તે જે હોય તે તું જાણ.

આ પ્રમાણે તેને બંધુજીવાએ ઉત્તર આપ્યા પછી, પોતા તરફ પૂઠ કરીને બેઠેલી ચંદ્રશ્રીને તેણે કહ્યું.

અશોક—હે મૃગનયની. તું હવે વીરસેન બાબતનો નિશ્ચય છોડી દે. તું પતિહીન થઈ છે; તો હવે હું તને પસંદ ના હોઉ તોપણ તું મને જ વર.

અરસપરસ પ્રેમ જડાએલા જોડાનો સંયોગ પૂર્વ પુન્યથી થાય છે, પરંતુ સ્ત્રીને ભરથાર જો કે ના પસંદ હોય, અને ભરથારનો તેણીના ઉપર પ્રેમ હોય તો, કંઇક વખત પછી તે તેના ઉપર પ્રેમ કરે છે.

માતુશ્રી, આપણે વૈતાઢય પર્વત તરફ જવાના એ તું એને કહે, ત્યાં ગયા પછી ચંદ્રશ્રી મારા પર ખુશી થશે.

બંધુજીવા—અરે, એવી બડબડ તું જ કર, વત્સ હું વયોવૃદ્ધ હોવાથી આવા કામમાં મારી હોંશિયારી ચાલતી નથી.

અશોક—માતુશ્રી, એણે મને જવાબ આપ્યો નહિ, તો એણે ફરી કોઈ વખત મારી સાથે દુરથી બોલવું જોઇએ. જાણી જોઈને જો તે બોલશે નહિ તો પછી મારા અંતઃકરણમાં આગ ઉત્પન્ન થશે.

આ પ્રમાણે બોલી પછી તે પેલી તરૂણીને કહેવા લાગ્યો; દુષ્ટ, ઉઠ. હજુ સુધી તારો લગ્નનો નિશ્ચય થયો નથી? આ વખત સુધી નરમાશથી તારી સાથે વર્ત્તન રાખ્યું, હવે હું તારી સાથે ક્રુર શબ્દોથી બોલું છું, તું ઉઠ, આમ આવ, મારી પાસે આવીને ઉભી રહે, નહિ તો જે પ્રમાણે અગ્નિની અંદર તીડ પકડાય

છે, તે પ્રમાણે તું મારા ક્રોધાગ્નિની અંદર પકડાઇશ એમ નક્કી ખાત્રી રાખજે. મારા રીસાયા પછી આ પૃથ્વિ ઉપર મારે આડે કોણ આવનાર છે? તું જેની આશા કરે છે, તે તારો મિત્ર પણ માર્યો ગયો. મારો તો લગ્ન કરવાનો નિશ્ચય છે, પછી તને જે યોગ્ય લાગે તે તું માગ. તારે જીવવાની ઈચ્છા હોય તો મને જ પતિ માની લે, નહિ તો તું ખાસ મરવાની જ. "

આ પ્રમાણે કહેવા છતાં તેને તેણીએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, ત્યારે તે વિસ્મય પામી આંખો લાલ કરી ફરી બોલ્યો.

અશોક—જુઓ, મારૂં તે કેવું અપમાન કરે છે? આ કુમતી સ્ત્રીને હું વારંવાર કહું છું તોપણ તે ઉત્તર જ આપતી નથી. એટલે આજ્ઞા ભંગ કર્યાનું ફળ ભોગવ.

આ પ્રમાણે બોલી તે ખેચર હાથમાં તરવાર લેઇ એકદમ ઉઠયો.

બંધુજીવા—હે ખેચરાધિપતિ, અશોક! નહિ! નહિ! આવું વિલક્ષણ કૃત્યં કરીશ નહિ. (કારણ) સ્ત્રી હત્યા કરવી એ સારૂં નહિ.

ક્રોધરૂપી અંધકારના યોગે કરી, તેની બુદ્ધિ મલીન થઈ, વૃદ્ધ સ્ત્રીનું અપમાન કરીને એકદમ તે બાળા તરફ દોડી ગયો? અને પછી તરવાર કાઢી અશોકે તેને કહ્યું કે; "હે દુષ્ટ, હવે તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે."

અશોકકાળ સરખો પાસે આવેલો જોઇ ભયથી થરથર ધ્રુજતી ચંદ્રશ્રી મોટેથી બુમ પાડી બોલી; "ચંદ્રના પ્રમાણે જેની કાંતિ છે તે જીનેશ્વર મારૂં હમેશ રક્ષણ કરો. અને બીજો વીરસેન જે શરણ આવેલા ઉપર દયા કરે છે, તે પણ મારૂં રક્ષણ કરો. આ સાંભળી અતિશય રીસાએલ ખેચર તરવાર કાઢી મારે છે એટલામાં વીરસેન તેને ધમકાવતો પાસે આવ્યો. વીરસેન—હે દુષ્ટ કર્મ કરનાર, કઠોર, નિર્લજ્જ; ખેચરાધમ, સ્ત્રીને ભયથી ગભરાવી ને શું કરવાનું છે? અરે નીચ ખેચર, તારા જે બે હાથ સ્ત્રીને મારવાને તૈયાર થયા તેના ભાગીને કકડે કકડા કેમ ન થાય? દયાને પાત્ર એવા ઉપર પણ જે નિર્દયો દયા કરતા નથી, એવા તારા જેવા દુષ્ટોનું નામ પણ લેવું ન જોઇએ. ખરી નીતિ એટલે ગુણહીનોનો તિરસ્કાર કરવો એજ છે. એમ છતાં તેં તો મુર્ખાઇથી ગુણવાન્ ઉપર મોટો કોપ કર્યો એ કેવું કહેવાય? પ્રથમથીજ જેના કર્મો પાપ સ્થાનને યોગ્ય છે, એવા પાપિયો સાથે ગુણનું આચરણ કરીએ તો, તેનું પરિણામ દોષ રૂપજ થાય છે.

આ પ્રમાણે થએલા ભાષણ ઉપરથી પ્રકટ થએલા ઉદાર વીરસેનને જોઇ, તે ખેચરે (અશોકે) એવો વિચાર કર્યો કે, આને પવનકેતૂએ માર્યો એ વાત ખાતરીથી ખોટી ઠરી. આવા ઉંડા સમુદ્રની અંદર આનો પ્રવેશ શી રીતે થયો? આની ખરેખર ઘણી નવાઇ લાગે છે. અમુક જગાએ નથી, આ વિભાગ આવા લોકોત્તર વીરને કેમ લાગુ થાય? (બીલકુલ નહિ.) પછી કેટલાક દીવસોએ મરવાનું તો છેજ. તો માન હાની ન થતાં હવે આનાજ હાથથી મારૂં મૃત્યુ થાય એજ સારૂ આવો વિચાર કરતો હતો એટલામાં વીરસેને ખેચરને કહ્યું "અરે દિલગીરી શાની કરે

છે? બીક રાખીશ નહિ. હું તને મારતો નથી, તું જલદી અહિંથી નીકળી જા. કારણ નીતિ એવી છે કે, "હથીઆર ફેંકી દીધેલાને, શરમાએલાને, બીકણને, નિચેષ્ટ પડેલાને. અને સ્ત્રીઓને, લઢાઇ કરી મારવાને હાથ પ્રવૃત થતા નથી, તેં મારી સ્ત્રીનું હરણ કરી જો કે અપરાધ કર્યો છે, તો પણ તું સાધારણ યોદ્ધો પણ નથી તેથી તને હું છુટો કરૂં છું, તું અહિંથી જા." પછી દાંત હોઠ દબાવી અશોક બોલ્યો; "હે કુમાર, પ્રથમ ઇચ્છા પ્રમાણે કરી લઇ પછી તારી શી શક્તિ છે તે હું તપાસું છું. હું વિદ્યાધર હોઇ, ઘણી વિદ્યાથી શક્તિમાન થએલો છું તારી સાથે જો અસમર્થ બન્યો તો તે સર્વ નિષ્ફળ છે. કમલકેતુને મારી નાખવાથી તને અભિમાન ઉત્પન્ન થયો છે, તનેજ મારી નાંખું એટલે તેનો આધાર નાશ પામ્યા પછી તે કયાં જશે? મૂર્તિમાન્ કીર્તિ પ્રમાણે જે ચંદ્રશ્રી તે જન્મથીજ કિન્નરોના ભયથી પીડાએલી છે, તે હવે યુદ્ધની અંદર વિજય પ્રાપ્ત થયા પછી, તે તારી અગર મારી કાયમ થઇ રહેશે. તું સાધારણ પણ લઢવૈયો નથી, તારા પરાક્રમની પ્રસિદ્ધી છે. તો તારા મનની અંદર ફુલાઇ જઇ મારી સાથે નાહકની શાની વાતો કરે છે? જેઓ અમસ્થા બબડનારા હોઇ, રણસંગ્રામની અંદર ઘેરાયાથી ડરતા નથી, તેમણે તરૂણીના પછવાડે રહેવું એ સારૂં છે?

ચાલ, ઉઠ, સામો આવી જા, બહુ બોલીને શો ઉપયોગ? ધૈર્યવાન કોણ? અને બીકણ કોણ? એનો નિકાલ લઢાઈમાં સમજાશે- પોતાના કહેવા પ્રમાણે કરી દેખાડવું, એ મનુષ્યને ખરેખર કઠણ છે." હવે બકવો કરીશ નહિ. સાવધ થા, અને તારા હથિયાર સંભાળ તું જે બોલ્યો છું તેનો ઉતર મારી આ તલવાર આપશે.."

વન દેવતા, તેમના જ્ઞાન વડે, વીરસેન ઉપરનો પ્રસંગ જાણી તે કુમારની સાહ્ય સારૂં ત્યાં આવી અદૃસ્ય રીતે ઉભા રહ્યાં. પછી તે ખેચર તલવાર મુકી દઈ મગદળીયાં લાવ્યો, અને તે ફેરવીને વીરસેન ઉપર ફેંકી દીધા કુમારે પણ તલવાર ફેંકી દઈ તેજ મગદળ લઇ એવા જોરથી તે દુષ્ટને માર્યું કે, તે મૂર્ચ્છિત થઈને પડયો. આવા પ્રહારરૂપી ઇંધનથી તે ખેચરનો ક્રોધાગ્નિ પ્રદિપ્ત થયો. ત્યારે તેણે આઠ હસીવાળા, અને દંડ ધારણ કરનારા એવા દેવરૂપો ઉત્પન્ન કર્યા. નાના પ્રકારના શસ્ત્રો ધારણ કરી, ભયંકર રૂપવાળા, અને મારવાને તત્પર થએલાં, એવા તે એ રૂપો જોઈ, બે બુમો પાડી હાથમાં મુગદળ લઇ, ખુબ જોરથી તડાકો મારી, તેમના હાથ ભાંગી નાંખ્યા. હાથ ભાગ્યાથી તે લટકતા રહ્યા, તોડેલા ઝાડના ડાળાં પ્રમાણે તે રૂપો દેખાવા લાગ્યાં ચાર, આઠ, સોળ, બતરીસ, અને ચોસઠ એ પ્રમાણે રૂપો તે ખેચરે ઉત્પન્ન કર્યાં, તે સર્વને પણ કુમારે મારી નાખ્યાં પછી અશોકે એ કુમારની શક્તિ પોતાની શકિતની બરોબર જોઇ, તે સર્વ રૂપો તેણે એકઠા કર્યા, અને તે સહ પોતાની શકિત વાપરવાની તૈયારી કરી ખેચરે રીસના આવેશથી દાંત, હોઠ દાબ્યા અને કુમારના ભયથી પોતાનું જીવીત્વ સંતાડતો, સંતાડતો તે બોલ્યો "હે દુષ્ટ, તલવાર, તું લે, હવે જીવવાનો નથી. હે પાપી તું અકાળે મારા હાથથી યમ લોકમાં જા."

વીરસેનને તેના બોલવાથી હર્ષ થયો, અને મોટી ઉમેદથી હાથમાં તલવાર લઇ તેની સામે ગયો. વિજયરૂપી લક્ષ્મીનું આલિંગન મેળવવા ઈચ્છનાર તે બન્ને વીરોએ પોતપોતાના દેહુપર રૂવાંટા ઉભા થયેલા જોયાં ખેચરના ઝટકાથી વીરસેનને ક્રોધ ચઢી તેણે બહુ અપમાન કર્યું, ત્યારે અશોકે એક જોરથી ઝટકો માર્યો. તે ઘા ચુકાવીને વીરસેને ફરીથી ઘા માર્યો, આ પ્રમાણે તેમની તલવારોપર તલવારો ઉડી ઘણા વખત સુધી લઢાઇ થઈ. રણની અંદર તેમનું યુદ્ધ ચાલતું હતું, તે વખતે અશોકની તલવારની ધાર એકદમ ભાગી ગઇ. અને તે બુઠી થઇ ત્યારે તે કુમારે, તે ખેચરના શસ્ત્રો ગળી પડેલા જોઈ, પોતાના શસ્ત્રો નાખી દીધા અને ક્ષાત્રિય ધર્મનું આચરણ કરી દેખાડયું પછી તે યોદ્ધાઓએ પરસ્પર સાથે હાથની લઢાઈ શરૂ કરી, અને બન્ને જણા પરસ્પર વખત પ્રમાણે દાવપેચ કરી, શસ્ત્રો વગર લઢયા, લાગ સાંધીને કુમારે ખેચરને પગથી પકડી,, ખેડુતો જે પ્રમાણે ગોફણમાંનો ગલેલો ફેંકે છે, તે પ્રમાણે તેનો ચકર ફેરવી ફેંકી દીધો, વિજયી પુરૂષના મસ્તક ઉપર જે પ્રમાણે ચામર શોભે છે તે પ્રમાણે અશોકનું શરીર મોતી સરખા પાણીદાર માથાના વાળથી સોભવા લાગ્યું. નાક, કાન, મ્હોં, વગેરે માર્ગોમાંથી રકતની ધારાઓ વહેવા લાગી, તે કારણથી પ્રલય કાળને વીષે રકત વૃષ્ટિ કરનાર મેઘ સરખો ખેચર આકાશમાં દેખાવા લાગ્યો આ પ્રમાણે ફેરવી ખેચરને વીરસેન જમીનપર પછાડે છે, એટલામાં "જીનને નમસ્કાર" એવા શબ્દો ખેચરે ઉચ્ચાર્યા. કુમાર તે સાંભળી મનમાં બોલ્યો "અરેરે? હું, પાપિષ્ટ કેમે મારોજ ઘાત કર્યો. કારણ સાધાર્મિને ઠાર મારવાને હું પ્રવૃત્ત થયો. પછી કુમારે ધીરેધીરે ખેચરને જમીન ઉપર લાવી નાંખ્યો, અને નાના પ્રકારના થંડોપચાર કરી તેને સાવધ કર્યો તેણે શુદ્ધિપર આવી આંખ ઉંઘાડી જોયું તો નોકર સરખો તે કુમાર પોતાની પાસે ઉભેલો જોયો.

અશોક—હે કુમાર, હું હજુ ક્રોધાયમાન હોઈ, દીનવાણીથી બોલતો નથી, અને હું તારો શત્રુ છતાં, હજુ સુધી તેં મને માર્યા વગર કેમ છોડયો ?

વીરસેન—તું મારો શત્રુ તો નથી પણ ઉલટો મિત્ર છે, એવું ખાસ સમજ, કારણ મરણ વખતે પણ અર્હદ્દેવને નમન કરવાને પણ તું વીસરી ગયો નહિ. અરે તારા મનમાં જીનદેવના નામપર એવીજ પ્રીતિ વસો. અને હું એમજ બોલીશ કારણ કે તું મારો મિત્ર છે. મૃત્યુ પાસે આવ્યા પછી, જીવાડવાની મારામાં શક્તિ નથી. પરંતુ તે જીનદેવના નામના અક્ષર સેંકડોને મૃત્યુથી પણ બચાવે છે. હે વિદ્યાધર શ્રેષ્ટ ક્રોધના આવેશમાં મારા તરફથી જે કાંઇ તારૂં ખોટું થયું, તે સર્વ માટે મને ક્ષમા કર આ સ્થળે તેનું કારણ અવિચારજ છે. ક્રોધના આવેશમાં, સારા શુદ્ધ પુરૂષો પણ મલીન થાય છે, પુરૂષ એ સ્ફટિક જેવા, શુદ્ધ હોય છે, માત્ર ક્રોધ એજ તેમને બગાડનાર છે.

આ પ્રમાણે ભાષણ સાંભળી શરમાયો અને સાસુ ન જોતાં, નીચે ડોકું રાખી વીચાર કરવા લાગ્યો કે, "ઉચ્ચ અને નીચ વૃત્તીના પુરૂષોમાં દેખીતો ફેરફાર જણાય છે. આ સ્થળે હું જેટલો અધમ છું, તેટલોજ કુમાર શ્રેષ્ટ છે. હું જે જે

કૃત્યો કરૂં છું, તે નીચ કૃત્યો હોય છે, અને તેથી એમ થાય છે કે, નીચ કર્મ કરનારને ખરેખર નીચ ગતી જ પ્રાપ્ત થાય છે. કુમારના સર્વ આચરણ સારા છે, અને એજ વર્ત્તનને લીધે આ કુમાર મારા મનને ઉત્તમ લાગે છે. શ્રેષ્ઠકુળમાં જન્મ થયો છતાં, નીચ કર્મથી નીચ થાય છે. અને અધમ કુળમાં જન્મ થયો હોય તો પણ શ્રેષ્ઠ પ્રકારના કર્મોથી આ જગમાં ઉત્તમ બને છે. હું તેનો અપરાધ કરનાર કટ્ટો શત્રુ છતાં, તેને મારવાને પ્રવૃત થયો છતાં, પણ તેણે ઘેર લાવી મારૂં સંરક્ષણ કર્યું. સાધુના પવિત્ર મનનું ગંભીરત્વ અગાધ છે. કરેલા કર્મોથી શરમાઇ જઇ હું ઉંચી આંખો પણ કરતો નથી, પછી સ્નેહ જોડનારને સામો ઉત્તર આપવો એ વાત તો દૂરજ રહી. જીવીત એટલે માન એનું તો તેણે હરણ કર્યું, તેથી હું નિર્જીવ બન્યો, તો હવે હું પ્રેત જેવો શો ઉત્તર આપું?"

આ પ્રમાણે વિચાર કરી પ્રત્યુત્તર ન આપતાં અશોક એકદમ સ્વપ્નામાંના પુરૂષની પેઠે અદ્રશ્ય થઇ ગયો. તે મહેલમાં તે દેખાતો નથી એ જોઇ તેને ઘણું ખોટું લાગ્યું અને તે બંધુજીવા સાથે બોલ્યો:

કુમાર—હે માતુશ્રી, એકજ ગુરૂના શિષ્યો જે અમે, તે અમારા ખેદને કારણભુત, પરાક્રમ અને મોટાઇને આગ લાગો!

બંધુજીવા—તેને ખેદ બીલકુલ થયો નહિ. તે તારા વર્તનથી આશ્ચર્ય પામી, પોતાના કર્મો બદલ શરમાઇ જતો રહયો. જેના ગુણો ચિત્ત ઉપર આરૂઢ થયા અરોબર, નીચ લોક પણ પવિત્ર મનુષ્યની પેઠે, આ લોકમાં ભલમનસાઈથી વર્તે છે તેજ ખરા સજ્જન કહેવાય છે. અશોકને તત્વ જ્ઞાન અને સૌજન્યતા ઉપર પ્રેમ ઉત્પન્ન થઇ તેણે પોતાનું વર્ત્તન જોયું, ત્યારે તેને કેટલી લજ્જા ઉત્પન્ન થઇ, તે સહેજ દેખાઇ આવે છે. હે કુમાર, તારો આ રાજપુત્રી સાથે સમાગમ થયો. અને મારો ધણી પણ સાજો તાજો છે તેથી મને સંતોષ થયો. હે વીરસેન? શુરત્વના કર્મોનો જાણનાર તું જ છે. હે વત્સ, ઇતર મનુષ્યને આવી શક્તિ હોય વારૂ? હે વત્સ, હવે બે જણાએ જે ગુણો મને કહ્યા, તે સર્વ અધિક ગુણ યુક્ત, એવો તને જોઇને તારે ઠેકાણે સોગણા વધારે છે. તું ચારે પુરૂષાર્થ યુક્ત અમર પૃથ્વીપતિ રાજા થા, તારી યોગ્યતાને શોભાવનાર એવી તારી પ્રિયાસહ સુખનો ઉપભોગ લે.

કુમાર—હે માતા, મેં શત્રુને માર્યો તે વખતે તારા બન્ને પુત્રોએ મારા પર ઉપકાર કર્યો છે. ત્યાં જો તેમણે પ્રવેશ કર્યો ન હોત તો પદ્મા સહીત હું આકાશમાંથી અધ્ધર જમીન પર પડયો હોત.

આ પ્રમાણે ગુણો સંભાળી કુમારે પ્રેમપૂર્વક વૃદ્ધ સ્ત્રી સાથે ભાષણ કર્યું. પછી નમ્રતાથી કુમાર, ચંદ્રશ્રી પાસે ગયો, તે સાણુ ઉઠી જરા દૂર ઉભી રહી તેને માન દર્શાવ્યું. કુમાર યુદ્ધ કરતી વખતે ચંદ્રશ્રી જે દેહચેષ્ટા (હાવભાવ) ભયથી સંમીશ્ર થઇ હતી, તેજ હવે પ્રિયાના દર્શનથી સંગારરસ યુક્ત બની વિયોગ દુઃખથી અશક્ત થએલી તે ચંદ્રશ્રીને કુમારે કહ્યું "બંધુ વિરહનું દુઃખ ખબર

નથી માટે તને આટલું દુઃખ લાગ્યું. પ્રાણિયોના કર્માનુરોધથી સુખ નીકળી જાય છે, તેમ દુઃખ પણ જાય છે. પરંતુ તે બાબતમાં અજ્ઞાન. પ્રાણિ સુખ દુઃખ માને છે. વિપરીત વખત આવે છે ત્યારે પરાક્રમ નીરૂપયોગી થઇ જાય છે. તો તેનો યોગ્ય વખતે લોકો તરફથી ઉપભોગ કયાંથી થાય? વાસ્તે હે મૃગનેત્રિ, સ્ત્રીયોને સેહેજ થનારો ખેદ તું, મનમાં ધરીશ નહિ. દૈવ જો અનુકૂળ હશે તો હું બંધુજનોનો મેળાપ કરી આપીશ."

ચંદ્રશ્રી આ સાંભળી, હર્ષથી પ્રફુલ્લિત નેત્ર કરી, સપ્રેમ મનથી પ્રાણવલ્લભ પાસે બેઠી. હે આર્ય પુત્ર, (કુલીન પુત્ર) હું બંધુ વિરહથી દુઃખીત થઇ છું એમ સમજીશ નહિ, હું તો ફક્ત તારા વિયોગથી જ હું વધારે દુઃખી થઇ છું. બાપ, મા, સખિયો, બંધુજન, વગેરે કુટુંબના માણસો નાનપણમાં પ્રિય હોય છે, અને છોકરી તારૂણ્યમાં આવ્યા પછી તેને પતિ જ માત્ર પ્રિય હોય છે. આ કંટાળો આપનાર જગતની અંદર પ્રિયના સમાગમ જેવું બીજું એકે ભારે સુખ નથી. અને તેના વિયોગ દુઃખ કરતાં ભારે દુઃખ બીજું એકે નથી. હવે બીજા વિચારો જવા દો, હે પ્રિય, તું હવે સંસાર સાગર જેવા આ ભયંકર સમુદ્રમાંથી તરી જવાની યોજના કર.

તેઓ બંને આ પ્રમાણે ભાષણ કરતા હતા, એટલામાં તો રાજમહેલની અગાશીના આગલા ભાગમાં એકદમ મોટો અવાજ થયો. તેથી તરૂણી ગભરાઈ, ત્યારે કુમારે તેણીને બીહીશ નહિ એમ કહી ધૈર્ય આપ્યું, અને તેનું કારણ જાણવાના હેતુથી તે ઉપરના માળામાં ચઢી જુએ છે તો, લાંબો, અને મોટો, દોર બાંધેલું મોટા વહાણનું લોઢાનું ઘર જોયું અને તેની પાછળ આવેલા બે બર્બરપામરપણે જોયાં, તે સમુદ્રના ખારા પાણીના સ્પર્શથી બળી ગએલા જેવા કાળા દેખાતા હતા. રાજપુત્ર બોલ્યો, "આ કોઇ એક સઢ ધારણ કરનાર વહાણ છે એ ખરૂં પણ તે આવ્યું કયાંથી? એવો વિચાર કરી તેણે પેલા બે બર્બરને પુછ્યું પણ તે બંને બીકથી ગભરાઈ કાંઇ પણ બોલ્યા વગર ત્યાંથી નાશી ગયા.' તે બંને ઝપાટાથી ગયા અને વહાણના માલીકને રાજકુમાર, અને મહેલ વગેરે જે જે જોયું હતું તેની સર્વ હકીકત કહી. વહાણના માલીકે સાંભળી લીધું, અને એ ખરૂં લાગતું નથી એમ બોલી નિર્ભય અને સ્થિર વહાણ ઉપરના અધિકારીઓને પાછા તે તરફ મોકલ્યા. પછી કુમારે કુશળ ક્ષેમ પૂર્વક તેમને 'વહાણની હકીકત પૂછી ત્યારે તેમનામાંના મુખ્યે હકીકત કહી. (તે નીચે પ્રમાણે)

આ પ્રદ્યુમ્ન નામનો વહાણનો માલિક પૂર્વે ચંદ્રપૂરમાં હતો ત્યાંથી નીકળી મહાકટાહાક્ષ નામના બેટ તરફ ઉદર નિર્વાહ સારૂં ગયો ત્યાં દ્રવ્ય પ્રાપ્તિ કરી પોતાના શહેર તરફ જવા નીકળ્યો. રસ્તામાં પવનમંદ થવાથી તેને બે મહિના લાગ્યા તે પછી આજેજ સવારે પાછું વિલક્ષણ વાદળ આવ્યું તેથી ત્યાં તેણે પાણીમાં લંઘર નાંખી વહાણ થોભાવ્યું. તેનો અવાજ સાંભળી તે બે બર્બર દોડતા આવ્યા. તેમ-

ણેજ પાછા આવી તમને જોયા વગેરેની ખબર કહી ત્યારે પ્રદ્યુમ્નને તે ખરૂં ન લાગવાથી અમને મોકલ્યા, હું એનોજ ખલાશી હોઇ દરેક કામ કરનાર આ નોકરો છે. આ વહાણની હકીકત સાંભળી તે કુમારે એવો વિચાર કર્યો કે "હવે સામા તીરે નીકળી જવા વાસ્તે આ વહાણ સરસ છે."

વીરસેન—હું મનુષ્ય હોઈ, દૈવગતિથી અહિં આવી પડયો છું, અહિં મારા જેવા બીજા કોઇ નથી તો સામે તીર જવાની મારી ઈચ્છા છે.

ખલાશી—મ્હોંથી બોલી શો ઉપયોગી પણ જો પવન અનુકુળ થશે તો સામે તીરે પહોંચાડી દઈશું.

પછી તેઓ વીરસેન સાથે રાજ કન્યા તરફ ગયા, અને કુમારે તેને કહ્યું કે હે સુંદરિ આપણે વહાણમાં બેસીને જઈશું "હે પ્રિય, તારૂં વચન મને માન્ય છે." એમ બોલી તે ચંદ્રશ્રી ત્યાંથી ઉઠી ખલાસીએ ચંદ્રશ્રી અને વીરસેનને કહ્યું કે "આ વસ્તુથી તમે તમારા નાક, કાન અને આંખો ઢાંકી દઈ અમારી પછવાડે સમુદ્ર ઉપર આવો" આ સાંભળી તે રાજકન્યા અને કુમાર બંને બંધુજીવાને નમસ્કાર કરી વહાણ પાસે જઈ પહોંચ્યા. તે જોડું વહાણ આગળ આવી ઉભું રહ્યું, વહાણના માલિકે તેમને જોયાં મંદરપર્વતથી ડોહોળાએલા સમુદ્રમાંથી ઉપર આવેલા ચંદ્ર અને લક્ષ્મી પ્રમાણે તે બે જણા દેખાતા હતા. પૂર્વે સાંભળ્યા પ્રમાણેજ કોઇ દિવસ ન જોએલાં, એવા રૂપ યુકત એ રાજકુમારને જોઇ પ્રદ્યુમ્ને ઉતાવળથી પોતાની મંડળીસહ ઉઠી તેમનો સત્કાર કર્યો. પ્રથમ ચંદ્રશ્રીને ઉપર બેસાડી પછી કુમાર વહાણ ઉપર ચઢયો, ત્યારે પ્રદ્યુમ્ને પોતાના હાથ પાસે બેસવાની તેને જગા આપી. કુમારને સમુદ્રમાં પડયા બાબતની હકીકત પુછયાથી તે તેણે કહી પ્રદ્યુમ્ને તે ઉપરથી તેનો અતિશય પરાક્રમ સમજાયો. આવા પ્રકારના મનુષ્યને આ પૃથ્વી ઉપર કાંઇપણ અશકય નથી, આ પ્રમાણે તે નૌકાધિપતી (વહાણનો ઉપરી માલીક) વિચાર કરે છે, એવામાં પવન પણ જોઈએ તેવો ફુંકાવા લાગ્યો ત્યારે તે વહાણવાળાએ લંઘર ઉપર ખેંચી લીધું, અને તરતજ વહાણમાં પવન ભરાઇ ગયો. પવનના જોરથી વહાણ મનની સાથે (મનોવેગ પ્રમાણે) સ્પર્ધા કરતું ચાલ્યું: પાંચ દિવસ પછી વહાણવાળાએ પવનમાં દૃષ્ટિ ફેંકી જોયું તો, પથરાનો એક ઉંચો પર્વત જણાયો, પ્રદ્યુમ્ને પર્વત જોઈ કુમારને કહ્યું કે, "મહારાજ, આકાશ સુધી જેના શિખર પહોંચ્યા છે, એવો સામે પર્વત છે તે જુઓ. આ પર્વતથી આગળ બસેં યોજન ઉપર (૮૦૦ મૈલ) સમુદ્ર કિનારો છે, હે પુરૂષ શ્રેષ્ટ, જો આવોજ પવન રહેશે તો આપણે ઝપાટામાં પહોંચ્યા સમજો શાક ભાજી, બળતણ, પાણી વગેરે ઉપર બહુ સપાટો ઉડયાથી તે સર્વ થઇ રહ્યાં છે, માટે અહિંઆ પર્વત ઉપરજ આ વહાણ થોભાવીશું આ વિસ્તીર્ણ પર્વતના શીખરપર તમે પણ ઉતરો, અને મનયુકત વિશ્રાંતી લેઇ, પાછા આ વહાણમાં બેસી મુસાફરી કરો."

આ પ્રમાણે વાતચીત થયા પછી એક ક્ષણવારમાં તે વહાણ ત્યાં પહોંચ્યું, પ્રદ્યુમ્ન, કુમાર અને રાજકન્યા પણ ત્યાં ઉતરી પડી ગગનને અડેલા એવા મોટા

મોટા ફળ ઝાડોથી, પક્ષી વગેરે આકાશમાં ફરનારા જીવની ક્ષુધા શાંત કરનાર પર્વતને કુમારે જોયો. પછી તે કુમાર ચંદ્રશ્રીને વહાણના માલિક પાસે નિર્ધાસ્તપણે સોંપી પોતે મરજી પ્રમાણે ફરવા વાસ્તે ગયો. પર્વત શિખર ઉપર ચંદન વૃક્ષોમાંથી, મધુર ઝરાંઓ પરથી, અને ગુફાઓમાંથી કુમાર, સિંહ સરખો નિર્ભયપણે ફરતો. પર્વત ઉપરના બીજા ઘોર અરણ્ય જોતો જોતો, તે વહાણ પાસેથી ચાર મૈલને છેટે નીકળી ગયો. તે વિદ્યાધર પુત્રે (કુમારવીરે) ત્યાં એક ઝાડની જુની ગુફા જોઇ. તેની આજુબાજુ જમીનને ડાળીયો લાગેલી છે એવા ઝાડો હોઇ, તેમાં સૂર્યના કિરણોને પેસવાને જગા નહોતી એમ દેખાતું હતું. કુમારે આશ્ચર્યથી તેની અંદર નજર ફેંકી જોયું તો, પુષ્કળ લોકોનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. ચંદન વૃક્ષ જોવાની ઈચ્છાથી જરાક હળવેથી આગળ ગયો તો, વિદ્યાધરનું સૈન્ય લઢાઇની તૈયારીમાં લાગેલું તેના જોવામાં આવ્યું. તે સૈન્ય તૈયાર જોઈ રાજકુમારે વિચાર કર્યો કે, આ વિદ્યાધર કોઇ પણ ઠેકાણે લઢાઈ સારૂ જવા એકઠા થએલા હોવા જોઈએ. એ વાત જવા દો, પણ આ વિદ્યાધર કયાં જાય છે, કેવી રીતે લઢે છે ઈત્યાદિ સર્વ ચરિત્ર હું ઝાડની પાછળ સંતાઈ રહી જોઈ લેઇશ.

આ પ્રમાણે છૂપી રીતે વાંકો વળી તે, પેલા વિદ્યાધરોને જોતો ઉભો હતો, ત્યારે બંધુદત્ત નામનો પોતાનો મિત્ર રોકી રાખેલો તેની નજરે પડયો. પોતાના મિત્રને બરોબર નીહાળી વીરસેને વિચાર કર્યો કે; "અરેરે, મારા મિત્રની આવી દશા કયાંથી આવી ? બીજો વિચાર એવો કર્યો કે દુર્ભાગ્યથી દુર્દશા રૂપી કુવામાં પડેલા મનુષ્યને, ન સંભવે એવી એક પણ દશા નથી. આ આકાશચર (વિદ્યાધર) આને શું કરે છે તે જોઈએ, અને પછી અહિંજ આપણે પ્રગટ થઇશું" તે ખેચરોએ ત્યાંથી તે બંધુદત્તને પોતાના મુખ્ય પાસે લઇ ગયા. અને તેને નમસ્કાર કરી બોલ્યો કે;

"તમે પ્રથમ અમને નાશિકય નગરની અંદર મોકલ્યા હતા. વૈતાઢય પર્વત ઉપરનો અશોક, તેની તપાસ માટે અમે ત્યાં ગયા હતા. મહારાજ, ત્યાં અમે એવું સાંભળ્યું કે, રાવણ જેમ સીતાનું હરણ કરી ગયો, તે પ્રમાણે આગમાંથી ચંદ્રશ્રીને અશોક લેઈ ગયો. એવું સાભળવામાં આવે છે કે, તેણીનો કોઇ વીરસેન કરીને હતો, તે તેની પછવાડે ગયો. એતો મહારાજ મોટો લઢવૈયો હોઇ સ્વ પરાક્રમથી સર્વ ત્રિભૂવન તાબે કરે એવો છે. સર્વ જગમાં તે ઘણોં રૂપવાન્ છે, તે સત્યવાન અને મોટો દાતા છે, જીવ માગ્યો હોય તો તે કાઢી આપે એવો છે, તો પછી પૈસાની શી વાત ? આ પ્રમાણે ગુણવાન કુમાર ઉપર ચંદ્રશ્રીની પ્રીતિ જડાએલી હોવાથી અતિશય પ્રેમથી અને વિશેષે પ્રીતિયુક્ત મનથી તે તેને વશ થએલી હતી. અશોકે સ્વવિદ્યાના પ્રભાવથી માત્ર તેના શરીરનું જ હરણ કર્યું હતું, પરંતુ તેનું અંતઃકરણ હરણ કરવા જેવી શક્તિ તેનામાં નહોતી. નાશિકયપુરના લોકો પાસેથી આ વાત મેં સાંભળી, એ સાંભળવા સારૂં મહારાજ સુદ્રઢશ્વને આ-

પણી તરફ મોકલ્યો. અમે તો સર્વ દીશા ચારે બાજુએથી જોઈ, તો પણ અશોકનો કાંઈપણ પત્તો અમને લાગ્યો નહિ. અરણ્યની અંદર ફરતાં ફરતાં લાલ રંગથી શુશોભિત મંદિર અમારા જોવામાં આવ્યું. તે મંદિર મહા ભયંકર વનમાં હોઈ બહુજ ભયંકર ઝાડીની અંદર હતું અને તેની અંદર દેવીની એક ભયંકર મૂર્તિ હતી. મહારાજ, અમે તો આશ્ચર્ય પામીને સંધ્યાકાળે ત્યાં ઉતર્યા. અને વિદ્યાના બળથી અદ્રશ્ય રહી ચારે બાજુએ ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તે દેવીના દેવળમાં એક ઉરગણુ નામનો યોગીશ્વર અમે જોયો. અમે તેની પાસે ઉભા રહી, યોગિની અને યોગી એમનાથી વેષ્ટિત થયેલો તે યોગીશ્વર જોયો. એ પછી આ ખેચરેશ્વર (વિદ્યાધર) પુરૂષ ત્યાં આવી નમસ્કાર કરી આશીર્વાદ લેઇ બેઠો. સ્થિર પણાથી મુલાકાત થયા પછી તે યોગીશ્વરે તેને પુછયું કે, "તું કયાંથી આવ્યો? અને અહિં આવવાનુ તને શું કારણ હતું?" તેણે યોગીને ઉત્તર આપ્યો કે; "હે યોગીશ્વર, જેવું તેવું કહેવા જેવું કામ નથી, પણ એકાંતે કહેવા સરખું નાજુક કામ છે." તેણે પાસે બેઠેલી મંડળીને તરત રજા આપી, અને તે બન્ને એકાંતમાં જઇને બેઠા. અને અમે પણ તેની પાસેજ હતા. તેણે તે યોગીને કહ્યું કે "**અશોકે** તને છેતરી **ચંદ્રશ્રીને** લઈ ગયો, તેવોજ **વીરસેન** તરત તેની પછવાડે ગયો. **વીરસેનના** વિયોગ જન્મ દુઃખાગ્નિથી મન કંટાળી હું મારા મિત્રને મળવાના હેતુથી શોધ કરવાને પ્રવૃત્ત થયો." આ પ્રમાણે આણે તેને કહ્યું તે સર્વ અમે તેનાથી અદ્રશ્ય રહી સાભળ્યું. મહારાજ, ફરી યોગીએ તેને પુછયું કે, "અરે, **ચંદ્રશ્રી** તે **વીરસેન** ઉપર આશક થઇ છે ને? તે બોલ્યો "હે પ્રભુ, ચિત્રની અંદર કાઢેલી સ્ત્રી પ્રમાણે તેનાપર (ચંદ્રશ્રી) પ્રેમ કરી પેલો **અશોક** અને **શેખર** પણ નકામા ટળવળાટ કરે છે **વીરસેન** રૂપી દોરાથી એ સ્ત્રીનું મન બંધાઇ ગયા પ્રમાણે છે, માટે હે યોગીશ્વર, તે બીજા પુરૂષ તરફ અહિં આવશે જ નહિ એની ખાતરી રાખો અયોગ્ય કામ કરવાને ડરનાર અને પારકાના કામ ઉપર આસ્થા રાખનાર, એવો સન્મિત્ર **અશોક** પાસે છે, પણ તે ગુણથી જુદો છે. તો હે યોગીશ્વર, આ જગતમાં તને અસાધ્ય એવું કાંઈ નથી. જેથી કરી તારી કૃપાવડે મારી અને મારા મિત્રની મુલાકાત થાય એવું કાંઇ કર. પારકાના દુઃખનું નિવારણ કરનાર મોટા લોકો આવી વાતો સાંભળે છે. તો તું અમારા ત્રણેનો મેળાપ કરી આપ." એ પ્રમાણે બોલી, તે મહા યોગીના ચરણકમળને સાષ્ઠાંગ નમસ્કાર કર્યો, તેણે પણ કહ્યું કે અરે ભલા માણસ મારૂં કહેવું સાંભળ. "હું કાંઈ ઈંદ્રના ખોળામાંથી ઇંદ્રાણીને લેઈ આવું એવો નથી, હે માહાસાત્વિક, મારામાં એવું સામર્થ્ય છે એમ તું સમજીશ નહિ. મોટા લોકોની પ્રત્યક્ષ કૃતિ જોયા વગર લોકોને ફક્ત બોલવાનો કેમ ભરોસો રહે? તેથી હું તારા કાર્યમાં પ્રવૃત્ત થએલો છું એવો તને શી રીતે ભરોંસો પડે? **ચંદ્રશ્રી** સહિત તારા મિત્રનો હું તને મેળાપ કરીશ. તારા મિત્રની પણ મને ખબર છે, તે પરાક્રમથી જગતમાં પ્રસિદ્ધ છે. **શ્રીકામરૂપ** દેશની અંદર મેં તેના ગુણોનું વર્ણન સાંભળેલું છે. પેલા કુમલકેતૂને મારી એણે જેના પતિવ્રતપણાનું રક્ષણ કર્યું. એ

અર્થપતિની પ્રિયા એના યશનું વાગતું નગારૂં છે: ઠીક, આ જે અષ્ટમીની રાતે મારે કાંઈ કૃત્ય કરવાનું છે, તે કર્યા વગર મંત્રની સિદ્ધિ પ્રાપ્ત થવાની નથી. તારા જેવા સત્યવાન્ પુરૂષે મને અવશ્ય મદદ કરવી જોઈએ, આ જંગલમાં ખરેખર મારા પુણ્ય વડેજ તારો મેળાપ થયો. તેં એવી રીતે મદદ કર્યા પછી તારો મિત્ર તેની પત્નિ સાથે તને મેળવી આપીશ." માહારાજ, આ પ્રમાણે પેલા યોગીરાજે કહ્યા પછી પાછો તે બોલ્યો કે "હે ભાગ્યવાન્ તારૂં કાર્ય સફળ થાઓ. અને તારા પ્રભાવ વડે મારા મિત્રની મુલાકાતનો મને મોટો લાભ પેદા થાવ.

યોગીશ્વર—ચાલ, આપણે બે જણા કાર્ય સાધવા સારૂં જઈએ, હે વીર, બે પહોર રાત ગઈ નથી એટલામાં આપણે જઈશું.

પછી તે બે જણાએ સર્વ સામગ્રી તૈયાર કરી દેવીની પૂજા કરી, અને અતિ નિર્ધાસ્તપણાથી સ્મશાન ભૂમિ તરફ ગયા. તે યોગીરાજે ત્યાં મંડલ પૂજા વગેરે વિધિસર કરી સમાધીની તૈયારીએ બેઠો, અને તે બંધુદત્તને કહ્યું કે "આ જગા યોગિનીની હોઇ, અંહિ વિઘ્ન અને ભય છે, ભૂત, પ્રેત, રાક્ષસ, વેતાળ સેંકડો પીશાચ્ચોનો અંહિ વાસ છે. માટે ચારે દિશા તરફ નજર રાખી સાવધ રહેજે અને કોઇનો અંહિ પ્રવેશ ન થાય એ વ્વવસ્થા રાખજે. તેણે કહ્યું કે "માહારાજ કોઇપણ પ્રકારનો ડર રાખશો નહિં. હું અંહિ ઉભો છું ત્યાં સુધી વાંકી નજરે પણ કોણ જોનાર છે? તો પણ હે યોગીશ્વર, નિર્ભયપણે સાહસ ધરી એકાગ્ર ચીતથી સમાધી યોગથી તમારૂં કાર્ય સાંધી લો" તે પછી તેણે શૌર્યના વચનો સાંભળી, શંકા ન ધારતા પોતાના સાધનોની તૈયારી કરી, અને તે ધ્યાનસ્થ બેઠો. આ દેવયોનીમાંનો પુરૂષ પણ હાથમાં તલવાર લેઇ આસપાસ રક્ષણ સારૂં ફરતો રહ્યો. આ પુરૂષના પ્રભાવવડે દુષ્ટ દેવતાઓ ત્યાં આવ્યા નહિ, અને તે ધ્યાનયોગ પણ આના પરાક્રમે કરીને સિદ્ધ થયો. આ પ્રમાણે નિર્વિઘ્ન ધ્યાન ચાલેલું હતું. એવામાં નભશ્વર તરફથી તે યોગીરાજ ભય પામવા લાગ્યો. તે વખતે મેઘ દક્ષિણ દિશા તરફ ન છતાં પર્વત શિખરો ઉપરથી પડતી વસ્તુઓના જેવો ખડખડાટ થયો. હે માહારાજ, તે શબ્દ સાંભળતાંજ આ પુરૂષ નિર્ભયપણે દોડી ગયો અને "યોગીરાજ બીશો નહિ" એમ કહી દક્ષિણ દીશા તરફ મ્હોં કરીને ઉભો રહ્યો. ત્યારે કાળા રંગનો, ભયંકર પૃથ્વી અને આકાશ વચ્ચેના ટેકા સરખો (ઉંચો) એવો એક વિકાળ ક્ષેત્રપાળ તેણે જોયો. "અરે દુષ્ટ, મને જાણ્યા વગર સિદ્ધિ મેળવવા ઈચ્છે છે?" આ પ્રકારનું દુષણ આપતો તે ક્ષેત્રપાળ તેની પાસે આવી ઉભો રહ્યો. પછી આ પુરૂષ ડર ન રાખતા ક્ષેત્રપાળ સાથે બોલ્યો કે "હે ક્ષેત્રપાળ' હવે ક્રોધ સમાવી દેઇ સ્થિર ચિત્તથા આરાધના કરનાર લોકોપર દેવોએ ક્રોધ શા વાસ્તે કરવો? જો કદાચિત એ દુર્વર્તની હશે તો તેનું ફળ તે ભોગવશે. મોટા ઉદાર પુરૂષે સ્વદોષથી માર્યા ગએલાને કેવી રીતે મારવો? વિષ ખાધેલા પુરૂષોપર શસ્ત્ર પ્રયોગ કરવો એ ખચિત નિષ્ફળ છે. દેવ અંતઃકરણ પૂર્વક ભક્તિ કર્યાથી સધાય છે. હું તો મારા મનમાં તેમને સાધ્ય કરૂં છું. હે ક્ષેત્રપાળ આ યોગીને તું કાંઇ પણ વિઘ્ન કરીશ નહીં."

આનું નમ્ર ભાષણ તે ક્ષેત્રપાળે સાંભળ્યું ત્યારે તે જરા શાંત ચિત્ત થયો અને ફરી તેની સાથે બોલ્યો "આ લોકમાં જે જેવું કરે છે તે તેવા ફળ પામે છે. પોતાના દુર્વર્તનને લીધે એ એની મેળે મારા ભક્ષસ્થાને આવ્યો છે. અમારા હલકા દેવો પાસે સામગ્રી થોડી હોઇ, અમારી બુદ્ધિ હલકી હોય છે, ત્રાસ આપવાનું માત્ર અમે સમજીએ છીએ, અને સાવધ રહેનારાપર અમલ કરતા નથી. આ યોગી તો સર્વ પ્રકારે ત્રાસ આપવા લાયક મને જડયો છે. આણે ઉદ્ધતાઈથી મને મંડળ જગોએ નૈવેદ્ય અર્પણ કર્યો. અરે ગાંડા, આ યોગી ઉદ્ધતાઇ કરે છે એમ જો તારા જાણવામાં આવ્યું તો પછી મદદ કરવાનું કઠણ કામ કરવા વાસ્તે તૈયાર થયો. વળી તેણે ક્ષેત્રપાળ દેવને કહ્યું કે "જે થવાનું હોય તે થાઓ, પણ હું હમણા આને છોડવાનો નથી. પોતાનું કહ્યા પછી તે ગુણવાન્ કે ગુણહીન્ હોય તો પણ જે તેનું રક્ષણ કરે છે તેજ ઉદાર અને સજ્જન છે એમ હું સમજુ છું.

ક્ષેત્રપાળ—નિર્ગુણી મનુષ્યને જો તું મદદ કરીશ તો પોતે સદ્ગુણી છતાં પણ મરણ પામીશ. મારૂં તો સારૂં થયું. એકલા યોગીથી મારૂં શું પુરૂ થવાનું હતું? હવે તમે બંને મળ્યા એટલે મારી રક્ત પ્રાશન કરવાની ઇચ્છા બહુ શાંત થશે.

ક્ષેત્રપાળનું વચન સાંભળી, ક્રોધાગ્નિથી સંતપ્ત થઇ તલવાર લેઈ, તેના શત્રુને તેણે કહ્યું કે, "જેમ જેમ હું દેવદેવ કહીને તારા કાલાવાલા કરૂં છું, તેમ તેમ તું વધારે ગુસ્સે થાય છે? વેરભાવથી વર્તનારા દેવહો, અગર મનુષ્ય હો, તે સામદામથી માનતા નથી, તો ઉલટા શીક્ષાથીજ થંડા થાય છે." એમ બોલી હાથમાંની તલવાર ઉગામી આ પુરૂષ અનિવાર્ય આવેશથી તે ક્ષેત્રપાળના સામો દોડતો ગયો. તે પછી ક્ષેત્રપાળે લઢવાને તૈયાર થએલો જોઇ, તેને પોતાની મુઠીમાં ઝાલી ઉપર ઉચકયો અને કહ્યું કે, "પ્રથમ તારા ઉચ્ચારેલા વાકયોનું અગર તલવારનું શું ફળ મળવાનું છે? મેં તને મારી મુઠીમાં ઝાલ્યો છે, હવે તને કોણ બચાવશે?" તે તેની મુઠીમાં હતો તેવામાં તેણે કઠણ દાઢોથી તેની જીભને કાણું પાડયું. માહારાજ, એ ક્ષેત્રપાળ રીસાઈને તેનું ચરીચુર્ણ કરી નાંખવાનો એટલામાં તે તેના માથાપર ચઢી બેઠો તે કેમે કરે ખસેના હાથ ઉંચા કરે છે. એટલામાં તો તેના ખાંધા ઉપર અને માથા ઉપર જઇ, એક સરખા તલવારના ઘા કરવા લાગ્યો. તે બંને હાથે તેને પકડે છે. એટલામાં તેણે તેના બંને કાનના વિસ્તીર્ણ છિદ્રોમાં પ્રવેશ કર્યો. માહારાજ આ પુરૂષ અંદર પેશી કીડા સરખો અંદર આમતેમ ફરવા લાગ્યા. ત્યારે માથું અને બોચી હલાવી ગમે તે રીતે તેને જમીનપર બહાર પાડયો પછી યોગીશ્વરને ઇષ્ટ સિદ્ધી થયાથી તે એકદમ ઉઠયો. અને ઘણું રીસાઇને ક્ષેત્રપાળપર જાતે દોડી ગયો. તેનું તેજ સહન ન થવાથી તે ક્ષેત્રપાળ નાશી ગયો, તે વિદ્યાધર પ્રભુ ઝપાટાથી કયાં ગયો કોણ જાણે? તે જતો રહ્યો એમ જોઇ તે યોગી તે માણસને કહેવા લાગ્યો કે "હે સજ્જન તારા પરાક્રમ વડે મંત્ર સિદ્ધિ પ્રાપ્ત થઇ તું જો અહિં ન હોત, તો હું નિરાશ્રિતપણે તેની મુઠીમાં જડયો હોત, યમનો મેહેમાન થયો હોત (હવે બોલવું બસ થયું આનો અંત આવવાનો નથી) કારણ, બાહ્ય

વસ્તુના સંબંધમાં પણ હું શું શું કહું ? જેણે પોતાના જીવીતથી મારૂં જીવીત્વ ખરીદ કર્યું, તેને સ્વાધિન મેં મારૂં પણ જીવિત્વ કર્યું છે. પછી તેણે કહ્યું કે " માહારાજ જગત્ કલ્યાણ કરનારનું જીવિત્વ વૃદ્ધિંગત થાઓ. અને મને પણ મારા મિત્રનો મેળાપ થાઓ.

**યોગી**—હે બંધુદત્ત, હજીસુધી પણ તને શંકા લાગે છે? તું અગ્નિ સળગાવ એટલે પ્રથમ તે બન્ને **અશોક** ખેચરને હોમી નાખું. તે બન્નેની આહુતી પડયા પછી હું મારૂં કામ નિર્વિઘ્નપણે કરીશ, કારણ તેમણે ઘણી વિદ્યા પ્રાપ્ત કરી મંત્ર સિદ્ધિ મેળવેલી છે, માટે તું જઈને કાષ્ટાગ્નિ લાવ, અને હું ચિતામાનો અગ્નિ લાઉં છું, આટલું બોલી તે બન્ને પોતપોતાને કામે ગયા.

મહારાજ, અમને તો તે યોગીનું બોલવું સાંભળીને ડર લાગ્યો. (ખાસ **યોગી**ની શક્તિનું ચિંતનજ મનની અંદર ઘોળાવા લાગ્યું) જો એકલા **અશોક**નીજ આહોતી આપી તો, તો ઠીક, પણ જો અમારા ધણીની આહોતી આપી તો ખરાબ થશે. તેથી અમે જલદીથી ચિતાનો અગ્નિ પાણીથી ઓલવી નાંખ્યો. તેને અમે જંગલમાં લાકડા શોધતો ફરતો જોયો અને ત્યાં કોઇ શત્રુ નથી, એમ જાણી ઝાડને તરવાર બાંધી તે ફરતો હતો, એ સંધિ અમે સર્વ ખેચરોએ સાધી, અમો એકઠા થઈ આ બલવાન હતો તોપણ તેને મજબુત દોરડાથી બાંધી નાખ્યો. મહારાજ, અમને તેણે જોઈને (હોઠ દબાવી) મોઢું વાકું કરી ભય બતાવતો હતો તેવામાં અમે તે મોટા હાથવાળા પુરૂષને બાંધ્યો ત્યારે તે અમારી પાસે ગુપચુપ બેશી રહ્યો. માહારાજ, આ તમારા શત્રુને અમે અહિં લેઇ આવ્યા. હવે તમારી જેવી આજ્ઞા હશે તેમ કરીશું? એમ બોલી છાનામાના ઉભા રહ્યા.

આ પ્રમાણે બંધુદત્તની હકીગત સાંભળી **વીરસેન** કુમારને મનની અંદર બહુ માઠું લાગ્યું, અને વિચાર કરવા લાગ્યો કે, અરેરે, મારા વિયોગવડે પોતાના જીવની આશા છોડી મારો મિત્ર જંગલની અંદર એકલો ભટકવા લાગ્યો **અ**ર પૃથ્વી પર આવા વિશ્વોપકારી નરોની ઉત્પત્તિ, ચિંતામણ રત્ન પ્રમાણે પુણ્યયોગથી પણ થવી અશકય છે. **ચંદ્ર**શ્રીને મળવાના હેતુથી, તેને ન જણાવતા હું નીકળી ગયો એ થી મારૂં કાંઇ સારૂં થયું નહિ. થનાર ભવિષ્ય થાય છે, પછી ચિંતા કરીને શો અર્થ છે? હાલમાં તો આ **શેખર** શો ઉત્તર આપે છે તે સાંભળી લેવો.

પછી તે વિદ્યાધરોનો રાજા **શેખર** તેમનું ભાષણ સાંભળી, રીસથી સંતપ્ત થઇ કરડી નજરે જોતો (તે બંધુદત્તને) બોલ્યો; "અરે દુષ્ટ, હાલમાં તો તને જીવાડે એવો કોઈપણ મારી નજરે પડતો નથી, મારી ક્રોધાગ્નિની જવાળામાં હું તને અંહિજ નાખી દઉં છું. મરણ સમયે પશુપક્ષી આદી પ્રાણિયોને ખરાબ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને આ લોકમાં મનુષ્યને પણ તેમજ થાય છે. તો પછી તારો શો દોષ?

તે **શેખર**નું આવું નિર્દય ભાષણ સાંભળી બંધુદત્ત બોલ્યો કે, "હે મારા હાથ અને દંડ, તમે અનુક્રમે મારૂં અને મારા મિત્રનું રક્ષણ કરો.

આનું નમ્ર ભાષણ તે ક્ષેત્રપાળે સાંભળ્યું ત્યારે તે જરા શાંત ચિત્ત થયો અને ફરી તેની સાથે બોલ્યો "આ લોકમાં જે જેવું કરે છે તે તેવા ફળ પામે છે. પોતાના દુર્વર્તનને લીધે એ એની મેળે મારા ભક્ષસ્થાને આવ્યો છે. અમારા હલકા દેવો પાસે સામગ્રી થોડી હોઇ, અમારી બુદ્ધિ હલકી હોય છે, ત્રાસ આપવાનું માત્ર અમે સમજીએ છીએ, અને સાવધ રહેનારાપર અમલ કરતા નથી. આ યોગી તો સર્વ પ્રકારે ત્રાસ આપવા લાયક મને જડયો છે. આણે ઉદ્ધતાઈથી મને મંડળ જગોએ નૈવેદ્ય અર્પણ કર્યો. અરે ગાંડા, આ યોગી ઉદ્ધતાઇ કરે છે એમ જો તારા જાણવામાં આવ્યું તો પછી મદદ કરવાનું કઠણ કામ કરવા વાસ્તે તૈયાર થયો. વળી તેણે ક્ષેત્રપાળ દેવને કહ્યું કે "જે થવાનું હોય તે થાઓ, પણ હું હમણા આને છોડવાનો નથી. પોતાનું કહ્યા પછી તે ગુણવાન્ કે ગુણહીન્ હોય તો પણ જે તેનું રક્ષણ કરે છે તેજ ઉદાર અને સજ્જન છે એમ હું સમજું છું.

ક્ષેત્રપાળ—નિર્ગુણી મનુષ્યને જો તું મદદ કરીશ તો પોતે સદ્ગુણી છતાં પણ મરણ પામીશ. મારૂં તો સારૂં થયું. એકલા યોગીથી મારૂં શું પુરૂ થવાનું હતું? હવે તમે બંને મળ્યા એટલે મારી રક્ત પ્રાશન કરવાની ઇચ્છા બહુ શાંત થશે.

ક્ષેત્રપાળનું વચન સાંભળી, ક્રોધાગ્નિથી સંતપ્ત થઇ તલવાર લેઈ, તેના શત્રુને તેણે કહ્યું કે, "જેમ જેમ હું દેવદેવ કહીને તારા કાલાવાલા કરૂં છું, તેમ તેમ તું વધારે ગુસ્સે થાય છે? વેરભાવથી વર્તનારા દેવહો, અગર મનુષ્ય હો, તે સામદામથી માનતા નથી, તો ઉલટા શીક્ષાથીજ થંડા થાય છે." એમ બોલી હાથમાંની તલવાર ઉગામી આ પુરૂષ અનિવાર્ય આવેશથી તે ક્ષેત્રપાળના સામો દોડતો ગયો. તે પછી ક્ષેત્રપાળે લઢવાને તૈયાર થએલો જોઇ, તેને પોતાની મુઠીમાં ઝાલી ઉપર ઉચકયો અને કહ્યું કે, "પ્રથમ તારા ઉચ્ચારેલા વાકયોનું અગર તલવારનું શું ફળ મળવાનું છે? મેં તને મારી મુઠીમાં ઝાલ્યો છે, હવે તને કોણ બચાવશે?" તે તેની મુઠીમાં હતો તેવામાં તેણે કઠણ દાઢોથી તેની જીભને કાણું પાડયું. માહારાજ, એ ક્ષેત્રપાળ રીસાઈને તેનું ચરીચુર્ણ કરી નાંખવાનો એટલામાં તે તેના માથાપર ચઢી બેઠો તે કેમે કરે ખસેના હાથ ઉંચા કરે છે. એટલામાં તો તેના ખાંધા ઉપર અને માથા ઉપર જઇ, એક સરખા તલવારના ઘા કરવા લાગ્યો. તે બંને હાથે તેને પકડે છે. એટલામાં તેણે તેના બંને કાનના વિસ્તીર્ણ છિદ્રોમાં પ્રવેશ કર્યો. માહારાજ આ પુરૂષ અંદર પેશી કીડા સરખો અંદર આમતેમ ફરવા લાગ્યા. ત્યારે માથું અને બોચી હલાવી ગમે તે રીતે તેને જમીનપર બહાર પાડયો પછી યોગીશ્વરને ઇષ્ટ સિદ્ધી થયાથી તે એકદમ ઉઠયો. અને ઘણું રીસાઇને ક્ષેત્રપાળપર જાતે દોડી ગયો. તેનું તેજ સહન ન થવાથી તે ક્ષેત્રપાળ નાશી ગયો, તે વિદ્યાધર પ્રભુ ઝપાટાથી કયાં ગયો કોણ જાણે? તે જતો રહ્યો એમ જોઇ તે યોગી તે માણસને કહેવા લાગ્યો કે "હે સજ્જન તારા પરાક્રમ વડે મંત્ર સિદ્ધિ પ્રાપ્ત થઇ તું જો અહિં ન હોત, તો હું નિરાશ્રિતપણે તેની મુઠીમાં જડયો હોત, યમનો મેહેમાન થયો હોત હવે બોલવું બસ થયું આનો અંત આવવાનો નથી) કારણ, બાહ્ય

વસ્તુના સંબંધમાં પણ હું શું શું કહું ? જેણે પોતાના જીવીતથી મારૂં જીવીત્વ ખરીદ કર્યું, તેને સ્વાધિન મેં મારૂં પણ જીવિત્વ કર્યું છે. પછી તેણે કહ્યું કે "માહારાજ જગત્ કલ્યાણ કરનારનું જીવિત્વ વૃદ્ધિંગત થાઓ. અને મને પણ મારા મિત્રનો મેળાપ થાઓ.

**યોગી**—હે બંધુદત્ત, હજીસુધી પણ તને શંકા લાગે છે? તું અગ્નિ સળગાવ એટલે પ્રથમ તે બન્ને અશોક ખેચરને હોમી નાખું. તે બન્નેની આહુતી પડયા પછી હું મારૂં કામ નિર્વિઘ્નપણે કરીશ, કારણ તેમણે ઘણી વિદ્યા પ્રાપ્ત કરી મંત્ર સિદ્ધિ મેળવેલી છે, માટે તું જઈને કાષ્ઠાગ્નિ લાવ, અને હું ચિતામાનો અગ્નિ લાઉં છું, આટલું બોલી તે બન્ને પોતપોતાને કામે ગયા.

મહારાજ, અમને તો તે યોગીનું બોલવું સાંભળીને ડર લાગ્યો. (ખાસ યોગીની શક્તિનું ચિંતનજ મનની અંદર ઘોળાવા લાગ્યું) જો એકલા અશોકનીજ આહોતી આપી તો, તો ઠીક, પણ જો અમારા ધણીની આહોતી આપી તો ખરાબ થશે. તેથી અમે જલદીથી ચિતાનો અગ્નિ પાણીથી ઓલવી નાંખ્યો. તેને અમે જંગલમાં લાકડા શોધતો ફરતો જોયો અને ત્યાં કોઈ શત્રુ નથી, એમ જાણી ઝાડને તરવાર બાંધી તે ફરતો હતો, એ સંધિ અમે સર્વ ખેચરોએ સાધી, અમો એકઠા થઈ આ બલવાન હતો તોપણ તેને મજબુત દોરડાથી બાંધી નાખ્યો. મહારાજ, અમને તેણે જોઈને (હોઠ દબાવી) મોઢું વાકું કરી ભય બતાવતો હતો તેવામાં અમે તે મોટા હાથવાળા પુરૂષને બાંધ્યો ત્યારે તે અમારી પાસે ગુપચુપ બેશી રહ્યો. માહારાજ, આ તમારા શત્રુને અમે અહિં લેઇ આવ્યા. હવે તમારી જેવી આજ્ઞા હશે તેમ કરીશું? એમ બોલી છાનામાના ઉભા રહ્યા.

આ પ્રમાણે બંધુદત્તની હકીગત સાંભળી વીરસેન કુમારને મનની અંદર બહુ માઠું લાગ્યું, અને વિચાર કરવા લાગ્યો કે, અરેરે, મારા વિયોગવડે પોતાના જીવની આશા છોડી મારો મિત્ર જંગલની અંદર એકલો ભટકવા લાગ્યો અરે પૃથ્વી પર આવા વિશ્વોપકારી નરોની ઉત્પત્તિ, ચિંતામણ રત્ન પ્રમાણે પુણ્યયોગથી પણ થવી અશકય છે. ચંદ્રશ્રીને મળવાના હેતુથી, તેને ન જણાવતા હું નીકળી ગયો એથી મારૂં કાંઇ સારૂં થયું નહિ. થનાર ભવિષ્ય થાય છે, પછી ચિંતા કરીને શો અર્થ છે? હાલમાં તો આ શેખર શો ઉત્તર આપે છે તે સાંભળી લેવો.

પછી તે વિદ્યાધરોનો રાજા શેખર, તેમનું ભાષણ સાંભળી, રીસથી સંતપ્ત થઇ કરડી નજરે જોતો (તે બંધુદત્તને) બોલ્યો; "અરે દુષ્ટ, હાલમાં તો તને જીવાડે એવો કોઈપણ મારી નજરે પડતો નથી, મારી ક્રોધાગ્નિની જવાળામાં હું તને અંહિજ નાખી દઉં છું. મરણ સમયે પશુપક્ષી આદી પ્રાણિયોને ખરાબ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને આ લોકમાં મનુષ્યને પણ તેમજ થાય છે. તો પછી તારો શો દોષ?

તે શેખરનું આવું નિર્દય ભાષણ સાંભળી બંધુદત્ત બોલ્યો કે, "હે મારા હાથ અને દંડ, તમે અનુક્રમે મારૂં અને મારા મિત્રનું રક્ષણ કરો.

શેખર—જે વખતે તને આ લોકોએ ચોર જેવો બાંધી આણ્યો, તે વખતે તારૂં રક્ષણ કેમ ના કર્યું ?

બંધુદત્ત—કાર્ય સાધનાર પુરૂષે બુદ્ધિવાન્ શિષ્ય પ્રમાણે બંધન, વધ વગેરે સર્વ સહન કરવું જોઇએ. તે વિશે એક વાત છે તે નીચે પ્રમાણે.

આ ભૂમિપર દક્ષિણ દિશામાં ધન, ધાન્યથી અખુટ એવું શાલિગ્રામ નામનું એક ગામ છે ત્યાં ધનપાળ નામનો એક શ્રીમંત વાણીઓ રહેતો. તેને કાર્તિક નામનો પુત્ર હતો ત્યાં તે બન્ને બાપ દીકરો સુખમાં રહેતાં હતાં અને તેલ, ચોખા કાપડ, વગેરેનો વેપાર કરતા હતાં. ત્યાં પાસે એક ગામ હતું તે ચોર લોકો એ લુંટી લીધું, તે જોઇ શાલિગ્રામના રહેવાશીઓને ભય ઉત્પન્ન થયો. ત્યારે તે વાણિયાએ પોતાના પુત્રને કહ્યું.

વાણિયો—હું એમ કહું છું કે, આપણી પાસે ઘણો પૈસો છે તો તે કોઇપણ ઠેકાણે દાટી મુકવો, તેટલા માટે એકાદ ગુપ્ત જગા શોધી કાઢ, પેલા લુંટારાઓએ લુંટેલા ગામમાંથી ઘરમાં દુર દાટી મુકેલું દ્રવ્ય પણ જમીનમાંથી ખોદી લેઇ ગયા. હે પુત્ર, આપણે તેટલા સારૂં ઘરમાંનું દ્રવ્ય બહાર જઇ પુરી આવીએ.

આ પ્રમાણે બાપનું બોલવું સાંભળી છોકરો ફરી બોલ્યો કે, “ આ ગામની બહાર એક મોટું દેવળ છે ત્યાં આપણે બન્ને જઇ આજ રાતરે પુરી આવીશું.” આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી તે બન્ને રાત્રે કોઈની નજરે ન પડતાં તે દેવળની અંદર ગયા દેવળમાં જઇ ત્યાં ખાડો ખોદી કોઈને ન જણાય તેવી રીતે તેમાં દ્રવ્ય દાટી તે બન્ને પાછા ફર્યા.

બાપ—કોઇ પણ ચતુર મુસાફર આટલામાં નથી ને ? એની ખાતરી કરવા સારૂ દેવળની આસપાસ બરોબર તપાસ કર.

તે ઉપરથી તે છોકરો તપાસ કરી જુએ છે તો એક ખુણાની અંદર એક લુચ્ચો માણસ મરેલા જેવો હાલ્યા ચાલ્યા વગરનો પડી રહેલો જોવામાં આવ્યો બાપને બોલાવી છોકરાએ તે માણસ દેખાડયો પછી બાપ બોલ્યો કે, “ તેને હાકો મારી ઉઠાડ ” તે પ્રમાણે છોકરો હાકો મારી તેને ઉઠાડવા લાગ્યો પણ તે હાલ્યો નહિ. તે કાર્તિક નામના છોકરાએ તેને શ્વાસહીન પડેલો જોઈ છોકરો બોલ્યો કે, “ હે પિતા, આ તો મરેલો છે, તો ચાલો આપણે ઘેર જઈએ બાપ—અરે છોકરા જો એ મરેલો છે તો તેની દુર્ગંધ કેમ આવતી નથી ? તું મારી યુક્તિ કર. તે એવી કે, એનું નાક કાપી લે. પછી તે છોકરાએ ખાસી રીતે તેનું નાક કાપી લીધું તો પણ તે કોઇ પણ રીતે હાલ્યા ચાલ્યા વગર પડી રહ્યો.

બાપ—તેના બન્ને કાન પણ ઝપાટાથી કાપી લે. આ પ્રમાણે કર્યા પછી તે બન્ને બાપ દિકરો, ઘેરે જઈ, તેને મરેલો સમજી સુઈ ગયા આણી તરફ પેલો ઝપાટાથી ઉભો થયો અને તે જગા ખોદી તેમાંનું દ્રવ્ય કાઢી લીધું અને જલદીથી જગા બદલી બીજે ઠેકાણે પુરી મુકયું પેલો ઠગ માણસ બીજે દિવસે સવારે કાંઈ ચીજો ખરીદ કરવા સારૂં સોનું લેઈને ગયો તે વાણિઆએ પોતાની નીશાનિ ઉપર

થી તે સર્વ ઓળખ્યું, અને ખેદ ન કરતા તે ઠગને કહ્યું કે, "પૃથ્વિપર તારા જેવું અઘોર કૃત્ય કરનાર કોઈ પણ નથી, અરે ઠગ તેં નાક. કાન, કાપ્યાની વેદના શી રીતે સહન કરી ? ઠગ–હે સાવકાર, તે સહન કરવું અશક્ય નથી, કારણ, **કાર્ય સંધવાસારૂ અસહ્ય વાતો પણ સહન કરવી પડે છે.**

તો હે **ખેચર** તું બીજુ કાંઈ સમજીશ નહિ મારે પણ મારૂં કાર્ય સાધવાનું હોવાથી, મેં પણ મારો જીવ આપની પાસેથી બચાવી લીધો છે ધણીને ન બોલાય એવા શબ્દો સાંભળી તે **ખેચરની** સર્વ મંડળી આશ્ચર્ય ચકીત થઈ ઉભી રહી તે સર્વ લઢવૈયાઓએ, એકદમ **બંધુદત્ત** ઉપર ક્રોધાગ્નિની જવાળા પ્રમાણે કડક નજરો ફેંકી રોસાએલા લઢવૈયાઓની મધ્યમ ભાગમાં પેલો મોટો મયંકર વિદ્યાધર **જવાળામુખ** પ્રમાણે મોટેથી બોલ્યો કે, "અરે બંધુદત્ત તું કોના જોરપર આટલું બબડે છે? ક્ષેત્રપાળ પાસેથી છુટી આવ્યો તેટલાજ ઉપરથી આટલો બધો અભિમાન કરે છે શું ? કાનના ફફડાવવાના તડાકામાંથી જો મચ્છર છુટી ગયું તો તેટલા ઉપરથી હાથીને મચ્છર મારવાની શકિત નથી એમ સમજે છે?

તે ભયંકર વિદ્યાધરનું આ આશ્ચર્યકારક ભાષણ સાંભળી, તે હાંસી કાઢવાના ઇરાદાથી બંધુદ-તે લઢવૈયાને કહ્યુ.

બંધુદત્ત—અરે, જેનું મોહું અને બરડો જવાળા મય છે, એવા સર્વ લઢવૈયાઓ મારૂં તો બોલવું સાંભળો ? મને ભય ઉત્પન્ન કરનાર વચનો બોલનાર તમે સર્વ લઢવૈયાઓ મારી સાથે લઢાઇ કેમ કરતા નથી ? મોટેથી હાં હું કરી, ખોટી તલવારો અને ધનુષ્ય આપ્યાથી, નાના છોકરાને શુર ચઢે છે. પણ ખરા લઢવૈયાને તેમ થતું નથી. તીક્ષ્ણ તલવારના ઘા પડયા નથી ત્યાં સુધી શત્રુ સાથે લઢાઈ કરવામાં પાછી પાની કરે એમ મારી નજરે જોવામાં આવ્યું નથી. "કોના જોરપર બોલુ છું" એમ તેં મને ભૈરવ પ્રમાણે (ગર્જના કરી) પુછયું, તો હું કોના બળ ઉપર બોલુ છું તે સાંભળ.

જે દુખી જનોનો (સાહ્ય કર્તા) કલ્પવૃક્ષ, સંપત્તિરૂપીવેલનું જે મૂળ, જે ચારે દિશાનું ભૂષણ, એવો આ લોકો વિષે પ્રખ્યાત છે. શત્રુરૂપી હાથીના કપાળપર સિંહ સરખો હોઇ, જે વીર પુરૂષોના મુગુટનો મણી છે, અને જે કુમલકેતૂની સ્ત્રીઓની વૈધવ્ય ક્રિયામાંનો ગુરૂ એવા શ્રીમાન્ **વીરસેનના** બળ ઉપર બોલુ છું, મહારાજ ક્ષેત્રપાળ સંબંધે જે ભાષણ ઉચ્ચાર્યું તે પણ અયોગ્ય છે. જે પરોપકાર કરવામાં શૂર હોઇ સ્વજીવિત તૃણ પ્રમાણે સમજે છે, તેમને ક્ષેત્રપાળ સરખા પણ તે ઠાર મારી નાંખશે એટલા ભયંકર રહેતા નથી.

હું દુર્બળ અને મારો શત્રુ બળવાન, એવી કલ્પના, પણ તેમના મનમાં આવતી નથી, કારણ તે ધૈર્યવાન્ લોક પોતાના જીવને તૃણ સમાન સમજે છે.

શેખર—જવાળામુખ લઢવૈયાઓ તરફથી તેને જે મળ્યું છે, તેજ **ચંદ્રશ્રી** અને **વીરસેન** એમને મળો. જુઓ આની કેવી છાતી ચાલે છે, કે તે મને તિરસ્કાર ઉપજાવનાર, મારા નાનાભાઈના શત્રુનું નામ બેલાશક મારી આગળ ઉચ્ચારે છે.

શેખર—જે વખતે તને આ લોકોએ ચોર જેવો બાંધી આણ્યો, તે વખતે તારૂં રક્ષણ કેમ ના કર્યું ?

બંધુદત્ત—કાર્ય સાધનાર પુરૂષે બુદ્ધિવાન્ શિષ્ય પ્રમાણે બંધન, વધ વગેરે સર્વ સહન કરવું જોઇએ. તે વિશે એક વાત છે તે નીચે પ્રમાણે.

આ ભૂમિપર દક્ષિણ દિશામાં ધન, ધાન્યથી અખુટ એવું શાલિગ્રામ નામનું એક ગામ છે ત્યાં ધનપાળ નામનો એક શ્રીમંત વાણીઓ રહેતો. તેને કાર્તિક નામનો પુત્ર હતો ત્યાં તે બન્ને બાપ દીકરો સુખમાં રહેતાં હતાં અને તેલ, ચોખા કાપડ, વગેરેનો વેપાર કરતા હતાં. ત્યાં પાસે એક ગામ હતું તે ચોર લોકો એ લુંટી લીધું, તે જોઇ શાલિગ્રામના રહેવાશીઓને ભય ઉત્પન્ન થયો. ત્યારે તે વાણિયાએ પોતાના પુત્રને કહ્યું.

વાણિયો—હું એમ કહું છું કે, આપણી પાસે ઘણો પૈસો છે તો તે કોઇપણ ઠેકાણે દાટી મુકવો, તેટલા માટે એકાદ ગુપ્ત જગા શોધી કાઢ, પેલા લુંટારાઓએ લુંટેલા ગામમાંથી ઘરમાં દુર દાટી મુકેલું દ્રવ્ય પણ જમીનમાંથી ખોદી લેઇ ગયા. હે પુત્ર, આપણે તેટલા સારૂં ઘરમાંનું દ્રવ્ય બહાર જઇ પુરી આવીએ.

આ પ્રમાણે બાપનું બોલવું સાંભળી છોકરો ફરી બોલ્યો કે, "આ ગામની બહાર એક મોટું દેવળ છે ત્યાં આપણે બન્ને જઇ આજ રાતરે પુરી આવીશું." આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી તે બન્ને રાત્રે કોઈની નજરે ન પડતાં તે દેવળની અંદર ગયા દેવળમાં જઇ ત્યાં ખાડો ખોદી કોઇને ન જણાય તેવી રીતે તેમાં દ્રવ્ય દાટી તે બન્ને પાછા ફર્યા.

બાપ—કોઇ પણ ચતુર મુસાફર આટલામાં નથી ને ? એની ખાતરી કરવા સારૂ દેવળની આસપાસ બરોબર તપાસ કર.

તે ઉપરથી તે છોકરો તપાસ કરી જુએ છે તો એક ખુણાની અંદર એક લુચ્ચો માણસ મરેલા જેવો હાલ્યા ચાલ્યા વગરનો પડી રહેલો જોવામાં આવ્યો બાપને બોલાવી છોકરાએ તે માણસ દેખાડયો પછી બાપ બોલ્યો કે, "તેને હાકો મારી ઉઠાડ" તે પ્રમાણે છોકરો હાકો મારી તેને ઉઠાડવા લાગ્યો પણ તે હાલ્યો નહિ. તે કાર્તિક નામના છોકરાએ તેને શ્વાસહીન પડેલો જોઈ છોકરો બોલ્યો કે, "હે પિતા, આ તો મરેલો છે, તો ચાલો આપણે ઘેર જઇએ બાપ—અરે છોકરા જો એ મરેલો છે તો તેની દુર્ગંધ કેમ આવતી નથી ? તું મારી યુક્તિ કર. તે એવી કે, એનું નાક કાપી લે. પછી તે છોકરાએ ખાસી રીતે તેનું નાક કાપી લીધું તો પણ તે કોઇ પણ રીતે હાલ્યા ચાલ્યા વગર પડી રહ્યો.

બાપ—તેના બન્ને કાન પણ ઝપાટાથી કાપી લે. આ પ્રમાણે કર્યા પછી તે બન્ને બાપ દિકરો, ઘેરે જઈ, તેને મરેલો સમજી સુઈ ગયા આણી તરફ પેલો ઝપાટાથી ઉભો થયો અને તે જગા ખોદી તેમાંનું દ્રવ્ય કાઢી લીધું અને જલદીથી જગા બદલી બીજે ઠેકાણે પુરી મુકયું પેલો ઠગ માણસ બીજે દિવસે સવારે કાંઇ ચીજ ખરીદ કરવા સારૂં સોનું લેઇને ગયો તે વાણિઆએ પોતાની નીશાનિ ઉપર

થી તે સર્વ ઓળખ્યું, અને ખેદ ન કરતા તે ઠગને કહ્યું કે, "પૃથ્વિપર તારા જેવું અઘોર કૃત્ય કરનાર કોઈ પણ નથી, અરે ઠગ તેં નાક, કાન, કાપ્યાની વેદના શી રીતે સહન કરી ? ઠગ—હે સાવકાર, તે સહન કરવું અશકય નથી, કારણ, **કાર્ય સંધવાસારૂ અસહ્ય વાતો પણ સહન કરવી પડે છે.**

તો હે **ખેચર** તું બીજુ કાંઈ સમજીશ નહિ મારે પણ મારૂં કાર્ય સાધવાનું હોવાથી, મેં પણ મારો જીવ આપની પાસેથી બચાવી લીધો છે ધણીને ન બોલાય એવા શબ્દો સાંભળી તે **ખેચરની** સર્વ મંડળી આશ્ચર્ય ચકીત થઈ ઉભી રહી તે સર્વ લઢવૈયાઓએ, એકદમ **બંધુદત** ઉપર ક્રોધાગ્નિની જવાળા પ્રમાણે કડક નજરો ફેંકી રોસાએલા લઢવૈયાઓની મધ્યમ ભાગમાં પેલો મોટો ભયંકર વિદ્યાધર **જવાળાસુખ** પ્રમાણે મોટેથી બોલ્યો કે, "અરે બંધુદત્ત તું કોના જોરપર આટલું બબડે છે? ક્ષેત્રપાળ પાશેથી છુટી આવ્યો તેટલાજ ઉપરથી આટલો બધો અભિમાન કરે છે શું? કાનના ફફડાવવાના તડાકામાંથી જો મચ્છર છુટી ગયું તો તેટલા ઉપરથી હાથીને મચ્છર મારવાની શકિત નથી એમ સમજે છે?

તે ભયંકર વિદ્યાધરનું આ આશ્ચર્યકારક ભાષણ સાંભળી, તે હાંસી કાઢવાના ઇરાદાથો બંધુદત્તે લઢવૈયાને કહ્યું.

બંધુદત્ત—અરે, જેનું મોહું અને બરડો જવાળા મય છે, એવા સર્વ લઢવૈયાઓ મારૂં તો બોલવું સાંભળો ? મને ભય ઉત્પન્ન કરનાર વચનો બોલનાર તમે સર્વ લઢવૈયાઓ મારી સાથે લઢાઇ કેમ કરતા નથી ? મોટેથી હાં હું કરી, ખોટી તલવારો અને ધનુષ્ય આપ્યાથી, નાના છોકરાને શુર ચઢે છે, પણ ખરા લઢવૈયાને તેમ થતું નથી. તીક્ષ્ણ તલવારના ઘા પડયા નથી ત્યાં સુધી શત્રુ સાથે લઢાઇ કરવામાં પાછી પાની કરે એમ મારી નજરે જોવામાં આવ્યું નથી. "કોના જોરપર બોલું છું" એમ તેં મને ભૈરવ પ્રમાણે (ગર્જના કરી) પુછયું, તો હું કોના બળ ઉપર બોલું છું તે સાંભળ.

જે દુખી જનોનો (સાહ્ય કર્તા) કલ્પવૃક્ષ, સંપત્તિરૂપીવેલનું જે મૂળ, જે ચારે દિશાનું ભૂષણ, એવો આ લોકો વિષે પ્રખ્યાત છે. શત્રુરૂપી હાથીના કપાળપર સિંહ સરખો હોઇ, જે વીર પુરૂષોના મુગુટનો મણી છે, અને જે કુમલકેતૂની સ્ત્રીઓની વૈધવ્ય ક્રિયામાંનો ગુરૂ એવા શ્રીમાન્ **વીરસેનના** બળ ઉપર બોલું છું મહારાજ ક્ષેત્રપાળ સંબંધે જે ભાષણ ઉચ્ચાર્યું તે પણ અયોગ્ય છે. જે પરોપકાર કરવામાં શૂર હોઇ સ્વજીવિત તૃણ પ્રમાણે સમજે છે, તેમને ક્ષેત્રપાળ સરખા પણ તે ઠાર મારી નાંખશે એટલા ભયંકર રહેતા નથી.

હું દુર્બળ અને મારો શત્રુ બળવાન, એવી કલ્પના, પણ તેમના મનમાં આવતી નથી, કારણ તે ધૈર્યવાન લોક પોતાના જીવને તૃણ સમાન સમજે છે.

શેખર—જવાળાસુખ લઢવૈયાઓ તરફથી તેને જે મળ્યું છે, તેજ **ચંદ્રશ્રી** અને **વીરસેન** એમને મળો. જુઓ આની કેવી છાતી ચાલે છે, કે તે મને તિરસ્કાર ઉપજાવનાર, મારા નાનાભાઈના શત્રુનું નામ બેલાશક મારી આગળ ઉચ્ચારે છે.

વીરસેનનું નામ સાંભળીનેજ મને દુઃખ ઉત્પન્ન થાય છે, તેના ગુણો સાંભળીને તો મને મરણ સમાન દુઃખ લાગે છે;

એટલામાં પેલો પવનકેતુ દીશા ઢાંકી નાખે એવા સૈન્ય સાથે એકાએક ત્યાં આવી પહોંચ્યો. તેમનું સૈન્ય આકાશમાં એકઠું થયું, ત્યારે તે અશક્ય કૃત્યો કરનાર વીરસેન પોતાના મનવાં વીચાર કરવા લાગ્યો કે "જેમ અનેક શીયાળો એકઠી થાય તોપણ તેમનાથી સિંહનું શું થવાનું છે? તેમ આ ઘણા એકઠા થયા તો મારૂં શું વાંકુ કરવાના છે?"

વીરસેન આવો વીચાર કરતો હતો, એટલામાં એકાએક બંધુજીવા તે ચંદન વનમાં પ્રાપ્ત થઇ. તેણે ઉઠી મોટા હર્ષથી નમ્રતા પૂર્વક બંધુજીવાને નમસ્કાર કર્યો, અને ક્ષેમકુશળની વાતો પુછી તેણે સવાલ કર્યો કે, "તું અહિં કયાંથી આવી?

બંધુજીવા—હે વત્સ, સમુદ્રમાંથી નીકળી હું વૈતાઢય પર્વત પર ગઇ તો ત્યાં આકાશમાં વિદ્યાધરોને એકઠા થએલા જોયા. વીમાન ઉપર ચઢાવેલ તરેહવાર નીશાનો, અને ઘણા પ્રકારના વાદ્યો જોઈ હું સમજી કે તે પવનકેતૂનું સૈન્ય કોઇ પણ ઠેકાણે કુચ કરવાને નીકળેલું છે. વિદ્યાબળથી અદૃશ્ય રહી તે ખેચરોનું બોલવું સાંભળી એવો નિશ્ચય કર્યો કે, આ વીરસેન ઉપરજ જવાને નીકળેલા છે. ભાઈનું વેર વાળવા સારૂં પવનકેતૂ તારો શત્રુ થયો છે. અને એક સ્ત્રીની લાલચથી શેખર પણ તારો શત્રુ થયો. બળાત્કારથી તે વીરને મારીને, પતિવૃતા સ્રીને લેવી એવા હેતુથી તે તારા પર તૈયારી કરી આવેલા છે. સમુદ્રમાં વીરસેન એકલો છતાં પણ તેણે અશોકને જીતી ઉત્તમ લાભ મેળવ્યો, અને ચંદ્રશ્રીને જીતીને લાવ્યો. એકલા પવનકેતૂથી અગર શેખરથી આ જીતી શકાતો નથી. એવા કારણથી હવે આ બન્ને જણા એકઠા થએલા છે. એમ મનમાં આણી વત્સ, તારો શોધ કરતી કરતી અહિં આવી છું. તું હવે સાવધ રહી સામનો કરવાની યોજના કરી મૂક. વિદ્યુદ્‌ગતિ નામનો મારો એક પુત્ર છે, તેને તેના છોકરાની ખબર લાવવા સારૂ વૈતાઢય પર્વત પર મોકલ્યો છે.

વીરસેન—માતાનું હૃદય મુળથીજ માયાળુ હોય છે. માટે તું અહિં આવી છે, તે સારૂ કર્યું. ચંદ્રપીડ અને સુવેગ એમના મનને ખોટું લાગશે, એ માત્ર તારા અહિં આવવાથી જરા ખોટું થયું. માતુશ્રી, વધુ બોલીને શો ઉપયોગ! પણ હું જો તારો પુત્ર હોઈશ, તો તરત આ બન્ને સૈન્યને જીતીને જયશ્રી મેળવીશ. હે માતા તું જરા પણ વાર ન લગાડતાં સમુદ્ર તીરે જઈ મારી બધી સ્રીનું રક્ષણ કર, ત્યાં સુધીમાં હું અહિં શત્રુને જીતું છું.

બંધુજીવા—હું સ્રી જાત છું એમ સમજીશ નહિં. (કારણ) ચક્રેશ્વરીના પ્રતાપથી અંહિ (ત્રિભૂવનમાં) મને કોઈ પણ ઇજા કરનાર નથી. વત્સ, હું એકલી સ્રી જાત આ નભશ્ચરના સૈન્યનો લેશ માત્ર અગ્નિ તૃણનો નાશ કરે છે, તે પ્રમાણે પરભવ નહિ કરૂં? માટે હે વત્સ, મારા જોરપર તું ખુશીથી શત્રુને જીતી લે. વિચિત્રયશના પુત્ર તરફ જોવાની કોની છાતી છે.

આવા ચમત્કારીક ભાષણોથી તે કુમારને ધીરજ આપી પછી બંધુ જીવા ચંદ્રશ્રી તરફ સત્વર ચાલતી થઈ.

આણી તરફ પહેલાં વીરપુરમાં કુમારે જે રાક્ષસને થકવી છોડયો હતો, તે પણ લાગ સાંધી ત્યાં આવ્યો.

કુમાર તેની સાથે મોટા સન્માનથી બોલ્યો કે, આ પૃથ્વિપર સાહ્યહીન મનુષ્યને તુંજ સાહ્ય કરે છે ”

રાક્ષસ—કરૂણારૂપી દ્રવ્યના ઢગલાથી તેં મને વેચાતો લીધેલો છે, તેથી હું તારો દાસ છું, હે ખેચરેશ્વર વીર મને આજ્ઞા ફરમાવો.

આ બોલવું સાંભળી વીરસેન નમ્રતાથી બોલ્યો.

**વીરસેન**—( નમ્રતાથી ) હે રાક્ષસ, તું જે બોલ્યો તે મોટાનેજ શોભે એમ છે. હે રાક્ષસના રાજા, સામાન્ય સૌજન્ય તે હું શું કહું ! તારી હીમતથી હું શત્રુના સૈન્યને ધુળ પ્રમાણે સમજુ છું.

આ પ્રમાણે તેમનું અરસ્પરસ ભાષણ થાય છે, એટલામાં શેખરને પવન કેતુએ પુછયું.

પવન કેતું—આ પુરૂષ કોણ છે ? અને શા માટે બંધનમાં રાખ્યો છે?

તે ઉપરથી શેખરે બંધુદત્તની હુકીકત કહી સંભળાવી.

પ્રવનકેતુ—જો આને આટલું બધું અભિમાન છે તો તેની સીપાઇગીરી હમણાંજ કેમ દેખાડતો નથી ?

આ સાંભળી **બંધુદત્ત** યોદ્ધાએ પોતાના હાથના બંધનો તોડી નાંખ્યા અને ક્ષણ વારમાં તેને લઢાઇનો આવેશ ચઢી આવ્યો. પછી દંડ ઠોકી હાથેથી મારતો મારતો મુખ્ય ખેચરને મરણ તોલ કર્યો અને જોરથી કુદીને લાત મારી તેનો મુગુટ ભાગી તોડી નાખ્યો. તે પછી ઘણા વિદ્યાધરોના સૈન્યોએ તેને ઘેરી લીધો, તે વખતે **વીરસેને** રાક્ષસને મોકલી તેને પોતાની તરફ બોલાવી લીધો, પછી **બંધુદત્તે** તે વિશાળ નેત્રવાળા કુમારને જોઈ પ્રેમ અશ્રુ આણી તેના ચરણપર શીશ નમાવ્યું. જીવથી પણ અધિક એવી વસ્તુને જેમ આપણે છાતી સાથે દાબી રાખીએ તે પ્રમાણે **બંધુદત્તને** છાતી સાથે દાબી અતિ પ્રેમથી આલિંગન આપ્યું. ત્યારે “ ચંદ્રશ્રીને જોવામાં આવી કે” એવો સવાલ બંધુદત્તે કર્યો, તે પરથી ચંદ્રશ્રીની તમામ હુકીકત **વીરસેને** ટુંકામાં કહી સંભળાવી. આ પ્રમાણે કુમાર બોલે છે, એટલામાં ખેચરના લઢવૈયાઓ **બંધુદત્ત** દેખાતો નથી એમ જોઇ બોલ્યો કે, “ તે બળવાન વિદ્યાધરને અમે ઘેર્યો છતાં, આપણા રાજાના કપાળપર તાડન કરી કાગડા સરખો કયા નાશી ગયો શી ખબર ? તે પરાક્રમ દેખાડનાર દુષ્ટને આપણે શોધી કાઢવો જોઇએ. તેના કૃત્યને તે યોગ્યજ છે, વધારે બોલવામાં શો ઉપયોગ છે ?

આ પ્રમાણે તે ખેચરો બોલતા હુતા તેવામાં બંધુદત્ત બોલ્યો કે, “ માહારાજ, **વીરસેન** હું રણમાં લઢાઇ કરૂંછું ત્યાં સુધી આપ અહિંજ ઉભા રહો. ”

૧૭

કુમાર—હે રાક્ષસ, તું આપણા મિત્રને મદદ કરી શકો વગેરે પુરા પાઠ.

રાક્ષસ—દીર્ઘજંઘા નામનો મારો સેનાપતિ છે, તેને આની સાથે જવા દો, અને હું અહિં તમારી પાસે રહુંછું.

રાક્ષસે મરજીમાં આવે તે પ્રમાણે ઘણા શસ્ત્રો ભેગાં કર્યાં. પછી બંધુદત્ત શત્રુને ડરાવતો રણભૂમીમાં જઇ પહોંચ્યો, અને બોલ્યો.

બંધુદત્ત—અરે, વિદ્યાધરો, તમે એકદમ આવો અને મને ખુબ મારો, તમારા સર્વનો મહાબાહુ બંધુદત્તે સમાચાર લીધોજ એમ સમજજો.

વિદ્યાધરોએ એકદમ નાખેલા હથિયારોથી, તે બંધુદત્ત, મેઘના સમુદાયથી પર્વત આચ્છાદિત થાય છે, તે પ્રમાણે હથિયારોથી ઘેરાઇ ગયો. ચારે તરફથી તે ઘેરાઇ ગયો અને તે પગથી તે માથા સુધી હથિયારોનો ઢગલો થયો તેથી તે ગુંગળાઈ ગયો. પછી તે વિદ્યાધરોના હર્ષનો નાદ સાંભળી એક ક્ષણમાં તે શસ્ત્રનો ઢગલો હલાવી ખસેડી પાડી, બંધુદત્ત બહાર નીકળ્યો. બંધુદત્તને જખમ થયો નહોતો. તેમ જરા પણ રકત નીકળ્યું નહોતું. એમ જોઈ તે ખેચર સૈન્યને બહુ દુઃખ થયું. તે પછી તેણે (બંધુદત્તે) ધનુષ્ય આણી લોહમય બાણથી ધુળના ઢગલા જેમ આકાશમાં ઉડી આકાશ ઢાંકી દે છે, તેમ ઢાંકી દીધું. જેમ રાજહંસના પ્રવાસ ગમનથી વરસાદ આવેલો દેખાય છે, તેમ તે બાણવડે જણાયું. તેણે એક મુઠીથી જ હજારો બાણ છોડી દીધા, ત્યારે ઉત્તમ લઢવૈયાઓમાં જેને એક પણ બાણ લાગ્યું નથી એવો કોઇપણ રહયો નહિ. તે સૈન્યનો ચોથો ભાગ બંધુદત્તે રણમાં નાશ કર્યો. સમુદ્રનું પાણી જેમ ઓટથી પાછું હઠે છે તેમ સૈન્ય પાછું હઠવા લાગ્યું. પવનકેતુનું સૈન્ય જ્યારે પાછું હઠવા લાગ્યું ત્યારે કઠણ શરીરનો વજ્રબાહુ નામનો સેનાપતિ ઉભો થયો. તેણે બંધુદત્તને કહ્યું—

વજ્રબાહુ—અરે થોભ, મારી સામો ઉભો રહે, એટલે હું તારા બાહુનો અભિમાન હમણાંજ ઉતારી દઉં છું.

એમ બોલી કાન સુધી ધનુષ્યો ખેંચી તેણે તેના પર ચાર તિક્ષ્ણ બાણ છોડયાં. બંધુદત્તે હસિને તેનાં પર આઠ બાણ છોડયાં, તેમાંથી અર્ધાએ બાણના માથા કાપી નાખ્યાં, અને બાકીના તે શત્રુની છાતીમાં વાગ્યાં. પછી વજ્રબાહુએ રીસાઇને સોળ બાણો છોડયાં, ત્યારે બંધુદત્ત શત્રુનું ધનુષ્ય છેદી નાખ્યું. ધનુષ્ય ભાગ્યું ત્યારે સેનાપતિએ ઝપાટાથી ગદા આણી તે મોટા પ્રતાપી બંધુદત્ત પર ક્રોધથી મારી, તેનાથી જરા મુચ્છિત થઈ સાવધ થયા પછી, રાક્ષસના પ્રભાવથી બંધુદત્તને એક મગદળ મળ્યું. ઉંચેથી બંધુદત્તે તે મગદળ મારી તેને નીચે પાડયો ત્યારે સૈન્યમાં શોરબકોર થઇ રહયો.

વજ્રબાહુ માર્યો ગયાથી, શત્રુ જોરવાન અને વીચિત્ર છે એવી ખેચરના સૈન્યની ખાતરી થઇ ને તેઓ આશ્ચર્ય પામ્યા. પછી શેખરની આજ્ઞાથી બીજો જવાળામુખ નામનો સેનાપતિ હતો તે ઉભો થયો. તે શસ્ત્રના તેજે કરી અગ્નિની જવાળા પ્રમાણે તેજસ્વી દેખાતો હતો, બંધુદત્તને તેના તરફ જોવું પણ અશકય થઈ પડયું, તો પછી લઢાઈની વાત કયાં?

બંધુદત્ત—મિત્ર, રાક્ષસ, આમ કેમ ? આ પ્રલય અગ્નિ સરખો મારી તરફ આવે છે ?

રાક્ષસ—તું નિર્ભય રહે, મારા પ્રભાવથી અગ્નિમાં પતંગીઆની પ્રમાણે તે તારાં તેજમાં પડશે.

મોઢામાંથી એક સરખી જવાળાઓ કાઢતો, બંધુદત્તને સતાવવાના હેતુથી તેને હાથથી ઝાલ્યો. બંધુદત્તને ઝાલ્યા પછી દુષ્ટ ખેચરોએ તાળીઓ પાડી અને પરસ્પર કહેવા લાગ્યા કે "બાંધ્યો, બાંધ્યો." તે જવાળામુખે બંધુદત્તને ઝાલતા ઝાલતા, તપાવેલા લોઢાના શસ્ત્રનો ડામ દેઇ છોડી દીધો. બંધુદત્તને છોડયા પછી પણ રાક્ષસના પ્રભાવથી તે જવાળામુખ પ્રબળ અગ્નિમાં વીંટળાએલા સરખો થયો. અગ્નિના પ્રખર તાપથી તેનું શરીર બળી શરમાયા સરખો થઇ તે બળીને ખાખ થયો. જવાળામુખ બળી ખાખ થયા પછી ખેચરના સર્વ સૈન્યની અંદર એક સરખો શોક ફેલાયો. સૈન્ય નિરાશ્રિત થએલું જોઇને યમદંષ્ટ્રા કરી એક બળવાન લઢવૈયો હતો તેણે બંધુદત્તને પગ તરફથી ઉચકી આકાશમાં ફેંકી દીધો. તેને ફરી ફેરવી જમીન પર પછાડવાનો એટલામાં વીરસેને રીસાઈને ઝપાટાથી તેનો મૃત્યુ જે યમ તેને ડરાવ્યો. વીરસેનને જોઈનેજ ખેચરોને નવાઈ લાગી. તેમની આંખો ફરવા લાગી. અને યમદંષ્ટ્રા હવે જીવવાના નથી એમ તે સમજી ચુક્યા, તેના જીવવાની આશા છોડી બેઠા. પછી વીરસેનના મિંત્રને આઘો મૂકી તે વીરસેન પર ધશી આવે છે તેવોજ વીરસેને તેની છાતીમાં ભાલો મારી છાતી ફોડી નાખી. જોરથી તે ભાલો ભાગી નાખી યમદંષ્ટ્રા આઘો ધશ્યો, અને ઢાલ તરવાર લઈ આકાશમાં ઉડયો. તે શત્રુ આકાશમાં ઉડે છે તેવોજ અર્ધચંદ્ર બાણ બરોબર તાકી વીરસેને તે યમદંષ્ટ્રાનું શિર છેદી નાખ્યું. મોટા વીર યમદંષ્ટ્રાને વીરસેને રથમાં પાડયો, ત્યારે ખેચર સૈન્ય રીસથી વીરસેન પર દોડી આવ્યું. પવનકેતુ અને શેખર એ બન્ને, પોતપોતાના ઇષ્ટ હેતુ ખાતર વીરસેનને જોઇ પોતપોતાની જગાએ લઢાઈનો નિશ્ચય કરી બેઠા. નાના ભાઇને માર્યા બાબતનું વેર લેવાનો વિચાર કરી, પોતાના રીસાએલા લઢવૈયા સહિત નિશ્ચયથી પવનકેતુ તૈયાર થયો. શેખર રાજાએ પણ ચંદ્રશ્રીને મેળવવાની ઇચ્છાથી એવો વિચાર કર્યો કે, "આ વીરને મારી, પછી તે પતિવૃતા સ્ત્રી ચંદ્રશ્રીને હું વરીશ." આ પ્રમાણે તે બન્ને પોતાના હેતુ પ્રમાણે વિચાર કરે છે એટલામાં કુમારે રાક્ષસને કહ્યું કે, "કેમ રાક્ષસ રાજા; આ ઘણા ખેચરોને મારી શું કરવાનું છે ? મારૂં વેર પવન અને શેખર સાથેજ છે, બીજા સાથે નથી. તે બે પૈકી અહિં શેખર કયો અને પવન કયો તે, મને કહે જોઇએ ?, હમણાજ આપણી ગરજ પુરતું અહિં કરી નાખું છું, બોલીને શું કરવાનું છે ?

રાક્ષસ—ડાબી બાજુએ પવન છે અને તેણે હાર ઘાલ્યોછે, અને જમણી બાજુએ ખેચર છે તેણે માથાપર મુગટ પહેર્યો છે.

આ પ્રમાણે સમજી લઈ વીરસેને રાક્ષસ તરફથી મળેલા શરરૂપી દૂતને તે બન્ને તરફ સુવર્ણાક્ષર મંડિત કરી મોકલ્યો. શેખર અને પવન એ બન્ને આ પ્ર-

માણે તેનો તાત્પર્યાર્થ સમજી એકએકના તરફ જોવા લાગ્યા, અને નરમાશથી બોલવા લાગ્યા.

શેખર—અરે પવન શત્રુ ખરૂં કહે છે, આ ખેચરને મારી કામ સધાશે એમ લાગતું નથી.

પવન—રાજનીતિમાં એવું કહેલ નથી કે, રાજાએ પોતાનો જીવ બાંધી શત્રુને સ્વાધિન કરવો. સ્વશરીર રક્ષણાર્થે દેશ, દ્રવ્ય, અને નોકર ચાકરનો ભોગ આપવો, કારણું આપણો દેહ નાશ થયો કે એક ક્ષણમાં એ બધું ભાગી પડવાનું છે. ત્યારે હવે, બુદ્ધિવાન, યુદ્ધમાં કુશળ, રણમાં પરાક્રમ કરનાર અનેક અધિક દૈવવાન, એવો શત્રુ મારે હાથે શી રીતે લાગવાનો ?

શેખર—અરે આ તારૂં કહેવું સર્વ ખોટું છે, જો તારા મનની એવી ખાતરી છે તો પછી લઢાઇની તૈયારી શા માટે કરી ? જો ભાઇની સાથે વેર કરનારનો નાશ કરવાનું ઈચ્છતો હોય તો લઢાઇ કર, શત્રુ ઉત્પન્ન થયા પછી વિચાર કરવાનો વખત કેવો હોય ?

પરસ્પરમાં થયેલા તેમના ભાષણો સાંભળી વીરસેન બોલ્યો કે, "તમે બન્ને આમ જોતા શું બેશી રહ્યા છો ? મારાપર એકદમ ચાલી આવો. પૂર્ણપણે ઉત્તેજન મેળવી હર્ષિત થયા પછી તે પવન અને શેખર એ બન્ને, પર્વત પર મેઘ પડયા પ્રમાણે વીરસેન પર દોડી ગયા. પછી વીરસેને તેમના સેંકડો બાણો એકજ શરથી તોડી તેમના કકડાથી સર્વ પૃથ્વી ઢાંકી દીધી. તે બન્નેએ વિદ્યાબળે કરી, સેંકડો શીખરોથી એવો એક મોટો પર્વત ઉત્પન્ન કર્યો તે ઉચકી વીરસેન યોદ્ધાપર ફેંક્યો. વીરસેને તે પર્વત પોતા તરફ આવતા જ મુઠીવડે સત્વર દબાવી દીધો, તોપણ તે પાછો આવ્યો. પછી તેમણે તે જોરથી નાખ્યો ત્યારે, વીરસેને ઘણા બાણ છોડી; તે પર્વતનો લોટ કરી નાખ્યો, ને તે ધૂળનો ઢગલો થઇ રહયો. પર્વતનું ચુર્ણ થવાથી આશ્ચર્યચકિત થઇ તે બન્નેએ એવું શસ્ત્ર છોડયું કે, તેથી દૃશ્ય વસ્તુ, તમામ અંધારામાં ઢંકાઈ ગઇ, તે પુરાતન રાક્ષસરાજાએ પ્રજવલિત ભાસ્કરાસ્ત્ર ઉત્પન્ન કર્યું. વીરસેને તેને છોડી તામસાસ્ત્રનો નાશ કર્યો. ત્યારે તેણે વીરસેન યોદ્ધા ઉપર ભુજંગાસ્ત્ર છોડયું, તે વીરે ગારૂડાસ્ત્ર નાખી તેનું પણ નિવારણ કર્યું. આ પ્રમાણે જે જે દિવ્ય અસ્ત્રો તે ખેચર રાજાએ છોડયાં, કુમારે તેના વિરૂદ્ધ અસ્ત્રો છોડી નિવારણ કર્યાં. સર્વ દિવ્યઅસ્ત્રો નિષ્ફળ થયા પછી હાથમાં ઢાલ તરવાર લઇ વીરસેન પવનની સામો થયો અને બોલ્યો.

વીરસેન—હે નિર્લજ્જ, પવન, તારો ભાઇ મારા હાથથી મર્યો છે, અને હવે તને પણ કાપી નાંખું છું, તો તને જોઈએ તે કરી લે.

કુમારનું આ ભાષણ સાંભળતાજ ક્રોધાગ્નીના ધુમાડા પ્રમાણે કાળી તરવાર પવનકેતુએ મ્યાનમાંથી કાઢી અને દોડતો જઇ તે કુમારના માથામાં મારી, ત્યારે કુમારે મોટી હોશીઆરીથી તલવારનો ઘા ચુકાવ્યો. એક બાજુએ ખસી તેણે ઝપાટાથી પવનકેતુનું શીર ઉડાવી દીધું. પવનકેતુ પડતાંજ શેખરરાજા લાલ આંખો કરી

હાથમાં ઢાલ તરવાર લેઈ વીરસેનપર સત્વર દોડી ગયો. ત્યારે કુમારે શેખરરાજાને હસીને કહ્યું કે; " દોડીશ નહિ, ધીરે ચાલ, નહિ તો કોઇ ઠેકાણે ટીચાઇ પછડાઇ ભાગી જઇશ. મુષ્ટિગ્રાહ્ય મધ્યા, શ્યામાંગી, સુપયોધરા, એવી ચંદ્રશ્રી નહિ, પણ આ તલવારજ તારી છાતીપર લાગો."

આ વાકયથી શેખરરાજાનો ક્રોધાગ્નિ સળગ્યો, તેણે હોઠ ચાવી કુમારપર તલવારનો ઘા કર્યો. તે ચુકાવી કુમાર તેના માથાપર મારે છે. એટલામાં, તે શત્રુએ કુદકો માર્યો અને તલવારની પણ આગળ ઉભો રહ્યો. તે શેખરરાજા તલવારની બંને ધારો સામે ઉભો રહયો, અને પવનથી હાલનાર ધુળ સરખો ફરવા લાગ્યો. પછી તલવારના પેચમાં બીલકુલ આવતો નથી, એમ થયું, ત્યારે વીરસેને આળસુ નોકર પ્રમાણે તલવાર નાખી દીધી. પછી શેખરે પણ તલવાર મૂકી. કુમારના પગ ઝાલી ઉંચો ઉડયો અને આકાશમાં ભમવા લાગ્યો ત્યારે આકાશમાં દેવોએ હાહાકાર કર્યો; તે વીરે તેના હાથમાં છતાંજ પોતાનો એક હાથ ઘાલી શત્રુનો પગ ઝાલ્યો, અને છરીથી બીજા હાથવડે મારવાનો એટલામાં "જીનને નમસ્કાર" એમ મોટેથી ખેચર બોલ્યો. નમસ્કાર સંબંધી શું શબ્દ ઉચ્ચારેલા સાંભળી વીરસેને તે ખેચર આપણો ધર્મ બંધુ છે એમ જાણી બોલ્યો કે, "મેં વ્યર્થપાપ કર્યું" પછી વીરસેન શેખર સાથે નીચે ઉતર્યો અને દયાળુપણાથી પોતાના મિત્ર અને ખેચરને શાંત કરી ધીરજ આપવા લાગ્યો. રણસંગ્રામ સંબંધે આકાશમાં દેવદુત ભેગા થયા હતા, તેમણે તે વીરસેન યોદ્ધાપર પુષ્પની વૃષ્ટિ કરી, પછી આકાશ માર્ગમાં સંતાઇ રહેલ અશોક રાજાનું સર્વ સૈન્ય આવી પહોંચ્યું કુમારે વિદ્યાધરનું સૈન્ય જોઇ આ શત્રુ સૈન્ય છે એમ સમજી હાથમાં ધનુષ્ય લીધું. ઝપાટાથી ધનુષ્ય ચઢાવી ભૂમીપરના મેઘ પ્રમાણે તેણે ઉપર આકાશમાં બાણોનો વર્ષાવ કર્યો. એકી વખતે બહુ તીક્ષ્ણ બાણો છોડી ખેચર સૈન્ય અર્ધસુવા સરખું થવાથી પાછું ફર્યું; પોતાનું સૈન્ય આ પ્રમાણે ડરીને દોડી જતું જોઈ અશોકે પુછ્યું કે "અરે તમને એવું કોનું ભય છે કે જેથી તમે નાસવા માંડો છો"? ત્યારે તેઓએ તેને કહ્યું કે "માહારાજ કોઈ પૃથ્વિપરથી આકર્ણ (કાન સુધી) ચાપ ચઢાવી એક સરખા બાણ મારે છે."

અશોક—ઇત્તર પુરૂષની આવી શકિત નથી માટે ખાસ તે વીરસેનજ હોવો જોઇએ હે ચંદ્રપીડ અને સુવેગ તમે જઈને એમ કહો કે તારી સાથે અશોક, લઢવા સારૂ આવ્યો છે, બીજો કોઇ શત્રુ નથી.

ખેચરાધીશે ચંદ્રપીડ અને સુવેગને મોકલ્યા, ત્યારે તેઓ ગયા અને તેઓએ તરત પરમ પ્રેમથી કુમારના પગે નમસ્કાર કર્યો. આ લક્ષણો ઉપરથી કુમાર સમજ્યો અને ત્વરાએ બોલ્યો કે, "ચંદ્રપીડ આવ, સુવેગ આવ, અને સત્વર આલિંગન આપ, તે બે જણાએ મસ્તક નમાવેલ હતાં તેમને છાતી સાથે દાબી આલીંગન આપ્યું અને બહુ સ્નેહ દેખાડી તેમને પોતાની પાસે બેસાડયા. પછી ચંદ્રશેખર હાથ જોડી બોલ્યો. ચંદ્રશેખર—માહારાજ, હાલમાં મને અશોકે તમારી તરફ મોકલ્યો છે. તે અશોક મારા મોંઢેથી (તમારા વિષે) કહેવડાવે છે કે પૂર્વ

જન્મના પુણ્યરૂપી વાયુથી પુષ્ટ થએલ જે તારો પ્રતાપાગ્નિ તેને આ જગતની અંદર શું અસાધ્ય છે? તારા પ્રતાપાગ્નિનું સ્વરૂપ કેવું ચમત્કારી છે તે જો, જે શત્રુને અત્યંત બાળનાર તેજ અમને ચંદ્ર સરખો થાય છે. હાથમાં ઝાલેલી તલવારની ધારપર હોનારા મૃત્યુના ભયથી જાણે તારા અસંખ્ય શત્રુઓ તારી સામુ જોવાને છાતી ચલાવતા નથી, તેમને તારૂં તેજ સહન ન થવાથી, તે પતંગીઆ પ્રમાણે તારાપર પડી નાશ પામે છે. ગુણવાન લોકોને કાળો ડાઘ લગાડનાર અતિ મત્સર ભાવ તે આજ. આ ગુણી લોક શત્રુને પણ સેવક બનાવે છે, તે ગુણનો સમુદ્ર આ લોકમાં વખણાય છે. બરોબરીઆ સાથે સ્પર્ધા કરેલી શોભે છે, પણ તે અધિક ગુણવાન સાથે તો બીલકુલ શોભતી નથી.

તું અધિક ગુણવાન્ છે, તારી સાથે સ્નેહ કરવાની હું ઈચ્છા રાખું છું, આટલાથીજ જો કે હું એટલો નિર્ગુણી છતાં, પણ પોતાને ગુણી સમજું છું. મહારાજ, મારા દોષ તમારા મનમાં રહ્યા નથી, એમ હું સમજું છું, તો મને તમારૂં દર્શન લેવાની પરવાનગી કૃપા કરીને આપવી. પૂર્વે સમુદ્રની અંદર જે વિદ્યાધરને તેં જીત્યો, તે **અશોક** ગુણોથી ખુશ થઇ તને ઉપર કહ્યા પ્રમાણે મને વચ્ચે રાખી વીનંતી કરે છે. કુમારે **ચંદ્રશેખર**નું આવું ભાષણ સાંભળી બોલ્યો કે, "આ **અશોક** રાજાનું સૈન્ય છે શું?" તેણે હા કહ્યાથી **વીરસેન** ફરી બોલ્યો, "અરેરે, મારી અજ્ઞાનતાથી મારી હાની થઈ, અને હું આ સૈન્ય શત્રુનું છે એમ સમજ્યો. પોતાનું રાજ્ય, સ્વમંડળ, અને જીવિત્વ ઈત્યાદિની પર્વા ન કરતાં જેમને ઉદ્ધારવાના હેતુથી અહિં ભયંકર સંકટમાં પડેલ છે. તે **અશોક**ના સૈન્યના અગ્ર ભાગ ઉપર મારો કરી, મેં પાપીએ કેવો અપકાર કર્યો છે? આ પૃથ્વિપર દુષ્ટ લોકોની કાંઈ ખાણો હોય છે એમ નથી, તો ઉપકાર કર્તા પુરૂષનું નુકસાન કરનાર તેજ દુર્જન છે. તો હવે હે **ચંદ્રપીડ**, તું વખત ગુમાવીશ નહિ. તું જઇ તે ખેચરાધિપતિને મારૂં જેવું સ્વરૂપ છે તેવું કહે. જેથી કરી તેના આશ્રિત મંડળીનો જુદોજ સમજ થાય એવું કાંઈ કહેતો ના. આ સાંભળી ચંદ્રશેખર બોલ્યો.

**ચંદ્રશેખર**—હે દેવ, તેંજ કહ્યું છે કે, જે અમૃત છે, તેને વિષનો ગુણ કોઈ દિવસ આવતો નથી. તું અમૃતસત્વથી પરીપૂર્ણ છે, તારા ઠેકાણે કુતર્ક રૂપી વિષ બીલકુલ નથી. અને **અશોક**ના મનમાં પણ તારા વિષે બીલકૂલ વિરૂદ્ધ ભાવનથી. એમ છે તોપણ તારા વચન માથે ચઢાઉં છું, એમ બોલી ચંદ્રપીડ તરત **અશોક** રાજા તરફ ગયો."

તેણે જઇ કુમારનો સર્વ વૃતાંત કહ્યો. અશોક બોલ્યો કે, અહો, **વીરશેન** નામાં ભલાઇ છે? આ સજ્જન શ્રેષ્ટ કુમારનો એક એક ગુણ અપાર રૂપોથી વીસ્તારાએલો છે."

તેના ગુણના વર્ણન ઉપરથી તેને હર્ષ થઇ, તેના શરીરપરના રૂંવા ઉભાં થયાં, અને તે ખેચરનો રાજા સ્વસૈન્ય સાથે કુમાર પાસે ગયો. તેમને આવતા જોઈ પ્રસન્ન દૃષ્ટિ જરા ઉઘાડી કુમાર ઝપાટાથી દોડતો ગયો, અને ખેચરાધિપતિને

આલીંગન આપ્યું. કુમારે આ પ્રમાણે સપ્રેમ સત્કાર કર્યો ત્યારે અશોક રાજા સગાભાઈ પ્રમાણે તેની સાથે વર્તવા લાગ્યો.

**વીરસેન**—હે ખગેશ્વર, પરમાર્થ જાણનારના મનમાં અવિચારની વાતો રહેતી નથી. આ લોકમાં અવિચાર એજ શત્રુ હોઇ. તેનું પરિણામ બહુ ભયંકર હોય છે, એમ છતાં ફરી આના સરખો મનુષ્યને અપકાર કરનાર બીજો કોઈ દેખાતો નથી. અવિચાર (અવિવેક) એટલે પદાર્થના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન નહોવું. એનાથી હિત કર્તાપર તે અહિત કર્તા છે એવી બુદ્ધિ થાય છે, અને અહિતકર્તાપર તે હિતકર્તા છે એવી બુદ્ધિ થાય છે. તું મારો દુસ્મન અને હું પણ તારો વેરી એ વિચારને મનમાં જગા આપવી એજ ખરેખર અવિચાર છે, અગર ખરૂં નાખી દઇ જુદીજ કલ્પના લાવવી તેજ આ છે. અવિચારથી અનેક ખરાબ ભાવના ઉત્પન્ન થાય છે. તે જ્યાં સુધી મનમાં રહેશે ત્યાં સુધી વિચાર જન્ય સુબુદ્ધિ થવાનીજ નથી. પૂર્વે કરેલ પાપનો ક્ષય થાય ત્યારેજ સુબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને ત્યાંથીજ વિવેકરૂપી રત્નની પ્રાપ્તિ મનુષ્યને થાય છે. આ પ્રમાણે સત્યનો વિચાર કર્યા પછી આપણો ઈતર કોઈ શત્રુ નથી હોતો તો પોતેજ પોતા સાથે વેર કરી લેછે એ નિશ્ચિત છે, સારૂં અગર ખરાબ થવા જેમ આપણે આપણા હૃદયમાં વસાવિએ છીએ, તેમજ આ કર્મના ફળ આપણને મળે છે. હે ખેચરેંદ્ર, જો સુખ અગર દુઃખ એ પેહેલથીજ નિર્માણ કરેલું છે. તો આપણું કર્મજ, આપણો શત્રુ અગર મીત્ર બને છે, આનો દોષ ઇતર પુરૂષને શા વાસ્તે આપવો?

માટે મારૂં આ વચન તમારા મનમાં સમજી લઇ, તમે બંને યોગ્ય તે આચરણ કરી પોતાનું સાર્થક કરી લ્યો. આ પ્રમાણે તે **વીરસેન**નું બોલવું સાંભળી **અશોક** અને **શેખર** એ બંનેની અજ્ઞાનતા નાશ પામી તેઓ તત્વાર્થ દર્શી થયા.

આ લોકની અંદર જ્યાં સુધી વિચાર દૃષ્ટિ હૃદયની અંદર ખુલ્લી નથી, ત્યાં સુધી સંસાર જન્ય અજ્ઞાનતા વધતી જાય છે. **વીરસેન**ના વચનરૂપી સૂર્ય પ્રભાવથી તે બંનેનો અજ્ઞાન રૂપી અંધઃકાર નાશ પામ્યો, અને પરસ્પર ઇર્ષા કરવાથી થએલી ખરાબ વાસનાઓનાં નાશ પામી તેઓ ખુલ્લા થયા. તે બંનેનો પવિત્ર ઉત્સાહ વધ્યો, અને તે બંને રાજાએ પરમાર્થ સમજી લીધા.

જીનના વચનો સમજી લીધેલા અમારા જેવા પણ મોહ પામે છે. તો પછી મિથ્યા દૃષ્ટિ ઈતર મનુષ્ય મોહ પામે એમાં તેમનો દોષ શો? જીનનું મત પાસ થયા પછી પણ જો ઇર્ષાભાવ અને અદેખાઇ વગેરે કાયમ રહ્યાં તો પછી, આંધળાને દિવા પ્રમાણે તે મળ્યું બરાબર છે, જીનનું વાક્ય સાંભળ્યા છતાં પણ જો મનુષ્યમાં રીસ અને દ્વેશ કાયમ રહ્યાં, તો ખરેખર સુર્યમાંથી અંધઃકાર અને ચંદ્રમાંથી અગ્નિ નિકળ્યા પ્રમાણે આશ્ચર્ય છે.

આ પ્રમાણે **અશોક**, **શેખર** મનમાં વિચાર કરતા ઝટ શાંત થયા. અને પૂર્વના વૈષમ્યનો ત્યાગ કર્યો. કુમારને ગુરૂ પ્રમાણે અતિશય વિનય પૂર્વક એકદમ બન્ને વિદ્યાધર શ્રેષ્ટોએ કહ્યું કે, "હે કુમારેંદ્ર, મત્સર અને દ્વેશથી પહેલા અમારા

થી તારા પ્રત્યે જે અપરાધ થયા છે, તે માફ કરી અમારાપર અનહદ કૃપા કર. તમારા સમાગમથી અમો બંનેને સુવિચાર પ્રાપ્ત થયા છે, તો આજથી અમોએ પર સ્ત્રી ગંમનનો ત્યાગ કર્યો.

વીરસેન—તમે આ ઘણું સારૂં કર્યું. કારણ આજ કુલીનનું આચરણ છે.

રણમાં પડેલાની જખમો સારા કરવાના હેતુથી કુમાર તે જખમોને બાંધતો તો એટલામાં એક ખેચર તેના જોવામાં આવ્યો. ઘણા શસ્ત્રોના ઘા લાગી, મરણ તોલ થઈ ગએલો, એવો તે ભયાનક હોઈ તડકાથી અકળાઈ ગએલો હોવાથી આ પશુ જેવો આંખો મીંચીને પડેલો હતો. કુમારે તેને જોતાં વાતજ તેના શરીરપર રૂંવાટા ઉભાં થયાં ત્યારે તેણે શેખરને પુછયું કે, "આ કોણ છે."

શેખર—હે કુમાર, આ મોટો લઢવૈયો છે. આ પવનકેતૂનો ભાઈ હોઇ કુમલ કેતુથી નાનો છે. બાહુબળથી શત્રુને છેદી નાંખે એવો આ ચંડકેતુ નામનો ખેચર છે, તારા શસ્ત્રોના માર વડે આ રણની અંદર અર્ધમુઓ થઈ પડેલો છે.

આ સાંભળી કુમારે જખમ સારા કર્યા પછી તેને ફરી ચેતના આવી, અને તે વીરસેનના સામુ જોઈ રીસથી બોલ્યો કે, "વીર તરફથી મારા દેહમાં થએલી જખમો દુઃખે છે, તેજ પ્રમાણે તેં મારા બંન્ને ભાઈને મારી કરેલા વેર કાંટા, મારા શરીરની અંદર ભોંકાય છે."

કુમાર દયાની લાગણીથી તેની સાથે વાતો કરે છે એટલામાં તે આકાશમાં ઉડી ગયો. અને પોતાના સૈન્ય સાથે મળી ગયો. તેની હકીકત દયાળુપણાથી કુમારે કહી એટલામાં ચંદ્રશેખરે બીજી વાત કાઢી, અને હાથ જોડી નમસ્કાર કરી કુમારને વિનંતી તરીકે "તારા પુણ્ય વડે અહિં સર્વ સુભ થયું છે, હવે હે દેવ, ચાલુ કામ તરફ લક્ષ આપવું જોઈએ. પછી વીર "ઠીક છે" એમ બોલી પોતાના મિત્રને મોકલી પ્રદ્યુમ્ન અને બંધુજીવા એમના સહ ચંદ્રશ્રીને ત્યાં બોલાવી લીધી. વિદ્યાધરના રાજાઓને કુમારની સેવા કરતા જોઈ તેણીએ મનમાં વિચાર કર્યો કે "આ કુમારના ભાગ્યનો આજે પરમ ઉત્કર્ષ થયો એમ કહેવું જોઇએ. કારણ વીરસેનના શત્રુ એ પણ મિત્ર બન્યા, તેથી આશ્ચર્ય છે કે, આના ભાગ્યનો છેડોજ નથી.

તેણી આ પ્રમાણે વિચાર કરતી પોતાના પતિને જોઇ આશ્ચર્ય ચકિત બની ગઈ ચંદ્રશ્રીને જોઇને લોકોએ ગડબડાટ (આનંદનો) કરી મૂકયો. પછી સૈન્યમાંના વિદ્યાધરોએ હર્ષથી ચંદ્રશ્રીને નમી તેના ચરણ કમળનું વંદન કર્યું. તેમના મુગટમાંના હારવડે તેના ચરણકમલની પૂજા કરી. વીરસેનને જોઇને ચંદ્રશ્રીના શરીરપર હર્ષથી રૂંવાટા ઉભાં થયાં. અને શરમાતી શરમાતી તેની પછવાડે જઈ બેઠી અશોક અને શેખરે નિષ્કપટ મનથી નમસ્કાર કર્યો, બંધુદત્ત કરીને જેનું નામ પાછળ આવી ગયું, તેણે ચંદ્રશ્રીના ચરણ કમળનું વંદન કર્યું પછી પ્રદ્યુમ્ને કુમારને સ્નેહભાવથી મળી નમસ્કાર કરી, તેને વાહન આપી નગર તરફ મોકલ્યો.

બંધુદત્ત—રાજાને દુઃખી પુત્રીના વીયોગથી દુઃખ લાગે છે, અને ખેદ થાય છે

એમાં નવાઈ નથી. દૈવયોગથી તેનાપર આવો અનર્થ કોઇ પણ દિવસ થાય નહિં તેટલા માટે જલદી નાશિક નગર તરફ જવાની તૈયારી કરવી.

કુમાર—અરે, એમાં શાનું આશ્ચર્ય? મારાપર પણ આ રાજાનાં સંબંધમાં કર્તવ્યનો આવોજ બોજો રહેલો છે. સરળ અને કાળી કીકિની દૃષ્ટિએ તે બન્ને ખેચરો તરફ કુમારે જોયું.

તે બંને ખેચરો હર્ષ યુકત થઈ હાથ જોડી બોલ્યા કે, "મહારાજ, અમે રાજા તરફ જઇએ, છીએ મનમાં જરા વિચાર કરી મોટેથી શ્વાસ નાંખી કુમાર આગળ **અશોક** બોલ્યો કે "જે પ્રમાણે **શેખર**નો તારી સાથે મેં સ્નેહ સંબંધ કરાવ્યો તે પ્રમાણે તું મારો વિચિત્ર યશ રાજા સાથે સંબંધ કરી આપ."

**વીરસેન**—અપરાધના પશ્ચાતાપથી શુદ્ધ થએલા અપરાધ બદલ મહાત્માના મનમાં દોષ રહેતો નથી. સજ્જનને દુઃખ થાય તો પણ મનમાં કપટ રાખતા નથી, મનમાં ખરાબ હોય તો પણ તેઓ બોલતા નથી; અને ખરાબ બોલ્યા તોપણ તે પ્રમાણે તે કરતા નથી. માટે અખિલ સજ્જન ચૂડામણિ એવા મનુષ્યેશ્વરોનાં મનમાં પરપીડા સંબંધી વાસના ઉત્પન્ન થતી નથી.

**વીરસેન** આ પ્રમાણે બોલી રહ્યા પછી **અશોકે** પોતાનું સૈન્ય, વિદ્યાધરોના બીજા વધારે માણસો સહ સામીલ કર્યું. **શેખરે** પણ વિદ્યા સામર્થ્યથી તૈયાર કરેલા વીમાનોથી તારા પ્રમાણે આકાશ ઢાંકી નાખ્યું. પ્રથમ જે તેજસ્વી વીમાનથી **ચંદ્રશ્રી**ને નસાડી લઇ ગયા હતા, તેજ વિમાન આ પ્રસંગે કુમારને બેસવા તૈયાર ઉભું રાખ્યું હતું. જેની અંદરનો રત્નમય ખચિત થાંભલો, **ચંદ્રશ્રી** હરણ કર્યાના મુર્તિમાન્ પાપ સરખો દેખાતો હતો. તેજ વિમાન આ પ્રસંગે, મોતીની ચાદરો આજુ બાજુ હોવાને લીધે, પશ્ચાતાપથી પડેલા અશ્રુથી યુકત એમ દેખાવા લાગ્યું. આજુબાજુના આરસપહાણના પથ્થરના તેજથી વેષ્ટિત થએલું વીમાન પાપ શુદ્ધિ સારૂં અગ્નિએ સ્નાન કરાવ્યા પ્રમાણે દેખાતું હતું. તે તોરણ યુકત રત્નતુલ્ય વિમાનપર **વીરસેન** વિદ્યાધર રાજાના કહેવાપરથી પોતાની પત્ની સહ બેઠો. **ચંદ્રાપીડ** અને **સુવેગ** એ સહ **બંધુજીવા** બેઠી, અને તેજ વીમાનમાં **બંધુદત્ત** પણ જઇને બેઠો. કુમારની ડાબી અને જમણી બાજુએ **અશોક** અને **શેખર** પોતપોતાના વિમાનમાં બેશી ચાલ્યા ઈતર ખેચરોપણ પોતપોતાને યોગ્ય વીમાનોમાં બેશી ધણીની આજ્ઞા પ્રમાણે એકદમ ચાલી નીકળ્યા, વિદ્યાધરનું સૈન્ય ચાલતું હતું, અને વિમાનરૂપી ઘરના યોગે કરી, તે ગંધર્વનું નગર હોય એવું તે વિદ્યાધરોથી ભરેલું શાહેરજ આકાશમાં શોભવા લાગ્યું. આ પ્રમાણે વિમાન સમુદાય આકાશમાં એકમેક સાથે લાગી ચાલતા હતા. તેવામાં **બંધુદત્ત** કુમાર તરફ જોઈ હસ્યો. અમસ્તો હંસેલો જોઈ કુમારે પોતાના મિત્રને કહ્યું કે, "તું શા કારણથી હસ્યો, તે મને હવે કહે." **બંધુદત્ત**—હે દેવ, તું **ચંદ્રશ્રી**ની પાછળ નીકળી ગયા પછી, **વિચિત્ર યશ**રાજાએ મને બોલાવી કહ્યું કે, હે બંધુદત્ત, મેં આજ રાત્રે **ચક્રેશ્વરી** દેવીની આરાધના કરી, ત્યારે તેણે ઝપાટાથી પ્રગટ થઇ કહ્યું કે, "વત્સ હું તને પ્રસન્ન છું, **ચંદ્રશ્રી** અને **વીરસેન**ની

મુલાકાત થોડાજ દિવસોમાં થશે. શેખર અને અશોક વગેરે જે વેરીઓ છે, તે ખેચરો જલદી તેમનો સેવાધર્મ સંભાળી લેશે એ નક્કી છે. તારી પુત્રી જે વીમાનમાં હરણ કરી લઇ ગયા છે, તેજ વિમાનમાં, વિદ્યાધરની મંડળી બેસીને આવશે." રાત્રે આ પ્રમાણે બોલી ચક્રેશ્વરી દેવી અંતર્ધાન પામી, હે બંધુદત્ત, વીરસેન ગયો ત્યારથી, તેની મંડળી રાજ્ય સુખનો ત્યાગ કરી દુઃખી થઇ બેઠેલી છે. અને કુમાના પાછા આવતા સુધી દુઃખમાં પુનઃ પુનઃ નિમગ્ન થઇ રહે છે. આ દુઃખ તને એકલાનેજ છે, એમ નથી, તો સર્વજનોને થયેલું છે.

આ પ્રમાણે રાજાએ અનેક પ્રકારોથી સ્નેહ ભાવ દેખાડી, અને બક્ષિસ આપી મને ઘર તરફ રવાના કર્યો. માટે હે દેવ, હાલમાં વિમાનની ગરદી જોઇ, અને તારૂં ઐશ્વર્ય જોઇ, તે દેવીનું ભાષણ મને યાદ આવ્યું. મહારાજ આ પ્રમાણે હર્ષ યુકત થઇ હું હરખ્યો.

**વીરસેન**—હે મિત્ર, મને બહુ મજા લાગી. હે મિત્ર, તું સામર્થ્યવાન છતાં પણ પોતાને શા માટે બંધાવી લીધો? અને શા વાસ્તે અપમાન સહન કર્યું?

**બંધુદત્ત**—માહારાજ, જો તમને મજા પડે છે તો તેપણ હું ટુંકામાં કહુ છું તે સાંભળો. આ પ્રમાણે રાજાએ મને ઘણા શબ્દોથી સમજાવીને કહ્યું, તોપણ તારા વિયોગ વડે મને લેશ માત્ર પણ સંતોષ થયો નહિ. દરેક બાગ, દરેક જગાઓ, દરેક પુરૂષ, સર્વ શહેર તારા વિયોગ દુઃખના અગ્નિથી, જવાળા યુકત ભાસવા લાગ્યા. વિરહાગ્નિથી બળેલા લોકોના સ્નાન વડે ગોદાવરીનું પાણી પણ ઉનું થઇ ગયું. તે ઉપરથી તેને અત્યંત દુઃખ થયા જેવું લાગ્યું. બીજે દિવસે આવી સ્થિતિ જોવાને હું અસમર્થ થયો ત્યારે રાજાની આજ્ઞાનો ભંગ કરી તારો શોધ કરવાના હેતુથી નીકળી પડયો, સૂર્યાસ્ત થઇ રસ્તામાં અંધારૂ થવાથી રસ્તો ચાલવાને વિકટ થઈ પડયો. હાથમાં તલવાર લઈ શહેરની બહાર નીકળી પડયો. પછી નૈઋત્ય દિશા તરફ બારણા બંધ કરેલા એવો એક મઠ મારા જોવામાં આવ્યો તે તરફ હું ગયો ત્યાં બહાર ઉભા ઉભા કોઇનો શબ્દ મારે કાને પડયો. પછી બારણા પાસે જઈ સંતાઈ ઉભો રહ્યો અને સાંભળવા લાગ્યો, એટલામાં એક ઘરડો માણસ જે શિવનો ભકત હતો તે તેના શિષ્યને કહેવા લાગ્યો કે, "અરે શિષ્ય, ઉઠ જાગૃત થા. મારૂં બોલવું સાંભળ," આટલું ગુરૂ બોલ્યા પછી શિષ્યે જવાબ આપ્યો કે, ગુરૂ મને આજ્ઞા આપો," શિષ્ય બોલ્યા પછી પાછો ગુરૂ બોલ્યો કે, "તને જે હું કહું છું તેની નવાઇ લાગવા દઈશ નહિ. કોઈપણ મઠની બહાર છે, તેના મિત્રની સાથે વિયોગ થયેલો છે, તે જો, બે પહોર વિસામો લઈ તીજા પહોરમાં જાય તો તેનું ધારેલું કાર્ય સફળ થાય. ખરાબ, મૂહુર્તમાં ઘરમાંથી નીકળેલો છે. માટે તેના ફળથી તે ખેચરોથી બંધન પામશે, અને એને વૈતાલ પર્વત ઉપરથી આકાશમાં લેઇ જવામાં આવશે. ત્યાં જો તે ન લડયો તો તે, તેને જલદી લેઇ જઈ પૃથ્વિપર સમુદ્રમાં વિશાલ શ્રૃંગાબ્ય પર્વત છે ત્યાં જશે, ત્યાં મિત્રની મુલાકાત થશે, અને ભયંકર લડાઈ પણ થશે. અને વિજય મેળવી મિત્રની સાથે અહિં આવશે."

તે શિવ ભકત આટલું બોલી અટકયો, એટલે મેં મનમાં વિચાર કર્યો કે, "મારી સમક્ષ નહીં બોલેલા આ ગુરૂનાં વચનો ખરાં છે એમ શા ઉપરથી! હું એવો વિચાર કરૂં છું એટલામાં તે શિષ્યે ગુરૂને કહ્યું કે, હે ગુરૂ, આ પુરૂષ કોણ ?" મેહારાજે, તે વખતે મને એમ લાગ્યું કે, હવે જો તે મારા મિત્રનું નામ કહેશે તો તેના વચનો ખરા હશે.

શિવભકત--આનું નામ બંધુદત્ત, અને જગપ્રસિદ્ધ જે વીરસેન ક્ષત્રિય છે તે એનો મિત્ર છે.

માહારાજ એ સાંભળી હું અતિશય હર્ષ પામ્યો, અને તે મઠના બારણાંમાં પથારી કરી જરા વિસામો લેવા લાગ્યો. ઘણા ભાષણો કરી તે બંને મોડી રાતે સુતા, હે રાજા, તે પછી બે પહોર રાત્ર વીતિ ગઈ. દેવને અને ગુરૂને નમસ્કાર કરી હું ત્યાંથી નીકળ્યો. આના આગળની હકીકત વિદ્યાધર પાસેથી માહારાજ આપે સાંભળીજ હશે.

વીરસેન--હે મિત્ર, તેં સારૂં કર્યું. યોગ્ય વખતે પરાક્રમ દેખાડી મારૂં સર્વ કાર્ય તેં સાધી આપ્યું.

આ પ્રમાણે બંધુદત્ત કુમાર સાથે વાતો કરે છે, એટલામાં આકાશ માર્ગ પુરો થઈ નાશિકય નગરનો બાગ આવી પહોંચ્યો પ્રથમથી મોકલેલા ચંદ્રપીડે વિચિત્રયશ રાજાને કુમાર આવ્યાના વર્ત્તમાન કહ્યા હતા.

નગરના લોકો રાજાની આજ્ઞાની રાહ ન જોતાં, કુમારના પ્રત્યે તેમનો પ્રેમ હોવાને લીધે નગરને શણગારી મુકયું હતું. તોરણોના યોગથી તે શહેર પહેલા જાણે દુઃખાગ્નિથી દગ્ધ થએલ, હવે મેઘ આવતાજ જેમ વન નવીન પલ્લવોથી શોભી ઉઠે છે, તેવી રીતે શોભાયમાન થયું હોય એમ દેખાવા લાગ્યું. પછી સર્વ નોકર, ચાકર વગેરે મંડળી, જે કુમારના વિયોગથી દુખિત થઇ હતી તેમને રાજાએ બોલાવી કુમારની સામે ગયા. આ સર્વ મંડળ આવી પહોચેલું જોઈ કુમાર ખેચરો સાથે અશોક અને શેખર એમની પછવાડે વીમાનમાંથી ઉતર્યો. ચંદ્રશ્રીને પ્રથમ આગળથી ઉતારી, પછીથી બંધુજીવા વગેરે વિદ્યાધર સ્ત્રિયો ઝપાટાથી ઉતરી કુમારે ચંદ્રશ્રી સહિત, વિસ્મય પામેલા રાજા પાસે દોડતા જઈ તેના ચરણને ઘણા પ્રેમથી વંદન કર્યું. પછી રાજાએ કુમારને ઉઠાડી આલિંગન આપ્યું. કુમારના કહેવાથી તે બંને વિદ્યાધર હતા. (અશોક અને ખેચર) તે પ્રત્યેકને રાજાએ નિર્વિકલ્પપ્રેમનથી આલિંગન આપ્યું. શુદ્ધ વર્તનવાળી ચંદ્રશ્રી મોટા પ્રેમથી નમસ્કાર કરવા લાગી તેના કપાળે લાગેલી પિતાના પદ કમલની માટી સુશોભિત દેખાવા લાગી., તે ચરણપર માથું મુકી રડવા લાગી, અને વિરહ દુઃખથી બહુ અશક્ત થએલી, એવી સ્થીતીમાં તેણીને માએ આલિંગન આપી પોતાના ખોળામાં બેસાડી, પછી રાજાએ, વીરસેન વગેરેને યોગ્યતા પ્રમાણે બેસવાને જગા આપી મોટા સ્નેહથી તેની સાથે ભાષણ શરૂ કર્યું. કુમારે સર્વ વર્તમાન કહ્યા પછી રાજા એ શહેરમાં જવા સારૂ હાથી મંગાવ્યો. જેના પર છત્રિ ધરેલી છે, અને જે હાથીપર બેઠેલો છે એવો તે કુમાર શહેર

સુલાકાત થોડાજ દિવસોમાં થશે. શેખર અને અશોક વગેરે જે વેરીઓ છે, તે ખેચરો જલદી તેમને સેવાધર્મ સંભાળી લેશે એ નક્કી છે. તારી પુત્રી જે વીમાનમાં હરણ કરી લઇ ગયા છે, તેજ વિમાનમાં, વિદ્યાધરની મંડળી બેસીને આવશે." રાત્રે આ પ્રમાણે બોલી ચક્રેશ્વરી દેવી અંતર્ધાન પામી, હે બંધુદત્ત, વીરસેન ગયો ત્યારથી, તેની મંડળી રાજ્ય સુખને ત્યાગ કરી દુઃખી થઇ બેઠેલી છે. અને કુમાના પાછા આવતા સુધી દુઃખમાં પુનઃ પુનઃ નિમગ્ન થઇ રહે છે. આ દુઃખ તને એકલાનેજ છે, એમ નથી, તો સર્વજનોને થયેલું છે.

આ પ્રમાણે રાજાએ અનેક પ્રકારોથી સ્નેહ ભાવ દેખાડી, અને બક્ષિસ આપી મને ઘર તરફ રવાના કર્યો. માટે હે દેવ, હાલમાં વિમાનની ગરદી જોઈ, અને તારૂં ઐશ્વર્ય જોઇ, તે દેવીનું ભાષણ મને યાદ આવ્યું. મહારાજ આ પ્રમાણે હર્ષ યુકત થઇ હું હસ્યો.

વીરસેન—હે મિત્ર, મને બહુ મજા લાગી. હે મિત્ર, તું સામર્થ્યવાન છતાં પણ પોતાને શા માટે બંધાવી લીધો? અને શા વાસ્તે અપમાન સહન કર્યું?

બંધુદત્ત—માહારાજ, જો તમને મજા પડે છે તો તેપણ હું ટુંકામાં કહુ છું તે સાંભળો. આ પ્રમાણે રાજાએ મને ઘણા શબ્દોથી સમજાવીને કહ્યું, તોપણ તારા વિયોગ વડે મને લેશ માત્ર પણ સંતોષ થયો નહિ. દરેક બાગ, દરેક જગાઓ, દરેક પુરૂષ, સર્વ શહેર તારા વિયોગ દુઃખના અગ્નિથી, જવાળા યુકત ભાસવા લાગ્યા. વિરહાગ્નિથી બળેલા લોકોના સ્નાન વડે ગોદાવરીનું પાણી પણ ઉનું થઇ ગયું. તે ઉપરથી તેને અત્યંત દુઃખ થયા જેવું લાગ્યું. બીજે દિવસે આવી સ્થિતિ જોવાને હું અસમર્થ થયો ત્યારે રાજાની આજ્ઞાનો ભંગ કરી તારો શોધ કરવાના હેતુથી નીકળી પડયો, સૂર્યાસ્ત થઇ રસ્તામાં અંધારૂ થવાથી રસ્તો ચાલવાને વિકટ થઈ પડયો. હાથમાં તલવાર લઈ શહેરની બહાર નીકળી પડયો. પછી નૈઋત્ય દિશા તરફ બારણા બંધ કરેલા એવો એક મઠ મારા જોવામાં આવ્યો તે તરફ હું ગયો ત્યાં બહાર ઉભા ઉભા કોઇનો શબ્દ મારે કાને પડયો. પછી બારણા પાસે જઈ સંતાઈ ઉભો રહ્યો અને સાંભળવા લાગ્યો, એટલામાં એક ઘરડો માણસ જે શિવને ભકત હતો તે તેના શિષ્યને કહેવા લાગ્યો કે, "અરે શિષ્ય, ઉઠ જાગૃત થા. મારૂં બોલવું સાંભળ," આટલું ગુરૂ બોલ્યા પછી શિષ્યે જવાબ આપ્યો કે, ગુરૂ મને આજ્ઞા આપો," શિષ્ય બોલ્યા પછી પાછો ગુરૂ બોલ્યો કે, "તને જે હું કહું છું તેની નવાઇ લાગવા દઇશ નહિ. કોઈપણ મઠની બહાર છે, તેના મિત્રની સાથે વિયોગ થયેલો છે, તે જો, બે પહોર વિસામો લઈ ત્રીજા પહોરમાં જાય તો તેનું ધારેલું કાર્ય સફળ થાય. ખરાબ મૂહુર્તમાં ઘરમાંથી નીકળેલો છે. માટે તેના ફળથી તે ખેચરોથી બંધન પામશે, અને એને વૈતાલ પર્વત ઉપરથી આકાશમાં લેઇ જવામાં આવશે. ત્યાં જો તે ન લડયો તો તે, તેને જલદી લેઇ જઈ પૃથ્વિપર સમુદ્રમાં વિશાલ સુંગાબ્ય પર્વત છે ત્યાં જશે. ત્યાં મિત્રની મુલાકાત થશે, અને ભયંકર લડાઈ પણ થશે. અને વિજય મેળવી મિત્રની સાથે અહિં આવશે."

તે શિવ ભકત આટલું બોલી અટકયો, એટલે મેં મનમાં વિચાર કર્યો કે, "મારી સમક્ષ નહીં બોલેલા આ ગુરૂનાં વચનો ખરાં છે એમ શા ઉપરથી! હું એવો વિચાર કરૂં છું એટલામાં તે શિષ્યે ગુરૂને કહ્યું કે, હે ગુરૂ, આ પુરૂષ કોણ ?" મહારાજ, તે વખતે મને એમ લાગ્યું કે, હવે જો તે મારા મિત્રનું નામ કહેશે તો તેના વચનો ખરા હશે.

શિવભકત--આનું નામ બંધુદત્ત, અને જગપ્રસિદ્ધ જે વીરસેન ક્ષત્રિય છે તે એનો મિત્ર છે.

માહારાજ એ સાંભળી હું અતિશય હર્ષ પામ્યો, અને તે મઠના બારણાંમાં પથારી કરી જરા વિસામો લેવા લાગ્યો. ઘણા ભાષણો કરી તે બંને મોડી રાતે સુતા, હે રાજા, તે પછી બે પહોર રાત્ર વીતિ ગઈ. દેવને અને ગુરૂને નમસ્કાર કરી હું ત્યાંથી નીકળ્યો. આના આગળની હકીકત વિદ્યાધર પાસેથી માહારાજ આપે સાંભળીજ હશે.

વીરસેન--હે મિત્ર, તેં સારૂં કર્યું. યોગ્ય વખતે પરાક્રમ દેખાડી મારૂં સર્વ કાર્ય તેં સાધી આપ્યું.

આ પ્રમાણે બંધુદત્ત કુમાર સાથે વાતો કરે છે, એટલામાં આકાશ માર્ગ પુરો થઈ નાશિકય નગરનો બાગ આવી પહોંચ્યો પ્રથમથી મોકલેલા ચંદ્રપીડે વિચિત્રયશ રાજાને કુમાર આવ્યાના વર્ત્તમાન કહ્યા હતા.

નગરના લોકો રાજાની આજ્ઞાની રાહુ ન જોતાં, કુમારના પ્રત્યે તેમનો પ્રેમ હોવાને લીધે નગરને શણગારી મુકયું હતું. તોરણોના યોગથી તે શહેર પહેલા જાણે દુઃખાગ્નિથી દગ્ધ થએલ, હવે મેઘ આવતાજ જેમ વન નવીન પલ્લવોથી શોભી ઉઠે છે, તેવી રીતે શોભાયમાન થયું હોય એમ દેખાવા લાગ્યું. પછી સર્વ નોકર, ચાકર વગેરે મંડળી, જે કુમારના વિયોગથી દુખિત થઇ હતી તેમને રાજાએ બોલાવી કુમારની સામે ગયા. આ સર્વ મંડળ આવી પહોચેલું જોઈ કુમાર ખેચરો સાથે અશોક અને શેખર એમની પછવાડે વીમાનમાંથી ઉતર્યો. ચંદ્રશ્રીને પ્રથમ આગળથી ઉતારી, પછીથી બંધુજીવા વગેરે વિદ્યાધર સ્ત્રિયો ઝપાટાથી ઉતરી કુમારે ચંદ્રશ્રી સહિત, વિસ્મય પામેલા રાજા પાસે દોડતા જઈ તેના ચરણને ઘણા પ્રેમથી વંદન કર્યું. પછી રાજાએ કુમારને ઉઠાડી આલિંગન આપ્યું. કુમારના કહેવાથી તે બંને વિદ્યાધર હતા. (અશોક અને ખેચર) તે પ્રત્યેકને રાજાએ નિર્વિકલ્પ પ્રેમનથી આલિંગન આપ્યું. શુદ્ધ વર્તનવાળી ચંદ્રશ્રી મોટા પ્રેમથી નમસ્કાર કરવા લાગી તેના કપાળે લાગેલી પિતાના પદ કમલની માટી સુશોભિત દેખાવા લાગી., તે ચરણપર માથું મુકી રડવા લાગી, અને વિરહ દુઃખથી બહુ અશક્ત થએલી, એવી સ્થીતીમાં તેણીને માએ આલિંગન આપી પોતાના ખોળામાં બેસાડી, પછી રાજાએ, વીરસેન વગેરેને યોગ્યતા પ્રમાણે બેસવાને જગા આપી મોટા સ્નેહથી તેની સાથે ભાષણ શરૂ કર્યું. કુમારે સર્વ વર્તમાન કહ્યા પછી રાજા એ શહેરમાં જવા સારૂ હાથી મંગાવ્યો. જેના પર છત્રિ ધરેલી છે, અને જે હાથીપર બેઠેલો છે એવો તે કુમાર શહેર

તરફ ચાલ્યો. અશોક અને શેખર તેના પર ચમરીઓ ઉડાવવા લાગ્યા. માતા બંધુજીવા વગેરે ઘણી સ્ત્રીયોથી વીંટળાએલી તે ચંદ્રશ્રી નગરમાં જવા સારૂ તે વિમાન પર બેઠી. બીજા નગરવાસી વિદ્યાધર લોકો પોતાના વાહનો પર બેશી ઉતમ પોશાક પહેરી કુમારની પછવાડે ચાલવા લાગ્યા, ચોઘડીયાં, સરણાઇ વગેરે વાદ્યોથી, અને સ્તુતિપાઠક લોકોના, હાહાકારથી, વાજતો ગાજતો તે કુમારને શહેરના દરવાજા સુધી લાવ્યાં. આ રસ્તેથી રાજકુમાર જશે માટે તેને જોવાના હેતુથી નગરવાસી લોકોની સ્ત્રીયો પોતપોતાના બંગલાપર ઉંચ સ્થળે ચઢીને બેઠી હતી તે રાજકુમાર જેમ જેમ પાસે આવતો ગયો, તેમ તેમ રાજ્ય રસ્તામાં લોકોની ભીડ વધારે થવા લાગી. વીરસેનને જોવાની ઇચ્છાથી કેટલીક સ્ત્રીયોએ, બંદીખાના પ્રમાણે ઘરનો, શત્રુ પ્રમાણે પતિનો અને સતી પ્રમાણે ગુરૂનો ત્યાગ કર્યો. તે પાસે આવતાજ આગળના લોકોને જેમ આનંદ પ્રાપ્ત થતો, તેમજ બીજી બાજુએ રસ્તો છોડી ગએલાને, અને પછાડી બેઠેલાને પશ્ચાતાપ થવા લાગ્યો. સ્ત્રીયોનાં ટોળે ટોળા જોવાને વાસ્તે એકઠાં મળ્યાં હતાં તથા તેઓ નીચે પ્રમાણે સંવાદ કરતા હતા.

એક જણી બોલી " બેન, આ તારો ચમત્કાર છે, જોની, બીજા કોઇને જોવા દેવું નહિ, અને મારી આગળ આવી ઉભી રહે છે. હે, સખી, અહિં બેસવું એ કૂતેહનું કામ છે, કોઈ પણ દુર્બળે અહિં બેસવું નહિ. આ જો મારી અગાડી આવી મને ધક્કો મારી કુમારને જુએ છે.

એક પુરૂષે પોતાની સ્ત્રીને કહયું " અરે દેખાતું નથી એટલા માટે દુઃખી શા વાસ્તે થાય છે ? એમ કહી તે પુરૂષે પોતાની સ્ત્રીને તેના ખભાપર લીધી વળી એક પુરૂષ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો " અરે ચંડાલણી તું મજા જોતાં જોતાં છજામાંથી પડી જઈશ. અરે નિર્દય સ્ત્રી, તારા હાથમાંથી છોકરૂં પડયું તો પણ તને ખબર નથી ? કેટલીક સ્ત્રીયો અંદર અંદર બોલવા લાગી. " બેન, જો, કેટલી નવાઇની વાર્ત ? કે બળવાન્ શત્રુને પણ કુમારે પોતાના ચાકર બનાવી દીધા છે, સખી, જે મોટા વિમાનપર ચંદ્રશ્રીને નસાડી લઇ ગયા હતા, તેજ વિમાનમાં તે વિદ્યાધરોના મધ્ય ભાગમાં બેશી જાય છે, સખી, આ આશ્ચર્ય છે કે પ્રથમ જેણે બાગમાંથી ચંદ્રશ્રીને નસાડી હતી, તેજ આ અશોક છે હો, આ લોકમાં સર્વે તરૂણીયોની અંદર ચંદ્રશ્રીજ વખણાય છે. સખી તેનેજ વીરસેનની ગૃહિણી એવું પદ મળવાનું છે, વીરસેનને જોવા વાસ્તે આતુર થઇ ગાંડી બની ગએલી એવી નગરવાસીઓની અનેક સ્ત્રીયોનો સંવાદ ચાલતો હતો. ઠેક ઠેકાણે ગાન તાન, જોતો જોતો આનંદથી મંગલ વસ્તુથી શોભાયમાન થએલા એવા રાજમહેલમાં તેણે પ્રવેશ કર્યો, રાજા પોતે સિંહાસન પર બેઠા, અને પછી અશોકાદિ ખેચરો સહિત કુમારને બેસાડયા. રાજાને આદર પૂર્વક યથાયોગ્ય જગા આપી બીજા વિદ્યાધરોને પણ બેસાડયા. ચંદ્રશ્રી અને બંધુજીવા એમને સાથે લઇ વિજયવંતી રાણી આનંદ યુકત મનથી રાજમહેલના જનાનખાનામાં ગઇ તે પછી રાજાએ પુણ્યયોગે વીરસેનની સામગ્રી ભેગી થએલી જોઈ બોલવાનો આરંભ કર્યો.

રાજા—હે **વીરસેન** પ્રથમ તને ઠરેલી, અને ફરી જેને તું પોતાનો જીવ ખરચી વેંચાતી લાવ્યો, તે આ **ચંદ્રશ્રી** નામની કન્યાનો તું સ્વીકાર કર. આના પર પ્રેમ કરનારાઓ સાથે મેં ન પરણાવ્યાથી એનું પાણિગ્રહણ થયું નથી અને તારા પર પ્રેમ છતાં પણ આ **ચંદ્રશ્રી**ને તું વર્યો નથી આ લોકમાં તારા સરખા વિચારો કોના છે? તારા જેવું ધૈર્ય કોનામાં છે? હે સજ્જન ઈંદ્રિયજયનું તારા જેવું સામર્થ્ય કોનામાં છે? રાજા આટલું બોલી રહ્યા પછી કુમાર નમ્રવાણીથી બોલ્યો

કુમાર—ઉત્તર આપવાને મને વખત નથી. તમને યોગ્ય દેખાય તે કરો.

બોલાવ્યા ન છતાં પણ હાથમાં ઉત્તમ ફુલ અને ફળ લઇ કુમારની મુલાકાત વાસ્તે આવેલો એક ઉત્તમ જોશી રાજાના જોવામાં આવ્યો, તેનો સત્કાર કરી **ચંદ્રશ્રી** અને **વીરસેન**ના લગ્નનું ઉત્તમ મુહુર્ત પૂછયું. તેને ગુરૂવારનું મુહુર્ત આપ્યા પછી, રાજાએ વિદ્યાધરો સહિત કુમારને તેમની જગાએ મોકલ્યા. પછી રાજાએ લગ્ન સંબંધી જે જે સામાન માટે પ્રધાનને પુછયું, તે તે સર્વ પ્રથમનું ઘરમાં રહેલું તેને મળી આવ્યું, પછી રાજાએ હુકમ કર્યો કે, સર્વ મિત્રવર્ગી રાજાઓને બોલાવી, કુમારના લગ્ન સમારંભ બદલ સઘળા નગરના લોકોને ખબર આપવી, ઘરો અને દુકાનો સર્વ વિશેષ પ્રકારે શણગારવી. ચંદ્રપ્રભજીનેશ્વરની મોટી અષ્ટાન્હિકા કરવી. રાજમહેલમાંનાં આંગણાં જેટલો મોટો માંડવો બાંધવો, કુળમાંના રીતરીવાજ પ્રમાણે કરવાના કૃત્યો માટે ઘરડા માણસની યોજના કરવી, પકવાન્ન, વગેરે સર્વ તૈયારી કરી અનાથ, ગરીબ, અને આંધળોઓને સદર પરવાનગી આપી તેમના તરફ દયા રાખવી. હાથી, ઘોડા, અને હજારો રથ તૈયાર કરી મુકવા, કરોડો સોનાના નાણા હાલમાં તૈયાર કરી મુકવા. અરે પ્રધાનજી, વધારે કહી શું કરવાનું છે? જે જે સામાન લાવવાનું છે તે તે તમારી કલ્પનાથી લાવી જલદી તૈયારી કરી મૂકો. આ પ્રમાણે રાજા લગ્નની તૈયારી કરાવે છે, એટલામાં ઠરેલો આનંદ યુકત શુભ વિવાહ દિન આવી પહોચ્યો સરસ કપડા ઘાલી, દરદાગીના પહેરી, નગરના લોકો લગ્ન સમારંભના આનંદમાં શહેરમાંથી આમતેમ ફરવા લાગ્યા લગ્ન કાર્યમાં કેશરના છાંટણાં લગાડી, ફુલના ગજરા ઘાલી ભૂષિત થએલી તરૂણ સ્ત્રીયોને જોઇ કોનું મન મોહિત થયા વગર રહે? લુચ્ચા, લફંગા એવા સ્ત્રી પુરૂષો બંધન મુકત થવાથી તેમને છુટ મળવાથી તે વખતે આનંદથી એકમેક સાથે હસવાની શરૂવાત થઈ, લગ્નના દિવસે ઓઝલ પડદામાં રહેનાર એવી સ્ત્રીયોને ઘરની બ્હાર છુટથી ફરવાની રજા મળવાથી તેમને ગોંધાઇ રહેવાની અડચણ દુર થયા બાબત આનંદ થયો.

ગાનતાન, નવા નવા નાચ, તમાશા, વગેરે વિષયોના સુખની વાતો, કુલીન સ્ત્રીયોને વિવાહોત્સવ વગર કેવી રીતે જોવા, મળે? વૈતાઢચ ,પર્વતપર ઉભયપક્ષની વિદ્યાધર સ્ત્રીઓ આવી પહોંચ્યા પછી, વિદ્યાધરના વધુ (કન્યા) તરફના માણસોએ **વીરસેન**ના મજ્જનોત્સવનો આરંભ,કર્યો. તેને જોવાની આશાથી સ્ત્રીયો **વીરસેન**ની આસપાસ એકઠી થઈ, નાના પ્રકારના દાગીના પહેરી સર્વ તૈયાર થઈ. સર્વ કાર્યો અને મંગળ કૃત્યો આટોપી **વીરસેન**ને **શેખર** વગેરેએ સ્નેહથી વિનંતી કરી કહ્યું

રાજા—તને ખબર નથી એમ કેમ થાય વારૂ?

ચંદ્રશ્રી—ખરેખર, એ બાબત વિષે મને કાંઇ પણ ખબર નથી.

રાજા—તારા પર પ્રીતિ નથી માટે તારી પાસે તે કાંઈ પણ બોલ્યો નહિ. સ્ત્રીયો પર પ્રીતિ હોય એટલે પતિનો જીવ પણ સ્ત્રીયોની મૂઠીમાં હોય છે.

આ ભાષણ સાંભળી ચંદ્રશ્રી શરમાઇ ગઇ. તેણીએ નીચે ડોકું કરી જમીનપર (પગના અંગુઠાએ) લીટા કરતી એક ક્ષણવાર બોલ્યા ચાલ્યા વગર ઉભી રહી ત્યારે પ્રધાન, રાજા સાથે બોલ્યો.

પ્રધાન—મહારાજ, એમ નહિ. તે કહે છે એ ખરૂં છે, સજ્જન પુરૂષો વિશેષે કરીને સ્ત્રીયોના કહેવા પ્રમાણે વર્તતા નથી. એકાદ કામ એવું પણ હોય છે કે જે પોતાથી વડિલ હોય છે, તેમને કહેવાતું નથી, પછી આ તો બોલી ચાલીનેજ સ્ત્રીજાત કેવળ ઉપભોગને પાત્ર; એમને કોણ દાદ આપે?

વિજયાદેવી—એટલા માટેજ, એટલે પતિની હકીકત જણાવવા સારૂંજ તે અહિં આવી છે.

રાજા—પુત્રિ, તે કઈ વખતે ગયો? અને જતી વખતે તને શું કહી ગયો એ માંની કાંઇ હકીકતની તને ખબર નથી શું?

ચંદ્રશ્રી—પિતાજી, હું સુતી હતી તેવામાંજ પ્રાણનાથ મને છોડીને જતા રહ્યા જાગીને જોઉં છું તો પ્રાણનાથને દીઠા નહી પછી રત્ન ખચિત દીવાનો પ્રકાશ કરી ચારે તરફ જોયું, તો જેનાપર કસ્તુરીના અક્ષરો લખેલા છે એવું એક કેતકી પત્ર (કેવડાનું પાન) મારા જોવામાં આવ્યું તે આ.

એમ બોલી નમ્રતાથી તે પત્ર રાજાના હાથમાં આપ્યો. રાજા પણ શંકાયુક્ત થઈ તે પત્ર વાંચી જુએ છે તો તેનાપર આગળનો શ્લોક નજરે પડયો (તેનો અર્થ નીચે પ્રમાણે.)

"રાજા વગેરે મંડળીએ મારા વિષે કાળજી કરવાનું કાંઈ કારણ નથી. હું કાંઈ કામ સારૂં એકદમ નીકળી ગયો છું. દસ દિવસમાં કામનો નીકાલ કરી પાછો અહિં દાખલ થઇશ." આ પ્રમાણે શ્લોકમાંની હકીકત જોઇ, રાજાના અંતઃકરણમાં સ્વસ્થતા ઉત્પન્ન થઇ, અને પોતાની ધૈર્ય યુકતવાણીથી પુત્રિને પણ દીલાસો આપ્યો. આ પ્રમાણે રાજા પુત્રિને દીલાસો આપે છે, એટલામાં આકાશ માર્ગે એક જાસુસ ત્યાં આવ્યો. તે રાજાને અને પોતાની સ્વામીનીને નમસ્કાર કરી આસનપર બેઠો અને પ્રેમથી આગળનાં ભાષણો બોલવા લાગ્યો.

"આપના અંતઃકરણને અસ્વસ્થતા ન થવાના હેતુથી વીરસેન રાજાએ મને મુદ્દામ ચંપાનગરીથી મોકલ્યો છે. તે રાજ શ્રેષ્ટને ચંપાનગરીમાં કેમ જવું પડયું તેની હકીકત ટુંકામાં કહું છું તે આપ સાંભળો.

"તે વીર શ્રેષ્ટ સર્વ રાજાના કારસ્થાનો જાણવાં વાસ્તે પોતાના છુપા માણસોને હમેશા ચારે તરફ મોકલે છે. તે જાસુસો દરેક દિવસે બીજા રાજ્યોની અંદર શી શી વાતો ચાલે છે તે સર્વ વીરસેનને નીવેદન કરે છે. આ પ્રમાણે તે રાજ શ્રેષ્ટ,

પોતાની જગાએ રહી, છુપા માણસો પાસેથી ઇતર રાજયમાંની ખાતમીઓ મંગાવી પોતાનો રાજય કારભાર ચલાવતો હતો. એક વખતે જયાભિલાષિ **વીરસેન** પ્રભૂએ મને મગધદેશમાં જવાની આજ્ઞા કરી. અને કહ્યું કે "**ચંપા** નગરીમાં અતુલ પરાક્રમી એવા **નરસિંહ** રાજાએ હાલમાં મારી સાથે શત્રુત્વ કર્યું છે. જે ઇતરોને તૃણ સમાન સમજે છે તેનું એકંદર સ્વરૂપ બારીક રીતે જોઇ આવ" આ પ્રમાણે આજ્ઞા થવાથી હું રાજાને વંદન કરી ત્યાંથી નીકળ્યો, અને આકાશ માર્ગે વેગથી જઇ **ચંપા**પુરીમાં પહોંચ્યો. પ્રથમ ત્યાં **વાસુપૂજ્ય** જીનેશ્વરને નમન કરી, પાપ મુકત થઇ **ચંપા**પુરીમાં પેઠો. લોકોની નજરોને ભૂલાવે એવા વિદ્યાદેવીના પ્રતાપથી કોઈને પણ ન દેખાતા **નરસિંહ** રાજાના સુંદર રાજ મહેલમાં મેં પ્રવેશ કર્યો. ત્યાં નરસિંહ રાજા સિંહ જેવો, યુદ્ધમાં ન જીતાય એવો અને જેનું એક છત્રી રાજ્ય, મોટો પરાક્રમી; મારી નજરે પડયો. યુદ્ધમાં દેવનું પણ તેની સામે જોર ચાલી શકે નહિ, તો માણસની શી વાત કરવી ? તે તમારા જેવા સાથે પણ સામનો કરવા ભૂલે નહી."

રાજા—એ વાત ખરી છે. અમે પણ એજ પ્રમાણે સાંભળ્યું છે, અમારા શિવાય બાકીના સર્વ રાજાઓ તેને ખંડણી ભરે છે. હશે નરસિંહ રાજા તો સર્વને ખબર છે કે જેના પરાક્રમવડે શત્રુ થરથર ધ્રુજે છે હુવે આગળ બોલ.

દુત—હું તેને જોતો જોતો અન્તર્ગૃહમાં જઈ તેની સાથે બેઠો, ત્યાં જઇ જોયું તો તે પોતાની સ્ત્રી સાથે કાંઇ છુપી વાતો કરતો નજરે પડયો. તેઓ શી મસલત કરે છે એ જાણવાના હેતુથી, મારા ધણીના કાર્ય માટે હું તદ્દન તેમની નજીક ગયો. નરસિંહ રાજાએ પોતાની સ્ત્રી અને પ્રધાનને કહ્યું.

**નરસિંહ**—હે પ્રિયા. હે મહાઅમાત્ય, હું તમને એક રાજકારસ્થાનની વાત કહું છું તે તમે બન્ને જણ સાંભળો. પ્રિયા પ્રથમ કુમલકેતુ જયારે તને લઇ ગયો ત્યારે તારા વિરહથી મને ઘણું દુઃખ થયું. તે વખતે મનને કોઈપણ જાતનો વિસામો આપવાના હેતુથી આ પ્રધાને મને **વાસુપુજય**જીનના મંદિરમાં લઇ ગયો.

પ્રિયા, સંપૂર્ણ દુઃખનો નાશ કરનાર તે **વાસુપૂજય**જીનનું દર્શન થતાંજ અન્તઃકરણમાં બહુ સંતોષ થયો. દેવને નમસ્કાર કરી મંદીરની બહાર આવું છું એટલામાં એક ચારણ મુનીને દેશ દર્શનાર્થે આવેલો દીઠો. તે મુનીને વંદન કરી, તેની પાસે બેશી તેના મુખમાંથી ધર્મોપદેશ સાંભળ્યો. એટલામાં, મનની અંદર તારૂં સ્મરણ થયું. તે પરથી તે મુનિવર્યને તારી ખાતમી પૂછી.

મુનિ—સ્ત્રી લંપટ એવા કુમલકેતુ નામના વિદ્યાધરે તારી સ્ત્રીનું હરણ કરી એક પર્વતની ગુફામાં તેને લઈ જઇ કહ્યું કે "સુંદરી, તારાપર આસકત થઇ, મેં તને અહિં આણી છે, તો તું ,મને વશ થા." તેજ વખતે તેણીએ તે વિદ્યાધરને સમયોચિત જવાબ આપ્યો કે, "આપની વાત કબુલ કરી હોત પણ શું કરૂં ? આજેજ હું ઋતુમતી (અસ્પર્શ) થઇ છું. કાંઈ પણ ભાષણ ન કરતાં, આપ પરસ્ત્રીઓના મનોને વીંધી નાખો છો; પછી પોતે પ્રાર્થના કરતાં,. આપના વચનને

કોઇ માન આપે નહિ એવી કોઇપણ સ્ત્રી હોય એમ મને લાગતું નથી." એવા તેણીના ભાષણો સાંભળી, મનને ઘણો આનંદ થયો, અને તેના વિષે લલચાઇ તેણે તેને મહેલમાં લાવી મુકી છે, પરંતુ આજેજ સાંજરે તેણીનો ત્યાંથી છુટકો થશે.

મેં કહ્યું, "હે સાધુ જો તે પાછો ત્યાં આવશે તો પછી મારી સ્ત્રીની દશા કોઈપણ પ્રકારે સારી દેખાતી નથી."

મુનિ—રાજેંદ્ર, ગભરાઇશ નહિ. કામરૂપ દેશમાંની **અર્થ**પતિની સ્ત્રી ઉપર તેની આંખ છે તેણીને તે હરણ કરી લઈ ગયા પછી, જગ વિખ્યાત અને સર્વ યોદ્ધાઓનો મુગુટમણિ, જે **ના**શિક્ય નગરમાંનો **વીર**સેન રાજા તે તેને આકાશમાં ઉડાડી તેનો વધ કરશે.

**વીર**સેનની પ્રસંશા સાંભળી મારા શરીરની લાહ્ય થઇ. અને મેં મુનિને કહ્યું મુનિ શ્રેષ્ટ, મારા કર્ણ આ સાંભળી શકતા નથી. આ પૃથ્વીપર સર્વ યોદ્ધાઓનો મુગુટમણિ માત્ર હુંજ છું. યુદ્ધમાં મારો સામનો કરે, એવો એકપણ વીર મેં જોયો તેમ સાંભળ્યો પણ નથી. જો તે પોતાના વિશેષ પરાક્રમનો, અને કિર્તિનો ખાલી અભિમાન રાખે છે તો હું તેનો મુખ્ય શત્રુ મને કેમ તેણે મારી ન નાખ્યો?

મુનિ—અરે ઉતાવળો થઇશ નહીં. કેટલાક દિવસ પછી તને જીતીને તેજ રાજા થવાનો છે.

એમ મુનિના ભાષણો ઉપરથી, તેના પરાક્રમ વિશે મારી ખાત્રી ન થતાં, તેવોજ હું મુનીને વંદન કરીને ત્યાંથી નીકળી મારે ઘેર ગયો. ઘેરે આવી જોઉં છું તો સંધ્યાકાળે તને બંગલાપર જોઈ. એ ઉપરથી મુનીના વચનો સત્ય માની મનમાં વિચાર કર્યો કે, "સ્ત્રી અહિં નજરે પડી તે ઉપરથી મુનિનું વચન સત્ય છે, એમાં સંશય નથી તેવીજ રીતે જો **વીર**સેનની વાત ખરી પડી તો પછી હું મરી ગયોજ સમજવાનો. અથવા જે થવાનું હશે, તે પ્રમાણે તે કરવાની મારી બુદ્ધિ થશે, અમસ્તી આગળ થનારી વાતની ફીકર અત્યારે શા વાસ્તે કરવી? મુનિ વચનોથી તું નિર્દોષિ છે એમ માની અત્યંત પ્રીતિથી તારી સાથે અનેક પ્રકારનો ઉપભોગ લઉં છું. હે અમાત્ય, વિષય ભોગની અંદર નિમગ્ન થઇ, ગાનતાન વગેરે મનરંજન વાતોથી, કાળ કેટલો નીકળી ગયો, તે પણ મને સમજાતું નથી. આવી રીતે આનંદમાં વખત ગાળતો હતો, તેવામાં બીજી એક રાતે હું અને રાણી બંને જણા વિષય ભોગથી થાકીને બંગલાની અગાશીપર જઇને બેઠા. ત્યાં મંદ પવન વાતો હતો. હું મારા વસ્ત્ર વડે રાણીના ગાલપરથી પરસેવાના બિંદુ લુછી નાખતો હતો. એટલામાં શોકથી વ્યાકુળ થયેલ ચાર વિદ્યાધરની સ્ત્રીઓ અકસ્માત આકાશમાંથી મારી આગળ આવીને પડી. તેમના શરીરપરનો શણગાર શોકથી ચારે તરફ વીખરાઇ ગયો હતો. તેમના સેવકો પણ દુઃખિત થઇ તેમની પછવાડે દોડતા આવ્યા, અને તેમણે પુષ્કળ શીતોપચાર કર્યા ત્યારે તેઓ જરા સાવધ થઇ હાથથી છાતી કુટવાથી હાર તુટી નીચે પડયા હતા, અને તેમના કાળા વાળ છિન્ન વિછિન્ન થયા હતા. આંખમાં મેશ આંજેલી હોવાથી કાળી અશ્રુ ધારાઓ મુખ ઉપરથી વહેતી હતી,

તેમના શોકથી નિર્દય મનુષ્યને પણ દયા આવે, એવી રીતે તે રડતી હતી "હાય, હાય, હે નાથ, હે પ્રાણ પ્રિય પવન કેતુ કેટલો મોટો તારો પરાક્રમ તને **વીરસેને** કેવી રીતે માર્યો ? હે નાથ, સમુદ્રમાં નાંખેલો છતાં જે મરી ન ગયો, તેટલાજ પરથી શત્રુને વિષમ સ્થિતિ જણાઈ ન આવી? રીસાએલો હોય તો વૈતાઢ્ય દેશમાં- નાપક્ષીના રાજાઓ પણ થરથર ધ્રુજે, તેવા **અશોકને** પણ જીતીને જેણે **ચંદ્રશ્રી** પોતાની કરી. એકલો છતાં પણ યુદ્ધમાં તેણે મોટું પરાક્રમ કરી, મોટા મોટા યોદ્ધાઓ અને **શેખર** એમને મચ્છર પ્રમાણે પીલી નાખ્યા. આવા અદ્ભુત કૃત્યોથી જે અજાણ્યા મનુષ્યને પણ જાણિતો થયો છે, તેને તું જાણીતો હોઈ કેમ ઓળખ્યો નહિ ? અથવા તો તારો શો દોષ ? આ અમારોજ દોષ, કારણ પુરૂષોને જે શુંભા શુભ ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વ સ્ત્રિયોની વર્તણુક પ્રમાણેજ થાય છે."

આવા અનેક વિલાપોથી તેમનો કંઠ સુકાઇ જવાથી મેં અને સેવકોએ મળી તેમને સમજણ આપી. ત્યારે તત્કાળ તે સેવકજનો સહ આકાશ માર્ગે રડતી રડતી રણભૂમી તરફ ગઇ, જતાં જતાં આ કોણ? કયાંના ? અહિં કેવી રીતે પડયા વગેરેની માહિતી તેમાંના એક સેવકને મેં પૂછી ત્યારે તે બોલ્યો; "વિદ્યાધર શ્રેષ્ટ પવનકેતુની આમાનીતી રાણીઓ છે. આમને વૈતાઢ્ય પર્વતપર મૂકી, તે **વીરસેનની** પછવાડે સમુદ્ર કાંઠે ગયો. અને ત્યાં **વીરસેનને** એકલો પકડી ભ્રાતૃ વેરને લીધે સમુદ્રમાં ફેંકી દીધો. પરંતુ **વીરસેન** ન મરતાં, સમુદ્રમાં તેણે તેની વિદ્યા બળથી, **ચંદ્રશ્રીની** પ્રાપ્તિ કરી લીધી. તે હકીકત **પવન** કેતુના જાણ્યામાં આવી. ત્યારે ફરી ભ્રાતૃ વેર મનમાં લાવી પવનકેતુ તેની પાછળ લાગ્યો. અને **ચંદ્રશ્રીના** લાલચમાં પડી **શેખર** પણ તેની પાછળ દોડયો. આ પ્રમાણે તે બંને દૂર નીકળી ગયા. તેમનો પત્તો કોઇને લાગ્યો નહિ, તે પાછા પણ આવતા નથી. એટલે આ ત્યાંથી પાછી ફરી. અહિં સુધી આવ્યા એટલામાં દુતે આવી **વીરસેને પવનકેતુને** માર્યાની બાતમી કહી.

'આ બાતમી સાંભળતાંજ, આ એકદમ મૂર્છિત થઈ ત્યાંજ પડી, આ પ્રમાણે તેમની હકીકત છે તે સર્વ આપને નિવેદન કરી."

આટલું બોલી તે સેવક તરતજ, આ આકાશ માર્ગે ચાલતો થયો, અને અમે બંને ઘરમાં આવી બીછાનાપર સુતા. સવાર થયે પ્રાતઃકાળના સર્વ કૃત્યોમાંથી પરવારી, કચેરીમાં જઇને બેઠો, રાતની વાત મનમાં ફેરા ખાતીજ હતી. કચેરીમાં ઘડીવાર બેશી અનેક રાજાના મજરા લેઈ, આ તારો હાથ ઝાલીંમ્હેલમાં આવ્યો. હે અમાત્ય, આ રાણી અહિં બેઠેલી છે, અને મંત્રિ શ્રેષ્ટ એવો તું અહિં છે, તો હવે હાલના પ્રસંગોને અનુસરીને મારે શું કરવું જોઈએ, તે તમે બંને વિચાર કરી મને કહો. તે મદોન્મત વીરસેન જયાં સુધી મારાપર આવી પડયો નથી, ત્યાં સૂધી માં તેના મસ્તકપર જઇ તરવારનો ઘા કરીશ. આ વિચિત્ર નૃપતી સરખો શત્રુ નથી, એ મારો ધિઃકાર કરી અન્યાયથી વર્તે છે. આ મારા શત્રુ સાથે મિત્રત્વ, અને મિત્રો સાથે શત્રુત્વ કરી રહે છે, આ ગુપ્ત શત્રુ, ને એમને એમ છોડવો કામનો નહિ, તેને

મારવોજ જોઈએ. તો, હે મંત્રિ. તું આનો તોડ પાડી આપ," આ પ્રમાણે રાજાએ કહ્યા પછી પ્રધાને બોલવાનું શરૂ કર્યું.

પ્રધાન—હે રાજેંદ્ર, યુદ્ધની વખતે તેં અભિમાની એવા કયા શત્રુના માથાપર પગ મૂક્યા નથી? રાજા, જો કે શત્રુનો પરાક્રમ તારા જેટલો નથી તોપણ ડાહ્યાએ આ જગની અંદર સારી યુક્તીથી વર્તવું જોઈએ. તરવાને અશક્ય એવો સમુદ્ર પણ એક અક્કલના વહાણથી સહેજ તરી શકાય છે, અને જો તે ન હોય તો (અક્કલ) ગાયના પગની ખરીથી પડેલ ખાડાની અંદરના પાણીમાં પણ લોક તરફડીઆં મારે છે.

હે રાજા, વીરસેન પરાક્રમી હોઈ હાલમાં તેને અક્કલ અને દૈવ અનુકૂલ છે. વૈતાઢય પર્વત ઉપરના બંને બાજૂના વિદ્યાધરોની તેને મદદ છે. તે શિવાય, સુજનોપર પ્રીતિ કરનાર, કૃતજ્ઞ, સાહસી, અને જીતેંદ્રિય એવો તે શત્રુ છે, તો મારા મતે તેની સાથે લઢાઈનો વખત લાવવો નહિ.

હે રાજા, જે શત્રનું સૈન્ય, બીજાનો કુમક, અને શકિત, પોતાની સાથે સમાન છે. તેની સાથે લઢાઈનો પ્રસંગ પાડવો, પરંતુ સૈન્ય વગેરેથી જો શત્રુ આપણાથી ચઢી-યાતો હોય તો તેની સાથે સંધિ કરવી એજ યોગ્ય છે.

નૃરસિંહે આ સાંભળી આંખો ચઢાવી અને તે વિમલ નામના પ્રધાનનું અપમાન કરી કહ્યું "હે અમાત્ય. ઘણું કરી મનુષ્યની બુદ્ધિ શ્રેષ્ટ અગર કનિષ્ટ, જેવા કુળમાં તે ઉત્પન્ન થયો હોય તેજ પ્રમાણે હોય છે. હશે, જે ગુણો વીરસેનમાં છે તે, તેં, મને સંભળાવ્યા, હવે તેની બરોબર કસોટી લઢાઈમાં જણાઈ આવશે. તારા મતે, અમારા કરતાં શત્રુના ગુણો વધારે છે, તેની બરોબરીની પણ અમારી યોગ્યતા નથી. માટેજ આવા અધિક પરાક્રમી શત્રુ સાથે, કસોટીથી લઢાઈ કરવાનો મારો ચોકસ મત થએલો છે.

આપણા કરતાં ઓછા અગર બરોબરીના શત્રુને જીતવો એ લજ્જાસ્પદ છે, પરંતુ જગમાં બળવાન ગણાએલા શત્રુ સાથે લઢતાં કદાપી પરાભવ થયો તો પણ તે ભૂષણજ છે.

આટલું બોલી રાજા એકદમ ઉઠયો, ક્રોધથી હોઠ થર થર ધ્રુજવા લાગ્યા, અને સભા મંડળમાં આવી સર્વ તાબાના રાજાઓને હુકમ કર્યો કે, હે રાજાઓ, આજ તમે સર્વે જણા લઢવાની તૈયારીઓ કરી, પોતપોતાના તંબુ ચંપા નગરીની બહારના પ્રદેશમાં જલદી જઈને ઉભા કરો. અરે અમાત્ય, તું લઢાઈના કામે પડે એવા હાથી, ઘોડા, રથ વગેરે સૈન્ય હમણાને હમણા તૈયાર કર. લઢાઈમાં ગયાપછી જેમને સ્રી પુત્રોનું સ્મરણ થાય, એવાઓને અહિંજ રહેવા દો. અને બીજા પરાક્રમી યો-દ્ધાઓને આગળ જવાદો. અપાચ્ય દેશમાં નાશિકય નગરી તરફ ચાલો વિચિત્ર નૃપતિ અને વીરસેન બંનેનો નાશ કરીશું. આ પ્રમાણે લઢાઈ વિશે જુસ્સો ઉત્પન્ન કરનાર રાજાનો હુકમ સેનાપતી મારફતે, અનેક લોકમાં પ્રસર્યો, અને એકદમ ની-કળવાની તૈયારી કરી નગારાનો ધ્વનિ ચોતરફ ઘુમવા લાગ્યો. હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે એ સર્વ શહેર અને રસ્તા રોકી નાખ્યા, અને મોટા જુસ્સાથી સૈન્ય

શહેરની બહાર પડયું. તાબાના રાજાઓ અને તેમના પ્રધાનો પણ રાજાના હુકમથી એકદમ શહેરમાંથી નીકળી, સૈન્યમાં દાખલ થયા.

એટલામાં હે રાજા, આ આવું નૃસિંહની સ્વારીનું કારણ સમજી લેઈ હું તાબંડતોબ આ શહેરમાં આવ્યો, અને સર્વ જોએલી અને સાંભળેલી ખિના વિજય ઇચ્છનારા વીરશ્રેષ્ઠ વીરસેન પ્રભુને એકાંતમાં નિવેદન કરી. તે ધ્યાનમાં લઃવી વીરસેન બોલ્યો કે "અરે આની સાથે ઘણા કારણો મનમાં લાવી, મેં લઢાઈ ઉત્પન્ન કરી. એકતો તેના અહિં આવવાથી આપણા દેશને ઉપદ્રવ થશે, અને પ્રજા પરચક્રથી ગભરાઇ જઈ દુઃખી થશે, માહારાજને રીસ આવી અંતઃકરણ દુઃખી થશે, અને સૈન્યનો સામનો થવાથી પૈસા પણ ઘણા ખરચ થશે. તે શિવાય મનુષ્યના પણ ભોગ પડશે, ત્યારે આટલી ખટપટ શા વાસ્તે જોઈએ ? મારા એકલાના જવાથી પણ કાર્ય પાર પડશે. હું એકલોજ જઈશ. અને તે દુષ્ટ રાજાના હાથનો ચેળ મટાડી આવીશ. વધારે બોલવામાં શો ફાયદો છે ? " આ પ્રમાણે મસલત કરી વીરસેનને એકદમ શુર ચઢી આવ્યું અને હાથમાં તલવાર લેઇ ચંદ્રશ્રાન સુતેલી જગાપર મુકી વિદ્યાબળથી આકાશમાં મારી સાથે ઊડયો અને આકાશમાં અનેક નક્ષત્રોથી શુશોભીત એવા આકાશ મંડળને નિહાળતો નીહાળતો ચાલ્યો. અમે બંને ઝપાટાથી ચંપાપુરીમાં આવી પોહોંચ્યા અને ત્યાં વાસુપુજ્ય મંદિરમાં દેવને વંદન કરી ધર્મનું ચીંતન કરવા લાગ્યા. સૂર્યોદય થયો. સવારના લાલપ્રભા ચારે તરફ પ્રસરેલી, જેથા જાણે પૂર્વ દીશારૂપી કન્યાએ પોતાના કપાળે કંકુનો ચાંદલો કર્યો હોય એ પ્રમાણે દેખાવ દેખાયો, પ્રથમ તો સૂર્ય બિંબનો કોમલ પ્રકાશ અમને સારો લાગ્યો થોડી વાર પછી તે બિંબ તરફ અમારાથી જોવાયું નહિં અને તે પછી થોડી વારે તે સૂર્ય બિંબ અત્યંત દુઃસહ થયું, જેમ જેમ સૂર્ય આકાશમા ઉંચે ચઢતા ગયો તેમ તેમ તેનો તાપ અધિકાધીક વધતો ગયો, તે વખતે નૃસિંહ રાજા પ્રાતઃકાળના પોતાના સર્વે કૃત્યોમાંથી પરવારી પ્રધાન અને સેવક મંડળ સહ કચેરામા આવીને બેઠો. અને ચોપદારને, જોશીને, બોલાવી લાવવાનો હુકમ કર્યો જોશી આવ્યો ત્યારે રાજાએ પૂછયું. " જોશી મહારાજ શત્રુપર સ્વારી કરવાની છે માટે સરસ લગ્ન જોઇ આપો. "

જોશી—રાજાજી જો મારા વચનપર વિશ્વાસ હોયતો ચંપાનગરીમાંથી તમારૂં પસ્થાન થશે નહિ. શત્રુજ અહીં આવ્યો છે એમ સમજો.

રાજા—શત્રુ જો આવે છે તો તે કયાં છે? મને શરણ આવવા સારૂં ફાટેલી કામળી ઓઢી અને ગળામાં કોડીયું બાંધીને આવવાથી વાર લાગી!! કે રસ્તામાં પડી ગયો ? જોશી માહારાજ સારો વિચાર કરીને મને કહો.

જોશી—રાજાજી તે અહીં આવ્યો છે તે તારી સેવા કરવા વાસ્તે નહિ, પણ તારો નાશ કરવા વાસ્તે અહીં આવેલો છે આ જોશીનું વચન રાજાને ખરૂ ન લાગતાં તે ક્રોધાયમાન થઈ બોલ્યો "અરે અજ્ઞાન જોશી મારો નાશ એ શું કરવાનો છે? આગીયો બળવાન થાય તો તે શું સુર્યના તેજને ગળી જશે ? તેનું આવવું સંભવતું નથી એ ખચીત છે. શત્રુ આવ્યો હોતતો મારા દુત મને કહેવા

આવત નહી ? મારા દેશમાં ઠેક ઠેકાણે દુત મૂકેલા છે. શત્રુ દીશાઓના સર્વ ભાગમાં કે જ્યાં જવાની પણ મુશ્કેલી છે એવે સ્થળે મારા દુતો મુકરર કરી મુકેલા છે"

જોશી—રાજાજી એ ગમે તેવી રીતે આવો પણ નગરમાં આવીને દાખલ તો થયો છે.

રાજા—વિચાર કર અમસ્તો વિશ્વાસપર બેશી રહીશ નહીં આ તારૂં બોલવું બીલકુલ સંભવતું નથી.

જોશી—જો તે આવ્યો ન હોય તો મારો શીરચ્છેદ કરો.

રાજા—તે કયે સ્થળે રહેલો છે તે કહે.

જોશી—તે હાલમાં વાસુપૂજય મંદીરમાં છે હજી પણ તને કહુ છું કે તેની સાથે એક બીજો માણસ છે તારામાં તાકાત હોય તો તેનો નાશ કર.

રાજા—હે જોશી જો તે અહીં આવેલો દેખાશે તો વિચીત્રયશનું સઘળું રાજ્ય તને આપીશ.

હે સામંતો લડવાને તૈયાર થાઓ. ચાલો, ત્વરા કરો. પૂર્વે કહેલા વચનો આજે અમલમાં આણવાના છે. હે ઘોડેસ્વારો ? તમારા દોડનારા ઘોડાના પગથી ઉડતી ધુળ વડે શત્રુને આચ્છાદિત કરો અને તેનો સત્વર નાશ કરો. હે માવતો તમારા હાથીના ટોળે ટોળા બાંધી અભિમાનથી આવનારા શત્રુનું નાક નીચું કરો. હે સારથીઓ, તમે યુદ્ધ પ્રવીણ વિરસેન શત્રુ તમારા રથપર ચઢી ન શકે એવો હર એક પ્રયત્નથી બંદોબસ્ત કરો. હે શસ્ત્રપાળો ? તમે તમારા તિક્ષણ શસ્ત્રોની ધારથી શત્રુના કકડે કકડા કરી તેનો દશે દિશામાં ભોગ આપો. બીજો જે કોઈ મારૂં અકલ્યાણ અને પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેના વધની સર્વ પ્રકારે ખટપટ કરો.

આ પ્રમાણે પોતાના મંડળીને હુકમ આપી નૃસિંહ રાજા કનક શ્રીને પુછવા સારૂ અન્તર્ગૃહમાં ગયો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે પ્રિયા વિરસેન અહીં આવ્યો છે એમ બોલતો બોલતો જેનો ચહેરો પ્રફુલીત છે એવી પોતાની પત્ની પાસે જોશીએ કહેલી સર્વ હકીકત કહી. તે પણ બોલી કે શત્રુ ? અને તે અહી કેવી રીતે આવ્યો ?

રાજા—શી રીતે આવ્યો તે ખબર નથી.

રાણી—આનું પરીણામ સારૂં દેખાતું નથી રીસાશો નહીં ભૂમીપર રહીને જેણે વિદ્યાધરના સમૂહને જીત્યો છે તેના આગળ તમારી શી કથા ! ! રાજા વીરસેનનું સામર્થ્ય તમો ભૂલી ગયા હશો. તમો હાથીપર હતા ત્યારે તેણે એકલાએ તમને બાંધ્યા હતા આ પ્રમાણે બંનેનો સંવાદ ચાલતો હતો એટલામાં વિદ્યાધરની સ્ત્રીઓનો સમૂહ આકાશમાંથી નીચે ઉતરતાં તેમની નજરે પડયો.

રાજા—પ્રિયા જોયું? આજ તે વિદ્યાધરની સ્ત્રીયો પવનકેતુની પત્નીઓ ફરીથી આપણને મળવા વાસ્તે આવે છે.

તેમને બરાબર ઓળખી રાજાએ પૂછયું ? "કેમ **પવનકેતુનું** ઉત્તર કાર્ય કર્યું ?" તેમાંથી સર્વમાં શ્રેષ્ટ અને **પવનકેતુની** ઘણી માનીતી **મદનસેના** દુઃખનો શ્વાસ નાંખી બોલી "શત્રુ જીવતો છતાં તેના હૃદયના લોહીના જળ વડે અંજલી-દાન આપ્યા શીવાય ઉત્તર કાર્ય પુરૂં કેવી રીતે થાય ? રાજા (મનનાં બોલ્યો) આ અનુકુળ બોલે છે ત્યારે આપણને સારી મદદ મળશે.

**વીદ્યાધર** સ્ત્રીયો—રાજાજી અમે મુર્છીત હતાં તે વખતે બંધુ પ્રમાણે પ્રેમ પૂર્વક અમને ધીરજ આપી તેં અમારા દુઃખને શાંત કર્યું, તે ઉપકાર મનમાં રાખી તારી પાસે અમે આવ્યા છીએ. કરેલા ઉપકારને વિસારવો નહીં એજ દુનિ-યામાં શ્રેષ્ટ છે.

રાજા—તેના લોહીથી પતિનું ઉત્તર કાર્ય ગામમાં કરવું એ ઉલટું કેવી રીતે થાય ?

મદનસેના—જો શત્રુ મારી નજરે પડે તો હમણા હું મારૂં સામર્થ્ય તેને દેખાડું. આ રાંડ શું કરવાની છે એમ કહી તું મારો પ્રીટકાર કરીશ નહીં. આપણામાં કહેવત છે કે "**ब्रहु रत्नानि वसूंधरा**" (પૃથ્વી ઘણા રત્નોથી ભરપુર છે) આ અમો **પવન** કેતુની આઠ સ્ત્રીયો લડાઈમાં તેની સાથ હોત તો પરાભવ કરવાની તેની છાતી ચાલી નહોત.

રાજા—જો એમ છે તો મને (તમારા બંધુને) તમે મદદ કરો. એટલે આજેજ અહીં શત્રુને ખચીત મારી નાંખીશ જે તમારો શત્રુ તે મારો પણ શત્રુ છે તેમાં મારો વિશેષ છે તમારો કહો અગર મારો કહો પણ તે હાલમાં પવિત્ર વાસુ પૂજ્ય મંદીરમાં આવેલો છે, હે સાધ્વીયો ! માછલાને જાળમાં ઘાલી ખેંચી લાવવા તેમ તેં અહીં આવ્યો છે, તે તમારી પુન્યાઇથી આવ્યો છે.

તે આવ્યો છે એવું સાંભળતાંમાંજ તે આઠે જણીઓએ ભયંકર શરીર ધારણ કર્યા તે જોઈ રાજા ગભરાઈ ગયો ક્રોધથી તેમની આંખો લાલ થઈ ફરવા લાગી અને તેઓ હોઠ ચાવીને બોલવા લાગી કે "અરે એમ છે કે ઠીક આવવા દો !"

રાણી—મહારાજ સંભળો. સંભાળો આ શું ચરિત્ર પેદા થયું ! એમ કહીને તેણીએ રાજાની કોટમાં બાથ ભીડી.

વિદ્યાધર સ્ત્રીયો—રાજા હવે વાર કેમ ? અમારો દુઃસહ ક્રોધાગ્નિ ભડકયો છે, જે જગતને પણ બાળી નાખશે. યમ પોતાના શરીરના આઠ ભાગ કરી, અમો આઠ જણીઓમાં આવી રહેલો છે, અમારા ક્રોધાગ્નિની જવાળાઓ જલદી જઇ તેનાપર પડવી જોઇએ.

રાણી—શો પરિણામ થશે શી ખબર ? મારૂં મનતો કુંભારના ચાકડાપર ચઢાવ્યા પ્રમાણે ફરે છે

રાજા—પ્રિયા ફીકર નહિ. હવે આપણું કાર્ય ખાસ સિદ્ધ થયું.

એ પ્રમાણે રાણીને ધીરજ આપી રાજા વિદ્યાધર સ્ત્રીઓ સહુ એકદમ બહાર

હાથમાં આયુધો લેઇ, આકાશમાંથી નીચે ઉતરી, અને મોહું પહોળું કરી, રાજાની આસપાસ ઉભી રહિ.

મદનસેના—અમારી રાક્ષસી વિદ્યાને, હિત અહિત, પોતાનું અગર પારકું, ભક્ષ્ય, અભક્ષ્ય, એની પરિક્ષા નથી. તેટલા માટે રાજા, શત્રુને હરએક પ્રકારે લાવી અમારા સ્વાધિન કર, "હું શત્રુને આપવાનું બોલ્યો નથી" એમ માત્ર બોલીશ નહિ, અને એ પ્રમાણે બોલ્યો તો રાક્ષસને બીલકુલ દયા નથી એમ સમજજે. અમારો જઠરાગ્નિ પ્રદિપ્ત થયેલો છે, જો તે શત્રુ પ્રાપ્ત ન થાય તો, જેનાવડે કરી અમારી ભૂખ શાન્ત થાય એવો બીજો કોઇ દેખાડ.

રાજાએ જોશીને કહ્યું "અરે હજુ સુધી કેમ કહેતો નથી? કામ બગડયું નથી ત્યાં સુધી કહે નહિ તો તારૂં મૃત્યુ આવ્યું છે.

જોશી—રાજા તને યોગ્ય લાગે તેમ કર. તેના ઠેકાણાની મને ખબર છે, તથાપિ તે હું હમણા કહેનાર નથી.

જોશીને દંડાધિકારીયોના તાબામાં સોંપી રાજા તરત પોતે જીનેંદ્ર મંદિરની અંદર પેઠો દેવ દર્શન સારૂ આવેલ શ્રાવક મંડળીને રાજાએ પુછયું, પરંતુ તે મંડળી પર પીડા કરવાને નાખુશ હોવાને લીધે, તેને, કોઇએ પણ જવાબ આપ્યો નહિ. બીજા દેશમાંથી આવનાર એક બ્રાહ્મણે તે નાચનારી અને વીરસેન એમના સંબંધમાં જે જે હકીકત બની હતી તે સર્વ રાજાને કહી, રાજાએ હોઠ ચાવી, ભ્રમર ચઢાવ્યા, તેથી તેના કપાળની પટ્ટી ભયંકર દેખાવા લાગી અને તે રીસથી અને ક્રુર શબ્દોથી બોલ્યો.

રાજા—જુઓ, એ મારી કૃપા, મારા પ્રેમની તેને કાંઇ પણ શરમ ન અડતાં મારા શત્રુને પોતાના ઘેર તેડી ગઇ છે આમાં શું આશ્ચર્ય? હલકા માણસની આજ સ્થિતિ, તો હવે તેને ઘેર તમે જાવ, અને ત્યાં તે દુષ્ટને ખાઇ નાંખો.

રાક્ષસીઓ—રાજા, અમે કયાં કયાં જઈએ?

રાજા—જો તે ન જડે તો તે ચાંડાળણીનેજ ખાઇ નાખજો.

પછી મુખમાંથી, ક્રોધાગ્નિની મોટી મોટી જવાળાઓ નાખતી, તે રાક્ષસીઓ તાબડતોબ જયપતાકાને ઘેર આવી પહોંચી. આણી તરફ, રાત્રિએ થએલા જાગરણની પીડાથી, રાજપુત્રની આંખો ઉંઘથી ઘેરાઇ ગઇ હતી માટે તે પણ એકાંત ગૃહમાં સુખેથી ઉંઘી ગયો હતો ત્યારે જયપતાકાને મે કહ્યું "તમે સવ અહિંથી બહાર જાવ, રાજપુત્રને ઘડીવાર ઉંઘ લેવા દો. હું આ બંગલાની બહારના દરવાજામાં ઉભો રહી, શત્રુના પ્રદેશને ઉપદ્રવ થાય એવી કાંઇ તજવીજ કરૂં છું" "ઠીક છે" એમ બોલી તે વેશ્યા બહાર નીકળી અને હું દરવાજો બંધ કરી હાથમાં તરવાર લેઇ બેઠો.

પછી તે રાક્ષસીઓ ઘરમા પેસવા જાય છે એટલામાં મને હાથમાં તરવાર લેઇ બેઠેલો જોયો, અને શરીરની નીશાનીઓ ઉપરથી ઓળખ્યો. મારા મનમાં વહેમ આવવાથી મેં વિદ્યાબળથી એકદમ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. અને તેમને

મારવા વાસ્તે મોટા આવેશથી તરવાર ખેંચી તેઓ ગભરાઇ પાછી હઠી, અને પછવાડેના બારણેથી અંદર પ્રવેશ કર્યો.

" વીરસેનને જોઈ, ત્રિલોકયમાં અદ્ભુત્ એવા તેનું સૌંદર્યરૂપી જલથી તે રાક્ષસીઓનો ક્રોધાગ્નિ તરત ઓલવાઇ ગયો. અને રાક્ષસનું રૂપ છોડી પ્રથમનું તેમનું મનોહર રૂપ ધારણ કર્યું. ભરનિદ્રામાં પડેલ તે વીરસેનનું રૂપ જેમ જેમ તેઓ જોવા લાગી, તેમ તેમ તેમનો કામાગ્નિ વધતો ગયો. પછી મદનસેના બોલી.

**મદનસેના**—આ રૂપ કાંઇ સામાન્ય નથી. પરાક્રમ પણ આ રૂપ પ્રમાણેજ હશે. જેનો પરાક્રમ જગમાં પ્રસિદ્ધ છે, જેણે પવન કેતુને મારીને અમને વિધવા પદ આપ્યું, તેજ આ વીરસેન કે શું ? એવો સંશય શા વાસ્તે જોઇએ ?

**શૃંગારવતી**—સખિ, નહિ, નહિ, આ અપ્રૂટ આ પુષ્પનો પુરૂષ જીવતો છતાં અમને વિધવાપદ કયાંથી હોય ?

**ચંદ્રલેખા**—સખિ; રૂપથી મદનને જીતનાર એવા આ પુરૂષને તમે પતિ, કરો નહિ તો તમારૂં જીવતર નકામું છે.

**કામછી**—સખિ, અમસ્તી કહેવત નથી પડી કે—"बहु रत्नानि वसुंधरा" એટલે આપૂજય પૃથ્વી પુષ્કળ રત્નોથી ભરેલી છે.

**પુષ્પદંતી**—જ્યાં સુધી મારા પુષ્ટ સ્તન ઉપર લહિ આને અલિંગન આપ્યું નથી, ત્યાં સુધી મારૂં ( સંતપ્ત ) શરીર શી રીતે શીતળ થાય ?

**વસંતશ્રી**—સખિયો હવે દૂર રહો, આની નજર ન લાગે એટલા વાસ્તે હું આની નજર ઉતારૂં છું.

**ભાનુમતી**—સખિ, તેં કહ્યું તે ખરૂં છે, આના જેવા નર શ્રેષ્ઠને નજર લાગવાનીજ.

**પ્રભાવતી**—બોલો છો શું ? જે કરવું હોય તે કરો. "નિશ્ચિત બુદ્ધિના માણસો કામ કરીનેજ દેખાડે છે.

**મદનસેના**—હું બાળપણથી ઘણી પ્રીતિ કરતી આવી છું, પરંતુ સુખ દુઃખ સરખાંજ તેટલા માટે હવે તમને કહું છું કે, તમે એક તરફ નજર રાખી જરા જરા ધીરેથી બોલો, આ જાગૃત થયો નથી એટલામાં એને અહિથી ઉચકી લેઇ જઈશું. ત્યારે તે સર્વ જણીઓ બોલી, "એમાં તને અકળાવાને, શું થયું ? હે સુંદરિ તેજ તું અને તેજ તારી પ્રિય સખિયો અમે, ઠીક છે ચાલો" એમ બોલી સર્વેએ તેનાપર નિદ્રાવિદ્યાનો (ઊંઘ લાવનાર વિદ્યાનો) પ્રયોગ કરી મોટા પ્રયત્નથી તેને ત્યાંથી ઉચકયો. પછી તેઓ વીરસેનને ચંપાનગરીનું સો મૈલ લાંબુ, અને વિસ્તિર્ણ, નિર્જન એવા જંગલની અંદર આણ્યો. ત્યાં તેમણે જયપતાકાનો જેવો હતો તેવોજ સુંદર મહેલ વિદ્યાશક્તિથી નીર્માણ કર્યો. પછી એમાં સુંદર દિવાનખાનામાં, સુંવાળી ગાદીના બિછાનાપર વીરસેનને બીલકુલ ન હલાવતા જેવો હતો તેવો મૂકયો.

પછી સર્વ જણીયોએ એકત્રિત થઇ, સર્વેએ એવી મસલત કરી કે સખિયો, જયપતાકાનું રૂપ ધારણ કરી આનો ઉપભોગ લેવો.

**ચંદ્રલેખા**—દૈવયોગથી જો કદાચ આણે તમને નાપસંદ કર્યા તો પછી આ પુરૂષનું શું કરવાના ?

**સર્વ જણીયો**—જો આ કબુલ નહિ કરે તો, સર્વ જણાએ મળી આને હરેએક પ્રયત્નથી મારી નાખવો. સર્વની સંમતીથી, સર્વ સ્ત્રીયોમાં મુખ્ય, મદનાતુર થએલી અને નામથી પણ **મદનસેનાં** એણે પ્રથમ આનો ઉપભોગ લેવો.

આણી તરફ કુમાર (વીરસેન) પણ ભરનિદ્રામા હતો, તેણે થોડી રાત બાકી રહી ત્યારે (મળસકામાં) પોતાની કુળદેવી **ચક્રેશ્વરી**, ગરૂડપર બેઠેલી, જેણે હાથમાં ધારણ કરેલા ચક્રોમાંથી સેંકડો જવાળાઓ નીકળે છે, એવી સ્વપ્નમાં આવેલી દીઠી. નમસ્કાર કર્યા પછી પ્રસન્ન થઇ તેણીએ આશીર્વાદ આપ્યો અને **વીરસેનને** પ્રત્યક્ષ જાગૃત કર્યા સરખું કરી તે બોલી "તારો શત્રુ **પવન** તેની આ આઠ સ્ત્રીયો છે." વગેરે સર્વ હકિકત યથા ક્રમથી તેને કહી સંભળાવી "આવા પ્રકારના પ્રસંગોમાં જે યોગ્ય તે કર." એમ બોલી તે દેવી તત્કાળ અલોપ થઈ ગઇ. **મદનસેનાએ** કરેલી વિદ્યાનો પ્રયોગ ખેંચી લીધાથી રાજાની ઉંઘ ઉડી ગઈ, અને જોયું તો વેશ્યાનું (જયપતાકાનું) રૂપ ધારણ કરેલું છે, એવી **મદનસેના** તેની નજરે પડી. રાજા શય્યાનો ત્યાગ કરી જમીનપર આવી બેઠો ત્યારે નમ્ર વાકયોથી **મદનસેના** સ્નેહથી બોલી.

**મદનસેના**—સ્વામિ, મનમાં કોઇપણ અઘટિત વિચાર આણી, ગભરાયા સરખા તમે શય્યા ઉપરથી નીચે કેમ ઉતર્યા તે કૃપા કરી કહો.

"સ્વપ્નની વાત ખરી છે" એવો મનમાં વિચાર લાવી **વીરસેન** બોલ્યો.

**વીરસેન**—બેન સાંભળ, હું પરસ્ત્રીસંગ ભયથી ગભરાએલો છું.

"બેન" એવા **વીરસેનના** કઠોર ભાષણો સાંભળી હૃદયની અંદર જાણે વજ્રનો ઘા પડયો હોય એ પ્રમાણેની સ્થીતિ સાથે **મદનસેના** બોલી.

**મદનસેના**—હે નાથ, તમે નિદ્રાધીન થયા પ્રમાણે લવરી કેમ કરો છો? હું જયપતાકા તેજ તારી દાસી, બીજાની નહિ. વેશ્યાનું જોબન જો તેના નીયમથી દેશમાંના એક પુરૂષને માટે ઉપભોગ્ય હોય તો "તે પરનારી" કેમ કહેવાય? હે નરાધીશ, આંનો વિચાર મને પ્રથમ કહો જોઉં

**વીરસેન**—હું ફોગટ બડબડતો નથી. તમે આઠ જણીઓ પવનકેતુનીજ સ્ત્રીઓ છો. તમે સર્વ નિર્મળ કુળમાં ઉત્પન્ન થએલી હોઇ, સુખ સારૂં બાપના અને સસરાંના કુળને હમેશને માટે ડાઘ લગાડો છો શું?

**વીરસેનનું** ક્રુર ભાષણ સાંભળી, આવેશથી આંખો ફેરવી બીજી વિદ્યાધર સ્ત્રીઓ ત્યાં આવી. મનની ઉમેદ ભાગી ગયેલી એવી તે સ્ત્રીયો કુમાર વિશે આસકત થઈ શરમ છોડી એકદમ નાના પ્રકારની પ્રાર્થનાઓ કરવા લાગી.

"હે નાથ, હે સૌભાગ્ય નિધી, હે કરૂણારસ સાગર તને અનુકૂળ અને તારાપર પ્રીતિ કરનારને તું ફીટકાર આપીશ નહિ. ખરેખર તારા જેવા પુરૂષો ઈંદ્ર ધનુષ્યના પ્રમાણે અતિ વક્ર, ગુણહિન, અને ઘણીવાર અનુરકતતા બતાવી બદલાય છે. પછી મદનસેના બોલી.

મદનસેના—ભૂચર, વધારે શું બોલે છે? અમારો સ્વિકાર કરીશ તો જીવીશ, નહિ તો મરણને આમંત્રણ આપ્યું એમજ સમજજે. હે દુર્બુદ્ધિ રાજા વીરસેન, આ અમે આઠ જણીઓ તારા હસ્તગત થયા પછી, આઠે દિશાઓ તારા હાથમાં આવી એમ સમજજે. અને અમારી કૃપાથી નિષ્કંટક રાજ સુખ ભોગવીશ."

વીરસેન—પોતાનો ધર્મ છોડનારનું જીવતર મરણ તુલ્યજ છે, અરે પોતાનો ધર્મ રાખનાર પુરૂષોને મૃત્યુ પણ સ્તુત્ય છે. પરસ્ત્રી લંપટ થઇ, તેનું સેવન કરવાથી દુર્બુદ્ધિજ થશે, એમ છતાં તમે ફરી આ પ્રમાણે બોલો છો તો તમે આઠ જણીયો મને આપત્તિરૂપજ છો.

"એ ખરૂં અમે આઠ જણીયો તને આપત્તિરૂપજ છીયે" એમ બોલી તે સર્વ રાક્ષસીઓ બની ગઈ.

વીરસેન—આ છોકરાને બીવડાવવાથી શું થવાનું છે? હું કઠણ કાળજાનો છું, પ્રસિદ્ધ છું, હું રાક્ષસોને ફરીથી ગભરાવી છોડીશ. માટે તમે જાવ, આવા નિંદ્ય રૂપો ધારણ કરશો નહિ. જેના પ્રયત્નો નિષ્ફળ, તે પરાભવ સ્થાનજ થાય છે. હાથમાં શસ્ત્રો ધારણ કરેલા છે, એવી તે રાક્ષસીયોએ વીરસેનને કહ્યું "હે પવનકેતુના શત્રુ, શકિત હોય તો તરવાર લે, હે પાપ કર્મિ, નિર્લજ, હવે તું જીવવાનો નથી, મનમાં ઈષ્ટ દેવતાનું સ્મરણ કર" એમ બોલી તેણીયો તેની પછવાડે ફરી વળી.

વીરસેન—આવી રીતે તમે તમારા દેહને કેમ કષ્ટ આપો છો? હે સુંદરિ, સ્ત્રી વધાર્થે હું કોઈપણ દિવસ હાથમાં શસ્ત્ર લેતો નથી.

આ પ્રમાણે કુમારનું ભાષણ સાંભળી તે દુષ્ટ સ્વભાવની સર્વ સ્ત્રીઓ એકદમ તેમના કર્તિક નામના આયુધથી તેને મારવાની શરૂવાત કરી. કુમારે પણ અપૂર્વ યુકતીથી તેમના કરપંજામાંથી તે કર્તિકાઓ એકદમ ખુંચાવી લેઈ શરીર સહ ઉંચે ઉડયો. પાછી ખટપટ કરી હાથમાં ખડગ અને શસ્ત્ર લેઇ તેમણે તે રાજાપર એકદમ મારો શરૂ કર્યો. પ્રથમ પ્રમાણેજ તેણે તેમના ખડગ અને શસ્ત્રો લઇ લીધા, ત્યારે તેમણે હાથમાં તીક્ષણ ફરશી લીધી; અતિ લઘુ શરિર ધારણ કરી વીરસેને તે ફરશી પણ ખુંચાવી લીધી, એવા અનેક પ્રકારોથી વીરસેને તેમને નીરાયુદ્ધ કર્યા.

તે સર્વએ લક્ષ આપી તેમના શરીરો દૃઢ કર્યાં, અને હાથની અંદર મોટા મોટા પથ્થરો લીધા, કુમાર વેગથી ઉંચે ઉડયો અને તેની દૃઢ મુઠીથી તેણીઓને ધુળમાં મેળવી જમીન બરોબર કરી નાંખી. ત્યારે તે સર્વ વિદ્યાધર સ્ત્રીઓએ ક્રોધથી વિદ્યા શકિત વડે નિર્માણ કરેલા પર્વતો હાથમાં ઉંચકી લીધા.

વીરસેન—પર્વતનું યુદ્ધ અમને ખબર છે, યુદ્ધની બીજી કાંઇ નવીન યોજના કરી યુદ્ધ કરો.

ત્યારે તેણીએ એકમેક તરફ મોઢાં કરી બોલવા લાગી કે, "આપણે સર્વેએ નિશ્ચય કર્યો, તો આ થાકી જશે." પછી તેમણે તે પર્વત હાથથી તોડી મોટા વીરસેન લઢવૈયાપર ફેંકયા. ત્યારે કુમાર યુક્તિથી, એકાદ કપિરાજ પ્રમાણે, શરીરપર આવી પડનારા તે પર્વતના શીખરોપર ચઢી બેઠો. દૈવયોગથી વીરસેનને શીખરપર બેઠેલો જોઈ, બીકથી મનમાં ગભરાઈ તે પરસ્પર બોલવા લાગી. "આપણે સ્ત્રીયો માટેજ, આપણે જીવન પ્રાપ્ત કરી શકયાં છીએ તેમહાવીર દયાળુ હોઇને તેણે આપણા કકડે કકડા કર્યા નહિ." યુદ્ધની અંદર તેની સાથે સામનો ન કરી શકવાથી, વીજળીના કડાકા પ્રમાણે મોટેથી બુમ પાડી તે કષ્ટથી દૂર નીકળી ગઇ.

ત્યારે એકલો વીરસેન વિચાર કરવા લાગ્યો, આ રાક્ષોસીઓ કયાંની? સ્વપ્નમાં ચક્રેશ્વરી કયાંની? આ મોટું આશ્ચર્ય છે. આ સંપત્તિ અને વિપત્તિ સાથેજ પુરૂષોની પછવાડે લાગેલી છે, દેશ, કાળ, મળ્યો એટલે તે પ્રગટ થાય છે. એટલુંજ જુઓ, સંસારની મજા કેવી છે? તે સ્ત્રીઓ નથી, તે ઘર નથી, ગૌડ બંગાલ પ્રમાણે આ સર્વ ગુપ્ત થયું જેઓ પ્રીતી સારૂ જોર જુલમ કરીને મને ઘરમાંથી લેઈ ગયા, તેજ હવે નિર્દય થઇ ક્રોધથી મારાપર મારો ચલાવે છે. હર, હર, દીર્ઘકાળના પ્રેમપડે સંબંધ એવા એમના પતિનું સ્મરણ છોડી દઇ, પતિને મારનારને ઠેકાણે આ નિર્લજજ કેવી રીતે અનુરક્ત થઈ? આ અઘટિત કૃત્યનો વીચાર કરવો ન જોઇએ. સ્ત્રીયોનું અંતઃકરણ મૂળથીજ પાપી હોય છે. હશે તો હવે ચંપાનગરીમાં હું કેવી રીતે જઈશ? ત્યાં જવા વાસ્તે શો ઉપાય કરવો? એ પ્રમાણે કુમાર વિચાર કરી ઉત્તર દિશા તરફ ચાલ્યો તે મોટા અરણ્યની અંદર ફરતો ફરતો, નાના પ્રકારના વૃક્ષ અને લતા સમુદાયથી સુશોભિત એવા જીર્ણ દેવાલય પાસે આવી પહોંચ્યો, તે દેવળમાં ગયો તો ત્યાં, દુરથી જુગારી લોકો જુગાર રમતા હતા, તેમનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. અંતઃકરણમાં તે જોવાની ઇચ્છા ઉત્પન્ન થવાથી તે વીરસેન ત્યાં ગયો, ત્યારે જુગારીઓએ એકદમ મુખ ફેરવી તેની તરફ જોયું. "આવ, આવ. અહિં જરા બેશ" એમ બોલી તે જુગારીઓએ તેને બેસવાની જગા આપી. કુમાર બેઠા પછી આકાશમાંથી એક વિમાન નિચે ઉતરતું તેની નજરે પડયું તેમાંથી ઘંટનો અવાજ થતો હતો. તે વિમાનમાંથી એક વિદ્યાધર પુત્ર દિવ્ય આભરણોથી ભૂષિત થએલો, એવો બહાર પડયો અને ત્યાં આવી તેમને (જુગારીઓને) કહયું "આ મારૂં વિમાન રત્ન મેં સરતની અંદર મૂકયું, આના મોં બદલામાં, તમારામાં જે કોઇ યોદ્ધો હોય એણે લઢવાની શરત કરવી" ત્યારે તેના ભાષણથી જગત્ યોદ્ધો, અને મહાબળવાન વીરસેન એના વગર સર્વ જણ ચુપ બેશી રહ્યા.

વીરસેન—(જરા હંસીને) તું લઢવાની ઇચ્છા રાખે છે કેમ? તારો હેતુ તો મોટો દેખાય છે, કારણ વિમાન આપી લઢાઇ કરવા માગે છે,

વિદ્યાધર—સામર્થ્ય હોય તો રમ, હે સુંદર, પૃથ્વિની વ્યવસ્થાને છોડીને ચાલવું કામનું નથી.

વીરસેન--વિદ્યાધર, ઠરેલા નિયમથી જે કોઈ વિરૂદ્ધ ચાલશે તેમને એક-બીજાએ પોતેજ પકડવો એ નિશ્ચિત છે.

પછી વિદ્યાધરને ક્રોધ ચઢી તે રમવા લાગ્યો, અને હાર્યો ત્યારે તે વિમાન રાજપુત્રે લીધું. આણી તરફ માહાપવનના જોર વડે આકાશગુહા વ્યાપી નાખી છે, એવો એક યોગીશ્રેષ્ઠ ડાબા હાથમાં તરવાર લઈ આકાશમાંથી નીચે ઉતર્યો અને વીરસેનને જોઈને વિસ્મયથી પોતાનું માથું હલાવી મંડળીની પાસે આવી બેઠો, કુમારને કહ્યું "અમારૂં ખડગ સર્વ ઈચ્છા પુરી પાડનાર છે, મનમા જે ઇચ્છા ઉત્પન્ન થાય તે આનાવડે પરિપૂર્ણ થાય છે. યુદ્ધની અંદર આને જોયાથી શત્રુ સૈન્ય નાશ પામે છે, અને આપણે મનમાં લાવીએ તેટલા સૈન્યો આમાથી બ્હાર પડે છે. અને તે સૈન્યને જીતી આમાંજ ફરી સમાઇ જાય છે, વગેરે આખડગની અસંખ્ય શકિતયો છે. આખડગ અગ્નિ તથા જળનું સ્તંભન કરે છે, અને આકાશચારી પુરૂષોનું તો વિદ્વેષણ, વશીકરણ, સ્તંભન અને મોહુન કરે છે. જો તું ખરેખરો વિર હોય તો તારા માંસને શરતમાં મુકી તરત તું આખડગ વેચાતું લે. અમારો ખડગ વિરસેનનો મિત્ર બંધુદત્ત એની સંગતથી દક્ષિણ સમુદ્રના કિનારાપર સિદ્ધ થએલો છે, હેભદ્ર, એમ સાંભળું છું કે, મંત્રોપદેશ લીધા પછી આ સ્થળે નાહુના વહાણની અંદર અનેક તરેહના હલકા કર્મોથી તે અનેક હલકા દેવતાઓ સાધ્ય થાય છે. તે મદ્યમાં સાધિન, રક્ત માંસથી ભરપૂર, અને તે હલકા સ્વભાવના માટે તેમનો સંતોષ આનાથીજ થાય છે, માટે મારી વિદ્યા ત્રૈલોકને વશ કરનારી છે. તેની સિદ્ધિ થવા માટે હું નર માંસનો હોમ કરીશ. તે નર માંસ જેવું તેવું અને ગમે તેવું અને ગમે તેવી રીતે લીધેલું ચાલશે નહિ. જગમાં જે એક વીર હશે તેનાજ માંસથી તે તૃપ્ત થશે, તેમાં પણ જુગાર અગર પરાક્રમ વડે જ પ્રાપ્ત કરી લેવું જોઈએ, બીજી કોઈ રીતે કામનું નહિ.

વીરસેન—આ માંસનું પોષણ કરીને શો ઉપયોગ ? જે તમારા કામે લાગે તેજ માંસ સફળ છે. તો જુગાર અગર યુદ્ધ શા માટે કરવું જોઇએ ? તેમાં તે મળવાની શંકા રહે છે, માટે હું એમને એમ માંસ આપું છું, એમ કહી છરો કાઢયો.

યોગીન્દ્ર—હે વીર, મેં પ્રથમથી કહેલું છે કે, જુગારથી યુદ્ધથીજ મારે માંસ પ્રાપ્ત કરી લેવું જોઈએ.

વીરસેન—તારૂં કહેવું મને સર્વ રીતે માન્ય છે. જુગાર રમી લે, અગર યુદ્ધ કરીને લે, હું આપવાને તૈયાર છું.

યોગીન્દ્ર—યુદ્ધ કરવાની શી જરૂર છે? અહિં જુગાર ચાલે છેજ, તેજ મારી સાથે ઠરેલી વ્યવસ્થા પ્રમાણે ચાલવા દે એટલે બસ, ત્યારે કુમારે વિચાર કર્યો કે યોગીન્દ્ર મંત્ર સિદ્ધિ જાણનાર છે, તેને આંવી રીતે જીતી શકાશે નહિ માટે અર્હન્નમસ્કારનું સ્મરણ કરવું એને પાંચ નમસ્કાર કરી તેનું મનની અંદર ચિંતન કરવાથી તેપર વિદ્યાનું બળ તરતજ નાશ કરે છે એમાં સંશય નથી. પછી વીર સાવધ થઇ તેણે મનની અંદર નમસ્કારનું ચિંતન કર્યું, કે તરતજ તે યોગીનું

કાંતીબળ નષ્ટ થઇ, કુમારે તે યોગીને જીત્યો. કુમારે આપણને જીત્યા એમ સમજી યોગીરાજ તે ખડ્ગ ઝપાટાથી હાથમાં લઈ આકાશ માર્ગે ઉડી ગયો. પછી યુદ્ધમાં વિદ્યાધરનું વિમાન જીતેલું હતું તેમાં બેશી કુમાર યોગીન્દ્રની પછવાડે પડયો. અને વેગથી તે યોગીની સામે ઉભો રહી બોલ્યો, "યોગીશ્રેષ્ટ આ વીરને તું કપટ કરી ફસાવી શકીશ નહિ. આ ખડ્ગ મેં જીત્યો છે, તે હું લઇશ, માટે તું આપી દે, હું માગું છું તેજ ભૂષણ છે, મુર્ખ હવે તો તું બે વાતો ગુમાવી બેઠો, ઐકયતો સૌજન્ય અને બીજું ક્રમપ્રાપ્ત ભિક્ષુકત્વ. સુર અગર વિદ્યાધરે આવી મને ફસાવ્યો હોત તો તેમને સમજણ પાડત, પણ તારો વધ થાય નહિ, અને વળી કપટના વેશથી આવેલ છે. એમ બોલી ખડગ લઈ તે મહાત્માએ તેને છોડી દીધો. તે યોગી દીલગીર થઇ મનની અંદર દ્વેશ રાખી એકાદ સ્થળે ચાલી ગયો. કુમાર વિદ્યાયુકત હતોજ, અને તે વિમાન અને ખડગથી ચક્રવર્તી રાજા પ્રમાણે અતુલ સામર્થ્યવાન થયો. વિદ્યાવાન્ માણસને વિદ્યાસિદ્ધિ વિઘ્નયુકત સાહસોથીજ થાય છે, અને આકાશ ચારિત્વ પણ મોટા દુઃખથીજ સિદ્ધ થાય છે, પરંતુ પુણ્યવાન પુરૂષોને તે વાતો સહેજમાં સિદ્ધ થાય છે સિધ્ધાદિકોને ગુટિકા સિદ્ધ કરવાને કષ્ટ પડે છે, પણ આ વીરની ખડ્ગસિધ્ધિ બીનકષ્ટોથી થઇ. પછી કુમારે વિચાર કર્યો કે, "હવે આપણે ચંપાનગરીમાં જઇ, આરંભેલું નરસિંહ રાજાને જીતવાનું કામ કરવું." ચંપાનગરીમાં જવાનો વિચાર કરી, મનોરથના વેગને પણ પાછળ રાખનાર તે વિમાનમાં બેસી ઉત્તરદિશા તરફ ચાલ્યો. તે વિમાનથી વિસ્મિત થતો, તોરણો બાંધેલા છે, એવી ચંપા નગરીમાં તે ઘડીવારમાં જઇ પહોંચ્યો, આકાશમાં વીરે રાજગૃહના લોકોને, નાના તરેહના પોશાક પહેરેલા, અને ખુશાલીથી વ્યાપ્ત એ પ્રમાણે જોયા. સર્વ ચંપાનગરીમાં જયાં ત્યાં મહોત્સવ ચાલી રહ્યો હતો, એમ જોઇ આ શું હશે એ જાણવાની અંતઃકરણમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઈ કુમારે વિચાર કર્યો કે, આશાનો ઉત્સવ ચાલી રહ્યો છે? અગર રાજ ગૃહમાં કાંઇ આનંદની વાત છે? કે દેવ વગેરેની યાત્રા આવી છે? એવો વિચાર કરી તે ઉત્સવનું ખરૂં કારણ જાણવાના હેતુથી મહા તેજસ્વી વીરસેને પોતાનું વિમાન છેક ચંપાનગરી નજીક લાવ્યો. સર્વ ચંપાનગરી ધીરે ધીરે અવલોકન કરી, તે કૃતજ્ઞ વીરે પેલી વેશ્યાના તરફ નજર ફેંકી. ત્યારે તેણીના ઘરમાંથી નરસિંહ રાજાના લોકો ધનસંચય મરજી મુજબ લેતા હતા, મોટા દંડ ધારણ કરનાર ( પોલીસ કોટવાલ ) દરવાજાપર ઉભા રહ્યા હતા. કેટલાક નરસિંહના લોકોએ હાથમાં શસ્ત્ર લઇ વેશ્યાના ઘરની આસપાસ ઘેરો ઘાલ્યો હતો, તેથી કરી ઘરમાંની દાસીઓ વગેરે પરિવારના મોઢાં કાળા પડી ગયાં હતાં. આ પ્રમાણેની સ્થીતિ કુમારના જોવામાં આવી. એક ઠેકાણે રાજાનો અધિકારી, સર્વાલંકારથી ભૂષિત એવી તે વેશ્યાની એક દાસીને એકાંત સ્થળમાં પૂરી મુકી તેના શરીર પરના સર્વ દાગીના લઇ લેતો હતો. બીજી તરફ એક દાસી જે ખજાનાપર મેલી હતી, તેણીના મ્હોની અંદર આંગળીઓ ઘાલી તેને કેટલાક લોકો પજવતા હતા. જે દુષ્ટ જારોના દ્રવ્યનું હરણ કરી તે વેશ્યાએ તેમને ફસાવ્યા

હતા તેઓ પણ આ વખત સાથી, તેમનાથી થાય એટલું નુકશાન કરવા લાગ્યા. રાજાએ દુષ્ટ હુકમ આપેલ, એવા કેટલાક વેશ્યાના મિત્રજનો, તેણીના ઉપરના લાંબા વખતના પ્રેમને લીધે, શરમમાં પડી ફક્ત મોઢેથીજ મોટેથી બુમો પાડતા હતાં પરંતુ તેણીના ઉપર દૃઢ પ્રીતિ રાખનાર, કોઇ એક માણસ, તેણીના વિશે પોતાનું દુઃખ પ્રગટ કરી તેણીનું મન ખુશ રાખવા સારૂં યત્ન કરતો હતો. હર, હર, વીરસેનના ઉપરની રીસથી બીચારી વેશ્યાનું નુકશાન કર્યું, એ રાજાએ અયોગ્ય કૃત્ય કર્યું છે, એ પ્રમાણે કેટલાક નગરના લોકો શોક કરતા હતા. સારાંશ કે ચોર હો, અગર શાહ હો, શત્રુ હો અગર વિદેશી હો, તે સર્વ લોકને રહેવાનું ઠેકાણું તે વેશ્યાજ હતી એમ લોકો બોલતા હતા તેવામાં જય પતાકાના ઘરમાંથી સર્વ ચીજો લઇ ગયા ત્યારે તે ઘરની અસ્વસ્થા ચોરના પ્રમાણે થઇ. પછી યોદ્ધા એ એજ માથાના વાળઝાલી તેને દીન સ્વરથી રડતી રડતી, ઘરમાંથી બહાર ખેંચી-કાઢી. રાજ પુરૂષો, નગરના લોકોના દેખતાં રસ્તાપર તેને અપમાન ભરેલા વાક્યો બોલવાલાગ્યા "હર હર, નિર્લજ્જ, તુંજ કૃતઘ્ન સ્ત્રીઓની ઉપરી, તેં આવાજ પ્રકારની રાજાની કૃપાને યોગ્ય એવુ કૃત્ય કરેલું છે. જે, દુષ્ટને, પ્રથમ કોઈ દિવસ નજોયેલો તે તારો પ્યારો થયો અને નરસિંહરાજામાં તને એક પણ ગુણ દેખાયો નહિં ? જો તે ખરેખરો વીરછે. તો તેની અતિશય વહાલી એવી જે તું, તેને નરેંદ્ર મારતો છતાં, આવીને કેમ છોડાવતો નથી ?" આવા દુષ્ટ ભાષણો શ્રવણ કરવાથી હોઠ આવેશથી ફફડવા લાગ્યા અને તે મનમાં બોલ્યો, "મેં પ્રથમજ અનુમાનથી નિશ્ચિત કર્યું હતું કે, જયપતાકાનું આ સઘલું નુકસાન ખરેખર મારાવડેજ થવાનું છે. હવે આનો અટકાવ શો કરવો ? હું એકલો છું ત્યારે હવે આ યોદ્ધાઓનો સમુદાય મારાખડગની અંદર રહેનાર અતિથિ થાઓ. અથવા આયોગ્ય નથી એવા હુકમોના ચાકરો અને સ્ત્રીયોમાં પરાક્રમ મેળવનારને મારવા મને યોગ્ય નથી. અગર મને એમ લાગે છે કે આ રાજાને સૈન્ય સરંજામ સાથે એકદમ ઉપર ઉચકીલેઇ સર્વને પાતાળની અંદર નાખી દેવા. હશે, હવે પ્રથમ તેઓ આવેશ્યાને શું કરેછે તે જોઇએ." આ પ્રમાણે વિરસેન વિચાર કરેછે એટલામાં યોદ્ધાઓ વેશ્યાને રાજા પાસે લઇ ગયા. રાજમહેલમાં રાજા સામે તેને ઉભી રાખીને તેઓએ પ્રાર્થના કરી, "મહારાજ આનું જે જે કાંઈ હતું તે સર્વ ખજાનામાં લાવી નાખ્યું છે. હેરાજા તેને પણ તારી પાસે લાવી હાજર કરીછે તો મહારાજા આપ પોતે આ વેશ્યાને જે યોગ્ય લાગે તેમ કરશો" ત્યારે, ક્રોધથી હોઠચાવી રાજા બોલ્યો "અરે પેલા અધમ જોશીને પણ જલદી અંહિ લેઈઆવો",

હુકમ થતાંજ રાજપુરૂષોએ જોશીના હાથ, બાંધીને ,ચાકરો મારતા મારતા તેને રાજા પાસે લેઈ ગયા. અને તેને પણ જયપતાકા સાથે ઉભો રાખ્યો, રાજાએ જોશીતરફ ક્રૂર નજરથી જોયું. આણીતરફ કુમાર પણ ખડગના પ્રતાપ થી આકાશમાં અદ્રશ્યરહી દાંત હોઠ દાબી નરેંદ્રનું કૃત્ય જોતો હતો નરસિંહરાજાએ જોશીને પુછ્યું કે

નરસિંહ— જોશી, હવે કહે તે તારો દુરાત્મા વીરસેન— મરીજઈ કયે સ્થળે ઉત્પન્ન થયોછે?

જોશી— રાજા આવી રીતે બોલવું તેજ યોગ્ય નથી. મનોરથથી અને ભાષણોથી તે વીર કેવી રીતે મરશે? તેનો જન્મ થતાંજ ઉતમ જોશીઓએ ભવિષ્ય ભાખ્યું છે કે, એક હજાર વર્ષ સૂધી એના જીવને કોઇ પણ પ્રકારનો ધકકો પહોંચવાનો નથી

રાજા— તારી વિદ્યા ખોટીછે, વિદ્યાથી તું ફસાયો છે, ખરેખર પવનકેતુની સ્ત્રીયોએ તેને કાલેજ મારી નાખ્યો.

જોશી— આમ બોલવામાં કાંઇ પણ અર્થ નથી, રાજા, ઉપર વીમાનમાં બેઠેલા મહાવીરને તું જોઈ શકતો નથી?

જોશીના દુર્ભાષણોથી ક્રોધાયમાન થઈ રાજાએ લોકોને કહ્યું "હે લોકો, આ મૂર્ખ કેટલું ખોટું બોલેછે તેનો અનુભવ પ્રત્યક્ષ રીતે જુઓ. ગઇ કાલે અરણ્યમાં વીરસેનને મારી પવનકેતુની સ્ત્રાયોએ અંહિઆવીને કહેલું તમે તે સર્વેએ સાંભળેલુંછે. તે આઠ રાણીયોએ પોતાના કર્તિકા નામના શસ્ત્રથી તેને છિન્ન વિચ્છિન્ન કરી, તેમના ક્રોધની શ્રધા શાંત થાય એવીરીતે તેને મારી નાખ્યો. તેઓ પાછી ફરી તે ઘડીએ મને એકલાનેજ કહ્યું એમ નથી, પરંતુ જે લોકો અંહિ ભેગા થયા હતાં તે સર્વેએ સાંભળેલુંછે. એજ કારણથી મહોત્સવ કરાવ્યો અને પછી વાત બહાર પડી. હે મૂર્ખ જોશી હવે તારૂં ડહાપણ રહેવાદે, હવે તું મને પ્રથમ કહે કે તારૂં મૃત્યુ કોનાં હાથથી છે? અને વીરસેનપર જેનું મન અત્યન્ત આસકતછે, એવી આદાસીને (વેશ્યાને) હું મારવા લઇશ ત્યારે તેનું રક્ષણ વીરસેન કરશે કે? એમબોલી રહ્યાપછી નરસિંહરાજાનો ચેહેરો ક્રોધથી લાલ થઇગયો, અને તરતજ મ્યાનસહ તલવાર ડાબા હાથમાં લેઇ જમણા હાથથી તલવાર બહાર ખેંચી, તે જોઇનેજ લોકો ગભરાઇ ગયા પછી ફરીથી જોશીને પુછ્યું, ત્યારે તેણે રાજાને કહ્યું કે"૧૫સે વરસ પછી મારૂં મરણ છે અને આ સ્ત્રીનું પણ તેજ પ્રમાણે છે. છેલ્લાં દીક્ષા લઈ શુદ્ધ અન્તઃકરણથી અપવાસો કરી સમાધી યોગથી હું મરણ પામીશ! હે રાજા, આ જયપતાકા પણ વીરસેનાનાં આપેલા સુખો ભોગવી જીનોકત ધર્મથી આચરણ કરી વાસુ પુજ્યજીનના આગળ અર્હં નમસ્કારનું ચિંતન કરતી કરતી મરણ પામશે અને સનંત્કુમાર નામક સ્વર્ગની અંદર દેવરૂપ થઇને રહેશે." એપ્રમાણે તે જોશી બોલતો હતો, ત્યારે રાજા તેને અને તે વેશ્યાને ધમકાવી ડરાવતો હતો. રાજા પુનઃ બોલ્યો, "તમે બન્ને જણાદુષ્ટછો, શત્રુના પક્ષને મળેલાછો, માટે તમોને બે જણાને હું મારૂં છું, તમારો રક્ષણ કરનાર હોય તેને શરણજાવ." ત્યારે જયપતાકા અને જોશી બોલ્યા" વીરસેનના પ્રવેશની અંદર અમારા બન્નેનું રક્ષણ કરનાર જીનછે, વીરસેન કુમારનું નામ લીધાથી નરસિંહ રાજાને અધિક ક્રોધ ઉત્પન્ન થયો અને મારવાના હેતુથી તેણે તલવાર કાઢી, ત્યારે મંત્રિ, તેણી સ્ત્રી અને ઇતર પરિવાર એ સર્વેએ એવું કૃત્ય કરવું એ અનુચિત અને બન્નેના કુળને કલંક લગાડનાર છે એમ કહ્યું, તે સર્વેનું ભાષણ ધિકારી ન-

રેંદ્ર સિંહાસન પરથી ઉઠયો, અને સળગેલા ક્રોધાગ્નિથી, તે બન્નેને મારવા માટે તેમના શરીરપર ધસ્યો એટલામાં વિમાનમાં બેઠેલો તે કુમાર એકદમ પ્રગટ થયો. શ્રી વીરસેનને ત્યાં જોઈનેજ નરસિંહ વગેરે સર્વ ગભરાઇ ગયા, અને ઉભા હતા તેજ જગાએ જાણે અકડાઈ ગયાપ્રમાણે મુકા અને મુચ્છિત થઇ રહ્યા, વીરસેનને જોયાપછી મોટા યોદ્ધાઓના મનમાંના પરાક્રમોની વાતો સર્વ નિષ્ફળ થઇ. મોટા યોદ્ધાઓના મનમાં કોઇ દિવસ પણ ઉત્પન્ન નહિ થએલ, એવું ભય વીરસેનને જોઈને તેમના સર્વાંગમાં પ્રસર્યું સર્વ મનુષ્યને ચકિત બનાવનાર એવું તેનું રૂપ જોઈ નગરના લોકો વિસ્મિત થયા અને વિચાર કરવા લાગ્યા કે, આ કોઈ અપૂર્વ પરમાત્માછે, અગર દેવતાછે, કારણ વિદ્યાધર, દૈત્ય અને મનુષ્યની અંદર આના જેવો કોઇ પણ નથી.

જોશી— મૂર્ખ લોકો. બહુ તર્ક વિતર્ક શાને માટે કરોછો ? જે મેં પ્રથમ કહ્યો હતો તેજઆ વીરસેન છે. "તેજ આ વીરસેન" એમ બોલ્યા બરોબર નરસિંહ નરેંદ્રને ક્રોધ ઉત્પન્ન થયો અને તે નીચે પ્રમાણે બોલ્યો.

"જો તેજ આ વીરસેન હોયતો મારેજ તેનો વધ કરવો જોઈએ, સબબ મારા હાથની મુઠીમાંના હથિઆરો એમને એમ રહેવાદો, હે વીરસેન, તારા હાથમાંની તલવાર જોરથી ઝાલી રાખજે. કારણ મને જોઈને શત્રુના હથિયારો ગળી પડે છે. ભલે ડરીને જો તારે આકાશમાં જઉં હોય તો જા; પરંતુ આકાશમાં રહીને પણ તું યમના તડાકાપ્રમાણે મારા તડાકામાંથી જીવવાનો નથી. લોકો તરફથી તારી શકિત વિષે મેં જે સાંભલ્યું છે, તે જો ખરૂં હોયતો તારી સાથે યુદ્ધ કરવામાં મને થોડી ઘણી મજા મળશે. આ પૃથ્વિપર કઈ માએ એવો પુત્ર જણ્યો છે, કે જે મારા પરક્રમો જોઈ ગભરાય નહિ?" આપ્રમાણે નરસિંહના આત્મસ્તુતીના ભાષણો સાંભળી વિરસેનનું અંતકરણ શિથિલ થયું અને સહેજ મશ્કરીમાં બોલ્યો.

વિરૂસેન—હે નરસિંહ સર્વ અસંભવ, વાતો તારી આગળ સંભવેછે, પરંતુ ફકત મોંના તડાકાના વખાણ ક્રિયાવગર લોકોમાં થતા નથી. "એટલા વાકયો વીરસેનના મોઢામાંથી નીકળતાંજ નરેંદ્રને આવેશ ચઢયો, અને તે આકાશમાં ખુબ ઉંચે ઉડયો નરસિંહના પરાક્રમથી તે વીરસેન ખુશથયો, તેના શરીરપર રૂંવાટા ઉભા થયાં અને મનમાં વિચાર કર્યો કે આ જગતમાં વીર પુરૂષો ત્રણ પ્રકારના સ્વભાવવાળા જોવામાં આવેછે, કોઈ ફકત બોલવામાં શૂર, કોઈ કાર્યકર્તા, અને કોઈ વાકયશૂર હોયછે

તેમાંથી આ નરસિંહ રાજાતો વાકયશૂર છે કોઈ, કાર્ય કર્તા છે,"તો આ બહુ બલવાન રાજા સાથે મારે ક્ષત્રિય ધર્મથી યુદ્ધ કરવું જોઇએ. એ પ્રમાણે મનમાં વિચાર કરી, પોતાનું તે ખડગરત્ન (ઉત્તમ તરવાર) વિમાન ના ખુણામાંમુકી તે બુદ્ધિમાન વીરસેન વિમાનમાંથી નીચે ઉતર્યો. ત્યાંથી નીચે ઉતરતી વખતે પોતાની છાતી, રાજા ઉપર ચઢતો હતો તેની છાતી સાથે જોરથી પછાડી. પરસ્પરની છાતીઓના આઘાતથી જાણે બ્રહ્માંડ ફૂટી ગયું, એ પ્રમાણે અવાજ થયો. અને તેમાંના લોકો વ્યાકુળ થઇ ચિત્ર પ્રમાણે સ્તબ્ધ ઉભા રહ્યાં. પછી વીરસેને છાતી સાથે કરેલા આઘાતની

વેદનાથી, દુઃખીત રાજા આંખો મીચી તત્કાળ પૃથ્વી પર પડયો. તે નિર્ભય કુમાર પણ ફકત પોતાની પાસે છરો રાખી, આકાશમાંથી નીચે ઉતરી તેની પાસે ઉભો રહ્યો. વીરરૂપ સૂર્યને જોઈને, તેનું તેજ નરસિંહના સૈન્યને સહન ન થવાથી તે સૈન્ય અંધકાર પ્રમાણે નાશ પામ્યું. પછી વીરસેન તે પરિવારને મૃદુ ભાષણોથી શાંત કરી, બોલ્યો "લોકો તમે ડરશો નહિ, નિર્ભય રહો, કારણ ભયભિત થએલાને હું મારતો નથી." વીરસેનના કરેલા શીતોપચારને લીધે, ક્રોધથી જેના હોઠ ફરકતા હતા એવો નરસિંહરાજા ઉભો થયો. હે નરેંદ્ર તું સ્થિર થા પછી મારી સાથે યુદ્ધ કર. એ પ્રમાણે વીરસેને કહ્યાથી તે નરસિંહરાજા જરાક આગળ ધર્સ્યો. એટલામાં એકાએક અઘોરઝણસંજ્ઞક યોગીંદ્ર હાથમાં ડમરૂ લઇ (એક પ્રકારનું વાદ્ય છે) આકાશમાં પ્રાપ્ત થયો. તે નરસિંહરાજાને આશીરવાદ આપી બોલ્યો, "તારા પુણ્ય ગુણોથી બંધાઈને તથા ખેંચાઈને હું આ સ્થળે આવ્યો છું. તો ત્રૈલોકયમાં જે તને અસાધ્ય હોય તે મને કહે, આ વીરસેન પોતે પણ મારા પરાક્રમથી માહિતગાર છે. હું દિવસે રાત્ર કરૂં છું, અથવા રાતનો દિવસ બનાવું છું. ખરેખર આ ચંદ્રસુર્ય પણ મારી આજ્ઞામાં રહેનાર છે. હે રાજા, વધારે શું કહું? મારા મંત્રને અસાધ્ય એવું ત્રૈલોકયમાં કાંઇ નથી. માટે જે કર્તવ્ય હોય તે બોલ. બીજી વાત રહેવા દે, પરંતુ આ વીરસેનને મારા મંત્રના પ્રભાવથી ભસ્મરાશીરૂપ કરી નાખું છું. મહારણ્યની અંદર જુગારથી ફસાવી મારૂં ખડગરત્ન ગીચાવી લીધું છે તેથી એ મારો શત્રુ છે. બળવાન પુરૂષને પણ સાહ્ય વગર સિદ્ધિ થતી નથી. માટે આ કામમાં આપણે અરસપરસ મદદ કરીશુ."

નરસિંહ—હે યોગિન્, અભિમાનની વાતો મોઢામાંથી કાડીશ નહિ, પવનકેતૂની સ્ત્રીયોએ મને ફસાવ્યો છે. માટે મારા બાહુ પરાક્રમથી જે થશે તે હું કરીશ, હું શું લંગડો છું? મને કાંઈ હાથ નથી? કે મને યુદ્ધની કળા માહિત નથી?

વીરસેન—નરસિંહ, આવું ભાષણ બોલીશ નહિ, લોક યુદ્ધમાં સારો મદદગાર ઇચ્છતા નથી શું? યુદ્ધ સમયે પ્રાપ્ત થએલ આ મદદગારને તું છોડીશ નહિ. આ જગંતમાં સ્નેહિનો સ્નેહ ભંગ સજ્જન પુરૂષો કરતા નથી.

એ પ્રમાણે નરસિંહ રાજાને સમજાવી વીરસેને મધુર સ્વરથી તે યોગીદ્રને લડાઇ માટે આવવા મોટેથી હાંક મારી હે સંગ્રામ સાધુ, યોગીંદ્ર, આવ, આવ, વાર લગાડીશ નહિ, તારો દોષ નથી, તું તારી મંત્ર શકિત દેખાડ. પછી કુમાર અંતઃકરણની અંદર પંચનમસ્કારનું ચિંતન કરી ઉપર ઉડયો, અને ક્રોધથી યોગીંદ્રને ઝાલી ખેંચ્યો. રાજા અને યોગીએ બન્નેને સરખા પકડી વીરસેન બોલ્યો, "હું તમારો મોટો શત્રુ, માટે તમો બન્ને તમારી શકિત પ્રમાણે યુદ્ધ કરો. હે રાજા, હે યોગીંદ્ર, હું છતાં તારી મંત્રસિદ્ધિમાં વિઘ્ન?" આ પ્રમાણે બોલી તે કુમારે પોતાનો ડાબો હાથ બમણો ફુલાવી, તે હાથ સાથે બીજો હાથ એવી ભયંકર રીતથી પછાડયો કે તેના અવાજથી એકદમ પૃથ્વિપર પ્રતિધ્વનિ થઇ રહ્યો. બન્ને ક્રોધમાં ચઢયા હતા, અને તેમાં તે અસહાય જોઇ, બંધનના નાના

પ્રયત્નથી તેની સાથે રણમાં યુદ્ધ કરતો હતો મોટા શકિતવાન્ સ્વકાર્ય સાધનમાં તત્પર, બીજાપર મારો ચલાવવામાં પ્રવિણ, એ વાતે ત્રણે આઘાતને પરસ્પર ચુકવતા હતા. વીરસેનના મારથી તે બન્ને તરફડીયા મારતા થોડા અંતર પર એક ઘડીવાર નિશ્ચેષ્ટ અને મુર્છિત થઇ ભૂમિપર પડયાં શુદ્ધિમાં આવ્યા પછી તે બન્ને એ કુમાર પર મારો શરૂ કર્યો પરંતુ કુમારે તે બન્નેને ઘડીમાં પાડી નાખ્યા. કુમારના મારથી તેઓ અધમુઆ જેવા થઈ ગયા, અને તેમનું જીવિત અને ઐશ્વર્ય એ બંન્ને વિશે સારી રીતે શંકા ઉત્પન્ન થઈ એટલામાં જોગી ઘડીવાર ચામડાનું ધ્યાન ધરી નિશ્ચય રહ્યો, તેણે ધ્યાન ધરતાંજસોળ હાથીવાળી, હાથમાં ખડગ બાણ વગેરે ધારણ કરેલા, વિકરાળ અને અતિ ક્રુરએવી ચામુંડા તે સ્થળે પ્રાપ્ત થઇ ચામુંડાને જોઈ યોગીંદ્રના મનમાં ઘણો હર્ષ થયો. અને સર્વાંગથી પૃથ્વીને સ્પર્શ કરી ( દંડવત પ્રમાણ ) તેને પગે પડયો.

ચંડી—યોગી, તેં મારૂં આવાહાન શા અર્થે કર્યું ?

યોગી—હે દેવિ, આ ભુમિપર હું હમ્મેશાં તારો દાસ છું, તારા વગર બીજા કોઈ પણ દેવતા મેં મનમાં ધારણ કરી નથી, વધારે શું કહું ? હે ભગવાન હવે સર્વ પ્રકારે તારોજ આશરો છે માટે હે જગતનું રક્ષણ કરનાર દેવિ શત્રુએ મારો પરાભવ કર્યાથી વિપત્તીમાં પડયો માટે મારા રક્ષણ સારૂં તારૂં આવાહન કર્યું છે યોગીનું બોલવું પુરૂ થયા પછી દેવિ બોલી, “ તને ભય શાનું ? કારણ હે યોગીંદ્ર તારો કર્તવ્યાર્થ હું સમજી છું હવે તારા સારૂ પ્રયત્ન કરીશ.”

યોગી—મને સર્વ પ્રકારે અપકાર કરનાર વીરસેન નામનો આ શત્રુ પ્રત્યક્ષ તારી આગળજ ઉભો છે, તેં પ્રસન્ન થઈ મને જે ખડગ આપ્યું હતું, તે પણ આ ચાંડાળે મારી પાસેથી બળાત્કારથી પડાવી લીધું છે. હે દેવી, તું કૃપા કર અને મારા આ શત્રુને મારી નાંખ, ખડગ મને પાછું આપ, અથવા આ ભૂપતિનું રાજ્ય આપ.

ચંડી—સ્થિર થઇ આની સાથે યુદ્ધ કર, આનું છિદ્ર જોઇ યોગ્ય તે હું કરીશ.

પછી યોગીંદ્ર ચામુંડાના વચનથી સંતુષ્ટ થઇ નરસિંહની મદદથી શત્રુ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે ચામુંડાએ તેને પોતાના ખડગ તથા બીજું એક આયુધ આપ્યું, તે બે આયુધોથી યોગીંદ્ર લઢાઇમાં દુર્જય થયો. પછી યોગીંદ્ર હાથમાં ખડગ તથા બીજું આયુધ લઈ ઉંચે ઉડી, વીરસેનને મારે છે એટલામાં વીરસેન ઉંચે આકાશમાં ઉડયો, ગમેતેમ થાઓ, વીરશેનને આપણે બંન્ને મળી શકીશું, એવો મનમાં નિશ્ચય કરી, રાજા અને યોગીન્દ્ર તેને મારવાને તૈયાર થઇ ઉભા થાય છે, એટલામાં બન્નેના બરડામાં ખુબ જોરથી કુમારે લાતે મારી આ લાતને લીધે તે બન્નેના હાથમાંના હથિયારો નીચે પડી ગયાં, આ બન્ને રક્તની ઉલટી કરવા લાગ્યા. હાય હાય કરી, મોટેથી બુમ પાડી નરેંદ્રનો પરિવાર પાસે આવીને જુએ છે તો બંન્નેએ આંખો મીચી લીધેલી, અને મરી ગએલા જેવા જણાયા એટલામાં ક્રોધાવિષ્ટ ચંડી,પોતાના સોળે હાથમાં આયુધો તૈયાર કરી દાંત ઉપર દાંત પીસી બોલી.

ચંડી—હે વીરસેન, યુદ્ધની અંદર તારો માર આ બંન્નેથી સહન કરી શકાતો નથી, માટે તું મારી સામો આવ, એટલે હું તારા બળની પરિક્ષા કરૂં.

વીરસેન—હે ભગવતી, ભૂમિ, બંધુ, ધન, એમાંથી કોઇ પણ કારણને લીધે તારી સાથે મારૂં અલ્પ પણ વેર નથી, કે હું તારી સામે લઢાઈ કરૂં હાથમાં ભોગ, પૂજા વગેરે સામગ્રી લેઇ તારૂં પૂજન કરવું એ યોગ્ય છે, પરંતું હાથમાં વિવિધ શસ્ત્રો લઇ તારી સાથે લઢાઈ કરવી યોગ્ય નથી.

દેવી—મારો પરમભક્ત જે યોગીન્દ્ર તેને તું મારા દેખતાં મારે છે અને "તારી સાથે મારો વિરોધ નથી" એમ કેમ બોલે છે? એ મારે શરણે આવ્યો છે માટે પુત્ર પ્રમાણે તેનું પાલન મારે કરવું જોઇએ, અને તું મારા બંધુને મારવા તૈયાર થયો માટે મારૂં તારી સાથે બંધુવધ નિમિત્ય વેર થયું છે.

વીરસેન—અંહિ એ તારો બંધુ, અને હું માત્ર તારો શત્રુ કેમ? ઘણું કરીને તને બંધુ અને વેરીનું સ્વરૂપ ખબર નથી. બંધુ અને વેરી ઉપકારથી અને અપકારથી થાય છે. આ ઉપકારી કેમ? અને હું-તારો અપકારી કેમ? તેંજ ખડગ વીગેરે આપી ઉલટો તેના ઉપર ઉપકાર કર્યો છે. બાકી તારાપર ઉપકાર કરવા જેવી મોટી શક્તી તેનામાં નથી.

ચંડી—વધારે ઉપકાર કરવાથી મને સંતોશ થતો નથી પરંતુ નીષ્કપટ અંતઃકરણથી ભક્તી કર્યાથી મને સંતોષ થાય છે.

વીરસેન—તેની ભકતી તે શી? જેનાવડે કરી હું અભક્તીમાન એવો હું તેં મારો ત્યાગ કર્યો અને યોગીન્દ્રનો નહી?

ચામુંડા—મારાથી તને ઉતર અપાતો નથી જો તું મારાથી ડર્યો હોઉં તો તું તારે ઘેર જા.

વીરસેન—તું ઉત્તર આપવાને અસમર્થ છે એટલુંજ નહીં પણ યુદ્ધ કરવાને અસંમર્થ છે, ફક્ત મને લાગે છે તું મદ્ય માંસ ખાવામાંજ સમર્થ છું.

"અસમર્થ" આવું વીરસેનનું વાકય સાંભળતાંજ ભયંકર દ્રષ્ટીની તે ભૈરવીએ
હાથમાં ભયંકર ત્રીશુળ લીધું પછી વીરસેને વિચાર કર્યો કે, આ હલકી દેવતાઓ
કોપાયમાન થઇ છે ને તેઓ ઘણી છે માટે આમની સાથે સીધુ વર્તન રાખવું એ
કામનું નથી. જો કપટીની સાથે કપટી થતાં નથી તો અકાલજ્ઞ કુબુદ્ધી પુરૂષ બીજાથી
પરાભવ પામે છે માટે સાવધ થઇ ગુરૂ કૃપાથી પરમંત્રનો અત્યંત નાશ કરનાર
પરમેષ્ઠી નમસ્કારનું મારે ધ્યાન કરવું જોઇએ તે મંત્રથી થનાર નથી એવું ત્રીલોકમાં
કંઈજ નથી શું આશ્ચર્ય!!! સમ પણ વિષમ થશે ને વિષમ હશે તે પણ સમ
થશે પછી તે મંત્રનું ધ્યાન કરવાની સાથેજ એ નૃપનંદન ચામુંડાને ઘણો ભારે
થઈ પડયો. બીહામણી સ્થીતીવાળી ચામુંડાએ નમસ્કાર કરી અને સશાકીંત થઇ
બંને હાથમાં ત્રીશુલ ધારણ કરી વિરસેનપર ક્રોધથી પ્રહાર કર્યો. તેણે દેવીને કહ્યું
કે કૃપાંગી, તું સ્ત્રી બીજાની પત્ની અને દેવી છે તો તારાપર હું પ્રહાર શી રીતે
કરી શકું?

ચામુંડા—(ક્રોધાયમાન થઇ) આવું અસંબંધ ભાષણ શું કામ બોલે છે જો તું સમર્થ હોય તો યુદ્ધ કર તેમાં તને જરા પણ દોષ નથી.

પછી તે રણદક્ષ કુમારે ઉંચે ઉડીને તેણીના હાથમાંથી ચક્ર અને ત્રીશુલ ખું-ચાવી લઈને પાછો નીચે આવ્યો. ત્યારે રણભુમીમાં તે વીર ચક્ર અને ત્રીશુલ વડે આપત કાલ માટે શંકર અને વીષ્ણુંએ જાણે પોતાના શસ્ત્રો સોંપ્યા ન હોય તેવો દીપવા લાગ્યોઃ તે બાહુબળવાળા વીરસેને ત્રીશુલ દંડથી તેણીની ઉપર એવો ઘા કર્યો કે તેણીના સોળે હાથમાં શસ્ત્રો ગળી પડયા. એટલે તે કપાલીનીએ પોતાના સોળે હાથના આંગળાં એક બીજામાં ઘાલી તેના કડકડ અવાજ કરી પોતે પોતાના મન સાથે ઝુરવા લાગી. પછી તેણે ક્ષયકાળના અગ્ની પ્રમાણે ક્રુર થઈ જીભનો અગ્ર ભાગ લાંબો બહાર કાઢી પોતાનું મોઢું પોહોળું કર્યું. તે રાજપુત્રે આવું વીકાળને ફાડેલું ચામુંડાનું મોઢું જોઈ રાજા અને યોગીને એકએક બાથમાં લઇ ઝપાટાથી ઉડયો, ને તે જેવો તે ભયંકર ભૈરવીના મુખમાં પેસવા જાય છે તેવુંજ તે ભૈરવીએ મોઢું બંધ કર્યું ને જીભ ખેંચી લીધી. ફરી તે બંનેને પૃથ્વીપર મુકયાં ને તેમના શસ્ત્રો આપ્યા ને કહ્યું કે હે યોગીન, હે ભૂપતી, તમે બંને હોં-શીયારીથી યુદ્ધ કરો. એ પરાક્રમીને બાહુબલવાળા વીરસેનને રણ સંગ્રામમાં તે યો-ગીંદ્ર નરસિંહને ચામુંડા ત્રણે જણા પુરા પડી શકયા નહીં. આ તરફ કુશળ નરસિંહ રાજાએ પોતાના આયુદ્ધ નાંખી દેઇ મજબુત ચડ્ડી પેહેરી રણમાં વીખ-રાઈ ગયેલા વાળને બાંધી મલ યુદ્ધ કરવાને તૈયાર થયો ત્યારે મહામલ્લ વિરસેને ઉદ્વીગ્ન થઇ તેને કહ્યું.

વિરસેન—રાજા હવે મલ યુદ્ધ કરવા તૈયાર થયો કે કેમ? અરે તારી છાતી-એ થએલો ઘા હજી સૂધી તું ભુલી ગયો નથી? હે રાજા! ફકત ધકકો માર્યો હોય તો તું મુર્છા પામે છે ત્યારે હવે મારા હાથ બાંધવાના દોરડાનો ચાપકો કેમ ખમીશ?

નરસિંહ—તારો ઘા મને સહન થતો નથી એ ખરૂં છે. તોપણ વિરસેન એક ઘડીવાર મારી સાથે બાહુ યુદ્ધ કર.

વીરસેન—રાજા તારીજ હોંશ પુરી થવા દે ને તેં પ્રથમ કહેલું તારૂં વિમાન હવે બાહાર કાઢ. (પ્રગટ કર.)

પછી વીરસેન અને નરસિંહ એક બીજાના સામા ધસ્યા, તેમના પગોના અવાજથી ભૂમી કંપાયમાન થઇ. ને બહુ ક્રોધ ચઢવાથી, બંનેની આંખો લાલ થઈ પેચમાં લેવાની ચુકતી, અને હાથ વડે કરીને એક બીજાપર માર મારવાથી, એક બીજા એવા લડયા કે, જેથી આકાશમાં ગમન કરનારાં નભ લોકના પ્રાણી નહીં સરખાં થયા એ પ્રમાણે પરસ્પર ઇર્ષાથી યુદ્ધ ચાલ્યું ને વીરસેને નરસિંહનું મ-સ્તક પકડયું, તે રાજ કુમારે એક હાથથી નરસિંહનું ગળુ પકડયું ને બીજા હાથથી ભયભીત થયેલા યોગીને પકડયો, બંને હાથથી તેઓને એક ઠેકાણે મેળવી ચાંડીને ધિકકારી આ બંનેને ખુબ જોરથી આકાશમાં ફેંક્યા. ચામુંડા આ તારા

ભકતોને હું મારૂં છું તું કેમ રક્ષણ કરતી નથી. આ પ્રમાણે તેનું અપમાન કરી પેલા યોગીંદ્રને નરેંદ્રે ફેંકી દીધા. ને પાછળ પરિવાર આક્રોશ કરતા છતાં અને નગરના લોકો ભયથી ભ્રાંતીષ્ટ થયેલા તેવી સ્થીતીમાં આ બંનેને એવે ઠેકાણે ફેંકી દીધા કે, તેમનો પત્તોજ લાગે નહીં. એ પ્રમાણે કરીને વીરસેન ચામુંડાપર ધસ્યો. ત્યારે તે ડરથી ચીંચીં એવા શબ્દો કરી અલોપ થઇ. (નાશી ગઈ) ચામુંડા નષ્ટ થયા પછી નૃપકુમાર પાછો આવ્યો અને નરસિંહના સર્વ પરિવારને દિલાસો આપ્યો.

તે વખતે જયપતાકાનું મુખ કમલ જરા પ્રફુલીત થયું. તેણીને વીરશેને જે જે કહ્યું તે તેણે અંતઃકરણથી માન્ય કર્યું ત્યારે પાસે જોશી હતો તે બોલ્યો. "મોહારાજ આપે જે કર્યું તે આપની દૈવિક શકિતને યોગ્ય છેજ. આ દેહ ઉપર સર્વ જગતનો ભાર રહેલો છે ત્યારે જગતાધીન જે ઉત્તમતા તે અમો બંનેને સ્વાધીન શી રીતે થાય?" એવી રીતે આ બંને સાથે વિરસેન આનંદથી બોલે છે. એટલામાં પેલી તરફ શું થયું તે સાંભળો.

સૂર્યની ઊષ્ણતા પીઇ ગએલા અકાલ મેઘ સમુદાય પ્રમાણે નભમાં ભ્રમણ કરનારાના વીમાનથી સર્વ ગગન ઘેરી નાંખ્યું. આણી તરફ મેં વિરસેન પાસે આવી તરત હાથ જોડી વિનંતી કરીકે હે વિરસેન જે વખતે તને ખેચરી હરણ કરી લઇ ગઈ તે વખતે હું અનાથ અશરણ દિન એવો થઈ ભીતીથી ગભરાઇ ગયો. હે સ્વીમી વાસુપુજ્ય મંદીરનાં મઠમાં આરામ ભુમીમાં અને સર્વજગામાં મેં તારો શોધ કર્યો પણ તારો પત્તો લાગ્યો નહીં ચંપાનગરીમાં એવી કોઇપણ જગ્યો નથી કે જ્યાં મેં ભીતીથી ને અશ્રુપાત કરતા એવા નેત્ર વડે તારો તપાસ કરવાનો બાકી રાખ્યો હોય. માહારાજ ફરતો ફરતો ફરી હું વેશ્યાને ઘેર ગયો ત્યાં તે વિયોગથી રડતી બેઠી હતી. એકાંત જોઇ તેણીએ મને કહ્યું કે "વજ્ર બાહુ વિદ્યા શકિતના યોગથી સમસ્ત ભૂમીપર તું વિરસેનનો શોધ કર. પછી વિરસેનની ખબર ન લાગવાથી હવે શું કરવું એની કાંઇપણ સૂજ ન પડવાથી નિરૂપાય થઈ હું તાબડતોબ વૈતાલ્યેશ્વર આગળ ગયો, ત્યાં શેખર અને અશોક એક આશનપર બેશી તારૂં ચરિત્ર સાંભળતા હતા તેવામાં મેં જઇ તારી સર્વે હકીકત નિવેદન કરી શત્રુની સ્વારી વિગેરે એકંદર તારી હકીગત સાંભળી લીધા પછી તે બન્ને સુચીરભુત થયા અને પોતપોતાની વિદ્યાથી દેવતાઓનું સ્મરણ કર્યું. વિદ્યાદેવીના મૂખમાંથી તારા અપહરણથી માંડીને તે ચામુડાને તેં જીતી ત્યાં સૂધાની હકીગત સમજી લઈ તે બે જણાએ મને કહી તારા દરશનંનો અભીલાષ થઇ તેઓએ કહ્યું કે જ્યાં વિજઇ વિરસેન રાજા છે ત્યાં અમે જઇએ છીએ. તેમના આ ભાષણો પછી ખેચરોની ધાંધલ થઇ તેમના વિમાન સમુદાયે સર્વ દિશાઓને આચ્છાદન કરવા માંડી પરીવારોથી વેષ્ટીત એવા તે અશોક અને શેખર આકાશ માર્ગે આ તરફ આવવા નિકળ્યા પ્રભુ આજે વિમાન સમૂદાય આકાશમાં દેખાયછે તે આ બન્ને ખેચરોનો છે.

વિરસેન—તો આપણે બે જણા તેમની સામે જઇએ એમ કહી વિશેષ સણગારોથી શોભાયમાન એવી જયપતાકા પ્રસાદ અને આદર કર્યાથી પ્રફુલીત એવો જોશી અને

હું એ સર્વની સાથે તે પોતાના વિમાનપર ચઢયો. તે શુરનંદ સૂર્ય સરખો પોતાના તેજથી વિદ્યાધર કમલ સમૂદાયને પ્રફુલ્લિત કરતો ઉંચે ચઢયો. બલમાં શ્રેષ્ટ એવા મોટા યોદ્ધાઓ પણ જેને વંદન કરે છે એવા વિરસેનને શેખર અને અશોક એમણે જોયો પછી આસનપરથી ઊઠી માનપૂર્વક જય શબ્દનો ઉચાર કરીને બંન્ને એ વિરસેનને ભકિત પૂર્વક નમસ્કાર કર્યો. કુમારે પણ હાથપોહોળા કરી યથા ધિકારે તેમને પ્રેમપૂર્વક આલિંગન આપી કુશળ પ્રશ્નો પુછયા પછી તે બંને હાથ જોડી બોલ્યા. "નૃપતી તારી કૃપાથી દરેક દીવસે અમને કુશળજ છે. પ્રભુ આટલાજ કાર્ય માટે તું પોતે શા માટે આવ્યો? નરેશ્વર આ હુકમ તમે અમને કેમ ના આપ્યો ? સેવક હાજર છતાં ધણી જો કોઇપણ કાર્ય સારૂ જાતે તસ્દી લે તો ખરેખર તે સેવક પરાક્રમી હોય તોપણ તેમનું દાસ્યત્વ શોભતું નથી. જો લાગ આવ્યા છતાં પણ ધણી સેવકપર ઉપકાર કરે નહીં તો ખરેખર તે બંનેનો અન્યોઅન્ય સ્વામી સેવક ભાવ નિષ્ફળ છે. ધણીએ ચાકરને કામ ન કેહેતાં તેની ઉપર મહેરબાની કરવી એટલે ખરેખર ખરાબ શબ્દોને બોલતા તેને કાઢી મુકયા બરોબર છે."

પછી વીરસેને એકદમ કાને હાથ દેઇ કહ્યું કે, આવી શંકા તમારે મનમાં લાવવી વાજબી નથી. કોણ કોનો ધણી અથવા કોણ કોનો ચાકર આ ચાકર ને હું ધણી એવું અભીમાન ફોગટનું છે. જે પોતાના અધીકાર વડે બીજાને જોર જુલમથી કામે લગાડે છે તે ખરેખર ઘણા હલકાં ને અમર્યાદ કૃત્યો કરે છે. જેવા તમે બંન્ને જણા પોતાને નોકર સમજી લ્યોછોતે પ્રમાણે હું પણ તમને સ્વામી ગણું છું. મોટાનો ( સજ્જનનો ) રસ્તો એકજ. ઈત્યાદી સૌજન્યતાંના ભાષણો તેઓ કરે છે, એટલામાં તે બધાની નજર વાસુપૂજ્ય મંદીર તરફ ગઈ. આકાશમાંથી તેમણે ત્યાં ઘણા માણસોની ગરદી થએલી જોઈ ત્યારે બધાએ પુછયું કે " આટલા માણસો અહિં કેમ ભેગા થયા છે?" ત્યારે મેં કહ્યુ; "હે રાજન્ મને પણ પુરે પુરી માહિતી નથી પરંતુ તેં ફેંકી દીધેલો નૃસિંહરાજા ફક્ત અંહિ પડેલો હતો ખરો.

વીરસેન—ઓહો? ચાલો આપણે પણ ત્યાં જઈએ. જીનેંદ્રના દર્શનથી તમારા પણ કર્મોનો ક્ષય થવા દો. તે નરસિંહને શાંત કરી ફરી તેને તેના રાજય પર સ્થાપીશું એમ બોલી તેઓ ત્યાં ગયા.

વાસુપૂજ્ય જીનને નમસ્કાર કરી જ્યાં લોકોની ભીડ હતી ત્યાં તેઓ ગયા અને સર્વ લોકો ને એકઠા થવાનું કારણ પુછયું. ત્યારે એકજણ બોલ્યો; "મહારાજ મહા તેજસ્વી શ્રી વીરસેને રાજા અને યોગી એ, બંન્નેને સહેજ ઉંચકી અંહિ ફેંકી દીધા છે. તે બંન્નેને મૂર્છા આવવાથી બેશુદ્ધ થયા છે. કોઈપણ પ્રકારે શુદ્ધિપર આવતા નથી માટે તેમનો પરિવાર તેમને શીતોપચાર કરેછે.

વીરસેન—હરહર, હજુ સૂધી નરસિંહ શુદ્ધિપર આવતો નથી કેમ? હવે આપણે ત્યાં જલદી જવું જોઈએ.

તે વીરસેન એક બાજુથી જવા લાગ્યો ત્યારે પરિવારે તેને જવાને રસ્તો આપ્યો, અને વિદ્યાધરોસહ તે નરસિંહ પાસે જઈને બેઠો. ત્યાં આગળ કરૂણારસનો સમુદ્ર, એવો બ્રહ્મગુપ્ત નામનો ગુરૂ શીષ્યોની સાથે બેઠેલો જોયો. ભૂખેચરોસહ વીરસેન આનંદિત થયો, અને સૂરિરાજાના ઉત્તમ ચરણ કમલનું વંદન કર્યું. ભવરૂપી સમુદ્રમાંથી પેલીપાર ઉતારનાર હોડી પ્રમાણે એવા ગુરૂના હાથે, વીર ખેચર અને ભૂપતિને ધર્મ લાભ આપ્યો. પછી સર્વ દિશાઓમાંથી લોકો જોતા હતા તેમના દેખતાં વીરસેને રાજા અને યોગી એમના શરીરે ચંદન વગેરેના લેપો કરી તેમને શાંત કર્યા. યોગી અને રાજા પોતે બીજા ઠેકાણે આવેલા છે એમ જોઇ, તેમને અધિક મત્સર ઉત્પન્ન થયો. અને તેમણે પોતાની આગળ મુનીંદ્ર (બ્રહ્મગુપ્ત) એને ખેચરોસહ વીરસેનને જોયો. પછી નીરાશ થયેલા નરસિંહને કુમારે કહ્યું. "નરસિંહ વીચાર શું કરેછે? મુનીંદ્રને નમસ્કાર કર. યોગીન્દ્ર તું પણ મનમાંથી ખરાબ ભાવ કાઢી નાખી મુનીંદ્રને નમસ્કાર કર." એપ્રમાણે વીરસેને કહ્યા પછી નરસિંહે મુનીંદ્રને નમસ્કાર કર્યો. નરસિંહ શાંત થઈ બેઠો પછી બ્રહ્મગુપ્ત બોલ્યો, "નરેશ્વર, તું મનની અંદર લેશ માત્ર પણ ખેદ કરીશ નહિ. લક્ષ્મીનું ચંચલત્વ કોઇને ખબર નથી, એ જગજાહેર છે.

અપતિવૃતા સ્ત્રીપ્રમાણે જે સ્ત્રી પોતાના પુરૂષને છોડી, ઘડીમાં પરપુરૂષ તરફ જાયછે, એવા દોષો જેની અંદર જોવામાં આવેછે, એવી લક્ષ્મીનો ત્યાગ કર. આ જગમાં લક્ષ્મીનો સંકોચ અને વિકાસ એ ક્ષણવારના દેખાયછે. મને લાગેછે કે કલમની સંગતિ દોષથી, કમલના ગુણ, તેની અંદર દાખલ થયાછે. હે નરેશ્વર આ લક્ષ્મી વિષની મ્હોટી બેનછે, કારણ આ લક્ષ્મી સેંકડો પુરૂષોને દુઃખ આપી મનુષ્યને મારેછે, પરંતુ વિષ તેપ્રમાણે મારતું નથી. સમુદ્ર મંથનની વખતે સુરસમુદાયને છોડીને પોતે પરણેલા હરિને પણ તેણે છોડયો, તો પછી તે તને કેમ છોડશે નહિ? એજ દ્વારકાપુરી અને એજ ઇંદ્રને દુર્લભ એવી લક્ષ્મી; પરંતુ કૃષ્ણ દેખતો છતાં તે હરિચંદ્રનગરી પ્રમાણે નષ્ટ થઇ ગઈ. રાવણની લક્ષ્મી નાશ પામશે એવું સ્વપ્નામાં પણ કોઇને લાગતું હતું કે? તે ત્રિલોકપતિ હોઇને પણ તેની લક્ષ્મી ગઇ. અશ્વગ્રીવાયએ પોતાના સારૂ પુષ્કળ લક્ષ્મી ભેગી કરી હતી, પરંતુ વેશ્યા પ્રમાણે તેને છોડી દઇ સ્વર્ગમાં ચાલતી થઈ. રઘુ, રામ, હરિશ્ચંદ્ર, દિલીપતિ ઇત્યાદિ રાજાઓને પણ જે લક્ષ્મી સ્થિર થઈ નથી તે તને કેવી રીતે સ્થિર થાય? પરદેશી મુસાફર પ્રમાણે હઝારો રાજાને છોડી તે મારી પાસે આવી, હવે તેવીજ રીતે મને પણ છોડીને બીજા પાસે જશે એમ તું કેમ સમજતો નથી? હે નરેશ્વર, લક્ષ્મી મૂળથીજ ચંચળ છે, જો એ સ્થિર હોત તો ભરત વગેરે રાજાઓએ તેને કેમ છોડી હોત? માટે લક્ષ્મી, સ્ત્રીયો અને બંધુ એમનાં વાસ્તે આગ્રહ કરીશ નહિ. આ સર્વ સાર વગરનું છે. સાર ફક્ત જીનોક્ત ધર્મ છે. ગુરૂના વાકયોથી નરસિંહની ધર્મ વાસના દૃઢ થઈ. તે ગુરૂને વિનવવા લાગ્યો અને કહ્યું કે "ગુરૂજી આપે

જે કહ્યું તે સર્વ સત્ય છે. ગુરૂજી સત્ય ભાષણ જ્યાં સુધી સાંભળ્યું નથી, ત્યાં સુધી મનુષ્યમાં અવિવેકથી કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

ગુરૂજી લક્ષ્મીનું ચપલત્વ જે પ્રમાણે તેં કહ્યું, તે સર્વ મારા 'હૃદયની અંદર રમી રહ્યું છે. પરંતુ "સાર ફક્ત જીન ધર્મમાંજ છે" એમ તેં કહ્યું, તો તે ધર્મનું મને અને આ યોગીને વિસ્તારથી કથન કર." પછી ગુરૂએ કર્મનો ક્ષય કરવામાં સમર્થ એવો ઉપદિષ્ટ ધર્મ તેમને ગંભિર અને મધુર સ્વરથી કહી સંભળાવ્યો. સર્વ શાસ્ત્રમાર્ગોમાં આ ધર્મ આજ નામથી સંભળાયછે, તેનીજ વિવેકશીલ પુરૂષ-પરિક્ષા કરે છે. આ જગતમાં જે ચાર પ્રકારની પરિક્ષા કરી સોનું ખરીદ કરેછે, તેમનું તે સોનું ઘણાલાંબા વખતસુધી અને કોઇપણ દેશમાં બગડતું નથી. તેમજ જે ધાર્મિક, ધર્મની યોગ્ય પરિક્ષા કરી તેનો અંગિકાર કરેછે, તેમને તે ધર્મ કોઈપણ દિવસ સારૂં ફળ આપ્યાવગર રહેતો નથી. જે કેવળ પાછળથી ચાલતા આવતા માર્ગમાંજ રહી પરિક્ષા ન કરતાં ધર્મનું આચરણ કરેછે, તે ધર્મ વાસનાથી અત્યંત પાપો કરે છે. હે રાજા ધર્મ ઈચ્છનારાએ ધર્મની પરિક્ષા કેવીરીતે કરવી તે તમે એકાગ્રચિત્તથી સાંભળો. આપણા મનમાં એવો વિચાર કરવો કે, સર્વ શાસ્ત્રોના નિયમોમાં અધિકારી એએ પરધર્મ શાને કહેલો છે? ધર્મનું આચરણ કરનાર સર્વને આ પાંચવાતો પવિત્રછે. (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય (ચોરી ન કરવી) (૪) ત્યાગદાન (૫) મૈથુનવર્જન (બ્રહ્મચર્ય). આ પાંચવાતો આદિ મધ્ય અવસ્થાએ જે ધર્મમાં નિર્વિઘ્ન વડે પારપડેછે તે ધર્મ તરીકે ફળ આપનાર થશે. આ ધર્મની મુખ્ય પાંચવાતો આદિ મધ્ય અવસ્થામાં જ્યાં પાર પાડતી નથી તે ધર્મનો અંતઃકરણથી ત્યાગ કરવો. પ્રથમતો પાખંડીધર્મમાં આજ વાતો દેખાડી, પછી જીવ વધ કરવાની વગેરે, પાછલથી બધાએ સંમતી આપી પરંતુ જીનધર્મમાંના મુખ્ય આ પાંચતત્વોનું, ધાર્મિક આચરણ કરેછે? તમેજ સુક્ષ્મબુદ્ધિથી વિચાર કરો. પછી યોગી અને રાજા એ બંન્નેએ ગુરૂને કહ્યુ "આમા શો સંશય છે. જેપ્રમાણે આપે કહ્યું તેજ પ્રમાણે તેછે.

ગુરૂ—તે ધર્મ જીન શાસ્ત્રમાં યથાક્રમે, દાન, શીલ, તપ અને ભાવ એ ભેદે કરી જુદો, એવા ચાર પ્રકારનો છે. પ્રથમ હું દાનમય ધર્મ ટુંકામાં કહું છું તેમાં દાન, "જ્ઞાન, અભય અને ધર્મોપકાર" એનાવડે કરી ત્રણ પ્રકારનું છે, તે જ્ઞાન બે પ્રકારનું, એક મિથ્યા જ્ઞાન, અને બીજુ સમ્યગ્જ્ઞાન; જેનાવડે રાગ, દ્વેષ ઉત્પન્ન થાય છે તે મિથ્યા જ્ઞાન કહેવાય છે. આયુર્વેદ, ધનુર્વેદ, નીતિશાસ્ત્રો, ગણીતો, જ્યોતિઃશાસ્ત્ર, ગજલક્ષણ, અશ્વલક્ષણ, નરલક્ષણ. ઇત્યાદિ વિવિધ પ્રકારના જ્ઞાનવાળા મોટા રૂષિયો જગત્માં થઇ ગયા, અને તેમણે એવા શાસ્ત્રો લખી મૂકયા જે ફક્ત આલોકમાં ઉપયોગી, અને જેના વડે પ્રાણિઓનો રાગ, દ્વેષ વધે છે તે મિથ્યાજ્ઞાન, સર્વજ્ઞ અને યથાર્થ વક્તા એવા જીનેશ્વરે જે શાસ્ત્ર કહેલું છે, તેજ માત્ર સમ્યગ્જ્ઞાન છે, અને તેજ પરલોકનું મુખ્ય સાધન છે.

નથી, કારણ તેં મારો મનોરથ પુર્ણ કર્યો નહિ, મારી ઇચ્છા એવી હતી કે, તને તારા રાજ્યપર સ્થાપન કરી હું પૃથ્વિપર કૃતકૃત્ય થઇશ."

**નરસિંહ**—સર્વ તીરો ઠેકાણે સંભવે છે, સમુદ્ર જેમ મોટો, તેમ તેની પાણીની છાલકો પણ મોટી. મારૂં મન રાજ્યમોહથી સર્વ પ્રકારે વિરકત થયું છે. સંયમ સામ્રાજ્ય સારૂ અત્યન્ત અભિલાષ (પ્રેમ) ઉત્પન્ન થયો છે.

વીરસેન—એમ છે તો પછી તારો પુત્ર અગર તારા નાના ભાઇને મારા સ્વાધિન કર એટલે તેને આ રાજ્ય આપું.

**નરસિંહ**—તું આગ્રહ કરીશ નહિ, મારો પુત્ર અગર બંધુ કોઇ પણ યોગ્ય નથી. તેં યુદ્ધરૂપ કર્મમાં, તારૂં જીવતર સરતમાં મૂકી, આ રાજ્ય જીતી લીધું તો હવે તેનો અધિકારી હું કેવી રીતે થાઉં ? હવે આ રાજ ખરેખર હું તૃણ સમાન માનું છું, હે શ્રી **વીરસેન, તેને** છોડવાને મને જરાપણ ખોટું લાગતું નથી. હે નરેશ્વર, તુંજ મારો બંધુ, તેં જ પરાક્રમથી જીત્યું છે, તો હવે આ રાજ્ય હું તારે જ સ્વાધિન કરૂં છું. તું જ આ રાજ્યનો ઉપભોગ લે. તું મારી દીક્ષાવિધિમાં વિઘ્ન કરીશ નહિ.

**વીરસેન**—નરસિંહ, ધન્ય છે અને કૃતાર્થ છે, તારૂં ઇષ્ટકાર્ય નિર્વિઘ્નપણાથી સાધી લે.

પછી **નરસિંહ**રાજાએ **બ્રહ્મગુપ્ત** ગુરૂ પાસેથી સ્ત્રિયોસહ દીક્ષા લીધી, અને તે મંત્રિક **યોગીશ્વરે** પણ લીધી. તે રાજાએ પ્રવ્રજ્યા ( દીક્ષા ) લીધા પછી, **શેખર** અને **અશોક** સાથે **વીરસેને** ઇંદ્રની લીલાથી પોતાની નગરીમાં પ્રવેશ કર્યો. અને સૌંદર્યનો સમુદ્ર એવા તે **તુંગભદ્ર** નામના મહેલમાં સિંહાસનપર બેઠો. અને નગરજનોનું પાલન કર્યું. કોશ ( તીજોરી ) વગેરે સર્વ જગાઓ પર પોતે નિમેલાઓને અધિકાર આપી સ્વસ્થ કર્યા, અને ગામ, શહેર કિલ્લા વગેરે ઠેકાણાના ઘરડા લોકોને બોલાવી શ્રીમાન્ **વીરસેને** પુષ્કળ બક્ષીસ આપી. અને તેમને એમ કહ્યું કે, હે લોકો, 'હમ્મેશાં ન્યાયથી વર્તજો, ધર્મનું આચરણ કરો, અને પાપનો દરેક પ્રકારે ત્યાગ કરો. શુભ કર્મોનું આચરણ કરી, પોતપોતાના વર્ણની વ્યવસ્થા પ્રમાણે વર્તજો, જીવોનું રક્ષણ કરો, અને અસભ્ય ભાષણોનો ત્યાગ કરો. ચોરી છોડી દો, પરસ્ત્રી ગમન કરશો નહિ, મદ્ય, માંસને સ્પર્શ પણ કરશો નહિ. એ પ્રમાણે કહી તેઓને રજા આપી. પછી તે સભામાં આઠ દિશાના ( મુખ્ય ) રાજાઓ દ્વારપાળે વધિ આપ્યા પછી પ્રાપ્ત થયા. તે દરેકની આસપાસ હજાર હજાર રાજાઓ હતા. તેઓએ **વીરસેનને** નમન કરી વિનંતિ કરી કે "હે માહારાજા, તારી આજ્ઞાથી અમે આઠ જણા ભરતખંડના અડધા રાજા છિયેં, હવે અમે તને રાજ્યાભિષેક કરવા ઇચ્છા રાખિએ છીએ. જોશીને શિરપાવ આપી, તેણે કાઢી આપેલા શુભ લગ્નપર, તે રાજ્યાભિષેકનો આરંભ કર્યો. આણી તરફ **વીરસેને** મને સભામાં બોલાવ્યો, તેણે અને **અશોક** વગેરેએ પ્રેમપૂર્વક મને કહ્યું "હે **વજ્રબાહુ**, નાશિકય નગરીમાં જલદી

જા, અને વિચિત્રયશને રાજ્યાભિષેકનો દિવસ જણાવી ચંદ્રશ્રી મહારાણીને બંધુદત્ત અને વિચિત્રયશ જલદી લેઈ આવ."

• મહારાજ આ હેતુથી મને વીરસેન પ્રભૂએ આપની પાસે મોકલ્યો છે, તો યોગ્ય લાગે તેમ કરશો. એમ બોલી તે વજબાહુ વિદ્યાધર ચુપ થયો, ત્યારે વિચિત્ર નૃપતિને હર્ષથી શરીર પર રૂંવા ઉભા થયા. પછી તે બોલ્યો.

**વિચિત્રયશ**—વજબાહુ, મનની અંદર હું પ્રથમજ સમજતો હતો કે, આ પૃથ્વીપર સૂરપુત્રને ( વીરસેન ) સાધ્ય નથી એવું કાંઈ પણ છે નહિ. ચંદ્રશ્રીનું મુખકમળ પણ હર્ષથી પ્રફૂલ્લિત થયું, અને હાથથી કુણી સુધી ગયેલ બંગડીયોની ગણત્રી કરવા લાગી; પછી પ્રજ્ઞાકર બોલ્યો.

**પ્રજ્ઞાકર**—રાજા એની મઝા જુઓ કે તેણે સમુદ્ર સુધી સર્વ ભૂપૃષ્ટ સાત દિવસની અંદર જીતી લીધું. માટે રાજા તમે ત્યાં રાજ્યાભિષેક વાસ્તે જાવ, અને ચંદ્રશ્રીને પણ જવા વાસ્તે જલદી આજ્ઞા આપો.

પછી રાજાએ આનંદાશ્રુથી ભરેલી નજરે પોતાની કન્યા ચંદ્રશ્રી, વીરસેનની પત્ની તરફ ઘણી વખત જોઈ રહી બોલ્યો.

**વીચિત્રયશ**—પુત્રિ, તારો પતિ વીરસેન ત્રિખંડ ભરતવર્ષનો અધિપતી છે, તારૂં પ્રભુત્વ આ જગત્પર ઉત્તમ શોભે છે. તો હે પુત્રિ તું તારે ઘેર જા, બંધુદત્ત, તું પણ વિદ્યાધર મિત્ર સાથે જા.

આણી તરફ હર્ષ પ્રસ્થાન નિમિત્તથી સરણાઈ, નગારા વગેરે વાદ્યો વાગવા લાગ્યાં, તેના અવાજથી સર્વ દિશાના પ્રદેશો અને આકાશ બેહેરાં થઈ ગયાં.

તે ધ્વનિ સાંભળી રાજા મોટા હર્ષથી તત્કાળ સકળ સૈન્ય સમૂહ સાથે નીકળ્યો. દુંદુભીના તથા સરણાઈ વગેરે અવાજો, અને સૈન્ય સમુદાયનો ગડબડાટ એક સરખો થઇ રહ્યો હતો. પછી રાજા શુભ લગ્ન સાધી પ્રસ્થાન મંગલ કરી નીકળ્યો. આગળ જતાં શુભ શુકન મળ્યાં, અને જયનામક હાથીપર બેસી સંતુષ્ટ થતો ચાલતો થયો. ચંદ્રશ્રી પરિવારસહ દિવ્ય વીમાનમાં બેશી આકાશ માર્ગે ચાલી, તેવારે નભશ્ચર તેની સ્તુતિ કરતા હતા. માર્ગમાં પુત્રિનું ઐશ્વર્ય જોઇ, રાજા મનમાં ઘણો ખુશી થયો અને જલદીથી રસ્તો કાપવા લાગ્યો. પછી વજબાહુએ વીરસેન નૃપતિની આગળ જઇ, સસરાના આવ્યાની આનંદની ખબર આપી. ત્યારે વીરસેને પોતાનું સર્વ સૈન્ય સામું મોકલી વીચિત્રયશનો નગરની અંદર પ્રવેશ કરાવ્યો. વિચિત્રભૂપતિ રાજમહેલના બારણાં નજીક આવ્યો, ત્યારે ચોપદારો હાથી ઉપરથી ઉતરવાની ના કહેતા છતાં તે હાથી ઉપરથી નીચે ઉતર્યો., દ્વારપાળો આંગળ ચાલવા લાગ્યા. એવા ઠાઠથી વિચિત્રભૂપતિ રાજમહેલમાં પેઠો. ત્યાં રાજ મહેલનો ચોક, હાથીના સમૂહથી વ્યાપ્ત થયો હતો, કોઈ કોઇ ઠેકાણે સુશોભિત ઘોડાથી, કોઈ ઠેકાણે મોટ મોટા યોદ્ધાઓના ઉભા રહેવાથી, કોઇ ઠેકાણે કસ્તુરીના ઢગલાથી, કોઈ ઠેકાણે રત્નના મોટા સમૂહથી, અને કોઇ ઠેકાણે સુવર્ણ રાશીથી શોભાયમાન થએલ દીઠો. પછી રાજાએ તુંગભદ્ર નામના રાજમહે-

ટામાં ક્ષીણ થવા લાગી. ઘણું મધુર ભાષણો કરવામાં કુશળ અને દક્ષ એવા ભાટ લોકોના સમુદાયે પ્રભાતકાળ વખતે યોગ્ય અને જ્ઞાનાર્થક એવા મંગળ સ્તુતિ ભાષણો શરૂ કર્યાં. જાણે ચંદ્રના વિયોગથી નિલોત્પલ નયન, એવા રાત્રિના તારાઓ મુર્છા પામી ગયા. પછી વીરસેન અર્હંતને નમસ્કાર એમ બોલી, રાજહંસ ઉઠે છે, એ પ્રમાણે શય્યાપરથી ઉઠયો. પ્રભાતનાં કૃત્યોમાંથી પરવારી અને પછી જીનપુજા કરી પુર્વદિશામાંથી સૂર્ય બહાર પડે છે, તે પ્રમાણે તે બહાર પડયો. પછી તે નરાધિશ મણિરત્નથી નિર્માણ કરેલ, અને દિવ્ય વસ્ત્રોનું છત આપેલું છે, એવા અભિષેક સ્થાનના ભવ્ય મંડપમાં પેઠો. તે માંડવામાં સુગંધનો ધમધમાટ છુટી રહ્યો હતો, એવી પુષ્પમાળોથી પુષ્પગૃહ તૈયાર કર્યું હતું, અને તેની આસપાસ હાથમાં અનેક શસ્ત્રો ધારણ કરેલા એવા મોટા યોદ્ધાઓને ઉભા રાખ્યા હતા. સેવા સારૂ આવેલ રાજાઓ પોતપોતાના યોગ્ય સ્થળે બેશી ગયા હતા. અને મણિરત્નથી ભરપૂર એવા સિંહાસનો પણ ઠેકઠેકાણે ગોઠવી મૂકયા હતા. રાજ્યાભિષેક સારૂં વિદ્યાધરોએ આણેલી તિર્થાદિક વસ્તુએ પણ ઘણી જગા રોકી હતી વિદ્યાધર સ્ત્રિયોએ મંગલધ્વનિનો આરંભ કર્યો હતો, અને વિદ્યાધરો પોતપોતાના નિમેલા કાર્યો કરવા સારૂ આમતેમ ફરતા હતા. સૂર્ય પૂર્વ દિશાને ભૂષિત કરે છે તે પ્રમાણે વીરસેનના દાસ બની રહેલા ભૂપસમૂહને અવલોકન કરતા કરતા સિંહાસનને ભૂષિત કર્યું (ઉપર ચડયો,) ત્યાં ગોર વગેરેએ સર્વ શાંતિ કર્મ વગેરે આટોપી લીધું હતું, જોશીઓ નિશ્ચિત મૂહુર્ત સાધવા સારૂ શંકુ સ્થાપન કરી તેની છાયાં તરફ જોતા હતા. વિચિત્રયશે પોતે છત્ર ધર્યું હતું. શેખર, અશોક પ્રભુતિ રાજાઓ હાથમાં કલશ લઇ ઉભા રહ્યા હતા. બાકીના સર્વ પોતપોતાની યોગ્યતા પ્રમાણે બીજા રાજ ચિન્હો પોતાના હાથમાં ધારણ કરી સાવધાન થઇ વીરસેન તરફ એકી નજરે જોઇ રહ્યા હતા. દ્વારપાળનો શબ્દ થયો કે શું? એવી શંકાથી બીજા માંડવામાંના સર્વ લોકો ચિત્ર પ્રમાણે સ્તબ્ધ ઉભા રહ્યા હતા. એટલામાં લગ્ન (વખત) પાસે આવતાંજ પુણ્યાહ વાચન પૂર્વક સર્વ રાજાએ એકદમ તેને રાજ્યાભિષેક કર્યો. વીધિથી ભરતખંડના અર્ધા રાજ્યોનું સ્વામિત્વ તેને પ્રાપ્ત થઇ તેના દિવસો સુખમાં ગયા. પછી પૂર્વ દેશમાંના મહેંદ્રપ્રભુતિ રાજાએ પોતાના દેશમાંની ઉત્તમ વસ્તુઓ રાજાને ભેટ આપી તે વીરસેને પણ સર્વ રાજાઓને અનેક પ્રકારના નજરાણાં આપ્યાં, અને તેમનો સત્કાર કરી તેમના દેશમાં વિદાય કર્યા. અશોક વિદ્યાધર અને શેખરરાજાને પણ મિત્રભાવથી સત્કાર કરી તેમને પોતપોતાને ઘેર મોકલ્યા. વીરસેન મહારાજ ફકત અર્ધાનોજ ચક્રવર્તી નહોતો, પણ ભરતખંડનું નિષ્કંટક અડધું રાજય લેઇ તેનું પાલન કરતો હતો, ઇંદ્ર ઇંદ્રાણી સાથે જે પ્રમાણે સુખનો ઉપભોગ લે છે, તે પ્રમાણે મહારાજ વીરસેન ચંદ્રશ્રી સાથે વિષયાદિ સુખનો ઉપભોગ લેતો હતો. વીરસેનના આવી રીતે ઘણા વર્ષો વીતિ ગયા પછી, તેને ચંદ્રશ્રીના પેટે સુલક્ષણ પુત્ર પ્રાપ્ત થયો. તેનું નામ અમરસેન હતું. સર્વ લક્ષણ સંપન્ન એવો તે પુત્ર યૌવન દશામાં પ્રાપ્ત થયા પછી તેને યુવરાજ બનાવ્યો આવી રીતે રાજાધિરાજવીરસેન પોતાની

નગરી પ્રમાણે ભરતખંડનું અવિચ્છિન્ન અડધા રાજ્યનું, આનંદથી પાલન કરતો હતો તે પ્રમાણે કરતાં સેંકડો વરસ નિકળી ગયાં.

## સર્ગ અગિયારમો.

પછી કોઇ એક વખતે, નિર્મળ અને કૈવલ્ય રૂપ તેજ **અકલંક** અને **અમલ** સાધુ **ચંપા** નગરીના મોટા બાગમાં આવ્યા. રાજાએ તે બંને ધર્મ ગુરૂને આવેલા સાંભળી આનંદિત થઇ **ચંદ્રશ્રી** અને **બંધુદત્તને** કહ્યું કે, "મને ધર્મોપદેશ આપનાર **અકલંક** અને **અમલ** નામના બે ગુરૂઓ જે પૂર્વે મેં તમને કહ્યા હતા તેઓ મારા પુણ્યથી અંહિ આવેલા છે. પછી રાજા સ્વચ્છ થઈ, ઉજળા વસ્ત્રો ધારણ કરેલા એવા જયસંજ્ઞક હાથીપર બેઠો. આજુબાજુ અસંખ્ય ભૂપતિની સેના હોવાને લીધે, રાજ્યનો દમામ વધ્યો હતો. વીરસેને **ચંદ્રશ્રી** અને સર્વ નગર જનોને સાથે લીધા હતા. એવી સ્થિતીમાં તે વિચિત્રયશ રાજા અને **બંધુદત્ત** સહ મોટા આનંદથી **ચંપા**નગરીની બહાર નીકળ્યો. રાજાએ બાગના પાસે આવતાંજ હાથીપરથી ઉતરી પરિવાર સહ પદ્માસન ઘાલીને બેઠેલા તેબંન્ને ગુરૂને નમસ્કાર કર્યો, 'રાજા પરિવાર સહ આગળ બેઠો પછી અકલંક મુનીંદ્ર બોલ્યો.

**અકલંક**—હે રાજા, તમારા જેવા વિવેકી પુરૂષો જો દુરાશાથી સંસારમાં ખેંચાઇ જાય છે, તો પછી બાકીના મંદ બુદ્ધિવાળા પુરૂષોનો દોષ શો? આ સંસારમાં ભીખારીને ગોળ ઘી, અને રોટલી મળવી, એ પ્રમાણે પુણ્યના યોગથી જો રાજ લક્ષ્મી મળી તો તેપર દૃઢ આશાથી લંપટ થવામાં શો અર્થ છે? કહે જોઈએ? હજુ કેટલી વાર તું તારા આત્માની ઉપેક્ષા કરે છે? હે રાજા, દેવલોકોના સમુદ્ર સરખા સુખથી જો તારો સંતોષ થયો નથી, તો હવે તારો સંતોષ શી રીતે થવાનો? હે રાજા, તેં પુર્વ જન્મમાં દારિદ્ર દુઃખ ભોગવ્યું છે પરંતુ જીનધર્મના પ્રભાવથી તને મનુષ્યની અને દેવોની સંપત્તિ પ્રાપ્ત થઇ છે તેજ પ્રત્યક્ષ ફળ, ધર્મનું જો તું પુર્ણપણે આચારણ કરીશ, તો અનંત સુખદાયક નિશ્રેયસ (કૈવલ્ય) પણ તને પ્રાપ્ત થશે.

વીરસેન—ભગવાન્ મને દારિદ્રજન્ય દુઃખ કેવી રીતે થયું? અને ધર્મની પ્રાપ્તિ કેવી રીતે થઈ? હે મુનિશ્વર કૃપા કરી એ સર્વ મને કહો, કે જેથી કરી મને તથા મારી આ સર્વ મંડળીને વરાગ્ય ઉત્પન્ન થાયે.

પછી ગુરૂએ, હલકી અને ગંભીર વાણીથી વીરસેનના પૂર્વ જન્મનું ચરિત્ર નીચે લખ્યા પ્રમાણે કહ્યું.

ભરતક્ષેત્રમાં મગધ સંજ્ઞક દેશમાં ધન ધાન્ય સંપન્ન **મલ્લગ્રામ** નામનું ગામ છે, ત્યાં **નાગદત્ત** નામનો એક શ્રીમંત (પૈસાદાર) ગૃહસ્થ રહેતો હતો તેને અતિશય વહાલી એવી **નાગસેના** નામની સ્ત્રી હતી તેને મુળથીજ રૂપહીન, કુરૂપનો

કેવળ નમુનો, અવિવેકી, કલાવિજ્ઞાન રહિત, દુર્ભાગ્યનો એક નિધિ, સર્વને નિંદા કરવાને યોગ્ય, એવો ગુણરાજ નામનો એક પુત્ર હતો તે પુત્ર જુવાનીમાં આવ્યા પછી, તેનું તારૂણ્ય સ્ત્રિયોને મોહક ન હોવાને લીધે, સર્વ સ્ત્રિયો તેનું ફક્ત નામ સાંભળીનેજ નિંદા કરતી હતી. પછી તેના લગ્ન સારૂ પૈસા આપીને પણ છોકરી માગતા કોઈ છોકરી આપતું નહોતું, સેંકડો પ્રાર્થનાઓ કરી સોનું વગેરે પુષ્કળ દ્રવ્ય આપવાનું કબુલ કર્યાથી માહામહેનતે વંજુલા નામની એક કન્યા તેને લગ્ન સારૂ મળી. શુભ દિવસે લગ્ન કૃત્યનો આરંભ થયા પછી, પત્રિકાના ગુણ મેળવતી વખતે કન્યાએ વરને જોયો અને તેથી કરી તે એકદમ ગભરાઈ ગઈ. અને વારંવાર ભૂમીપર પડી રડવા લાગી અને બોલી, "હરહર, મા મને લગ્નની જરૂર નથી, આ ચાંડાળને આપવા કરતાં ભૂત, વેતાળ, રાક્ષસને આપો તો સારૂં, તે જલદીથી મને ખાઇ નાખશે, પણ મને આ ન જોઈએ." આ પ્રમાણે તે છોકરીની મરજી ન છતાં બળાત્કાળથી તેનું લગ્ન કર્યું, આગળ લોકો તેને ચીડવતા એટલે તે પોતાના માણસો તરફ જોઈ રડવા લાગતી. લગ્ન થયા પછી ગુણરાજને તે પોતાના જીવ પ્રમાણે વહાલી થઈ હતી પરંતુ તેને તો તેનું નામ સાંભળીને પણ સુખ થતું નહિ સાસુએ નવરાવી ધોવરાવી તથા ખાવા વગેરે આપી તેનું એવી રીતે પાલન કર્યું કે તે થોડાજ વખતમાં લોક મનોહર એવી જુવાની તેને પ્રાપ્ત થઇ ગુણરાજ તેની સાથે ભોગ ભોગવવા ઘણો આતુર રહેતો પણ એક અનુરક્ત, અને બીજો વિરકત હોય એટલે સુખ કેવી રીતે મળી શકે? દૈવ યોગથી તેના માબાપ મરી ગયા પછી તે ગૃહિણી તેનો આત્માજ બની ગઈ આગળ તે વંજુલા ખરાબ ચાલની નીકળી અને મરજી પ્રમાણે વર્તન કરવા લાગી પતિ અણગમતો જુવાનીનું જોર સ્વેચ્છાચારી વર્તન, જુવાન માણસો અનુરકત (કેડે લાગેલા) એટલે તે સ્ત્રી પતિવૃતા કેવી રીતે રહે? ગુણરાજના બાપે પુર્વે જે ધન એકઠું કરી મુકયું હતું, તે હવે પુણ્યનું જોર પુરૂં થવાથી નાશ પામ્યું જે કાંઈ થોડું શિલ્લક હતું તે પણ સ્ત્રીના કબજામાં રહેનાર ગુણરાજે પારકા ઠેકાણે આસક્ત ચિત એવી પોતાની સ્ત્રીને આપી દીધું પાસેના સર્વ પૈસા ખુટ્યા પછી નોકરચાકરો તેમને છોડીને ચાલતા થયા અને તે ગુણરાજ અને વંજુલા એજ માત્ર ઘરમાં-રહ્યા પછી ગુણરાજ ખેતરની અંદર પોતાના એકલા હાથથીજ ખેતી કરવા લાગ્યો અને તે વંજુલા તેને યોગ્ય એવો ભાત (અન્ન) લઇ ખેતરમાં જતી હતી ખેતરમાં જતા રસ્તાની અંદર એક દેવળમાં તે દુષ્ટ સ્ત્રી હમ્મેશ સંકેત કરેલા પુરૂષની સાથે પોતાની ઈચ્છા પ્રમાણે ભોગ ભોગવતી હતી બીજે એક દિવસે તે દુષ્ટ સ્ત્રી અન્ન લેઇ ખેતરમાં ગઇ, ત્યાં પતિને જમાડીને પાછી દેવલમાં આવી. દૈવયોગથી ઠર્યા પ્રમાણે તે પુરૂષ ત્યાં આવ્યો નહોતો માટે તેના આવવાની રાહ જોતી થોડીવાર. ત્યાં ઉભી રહી એટલામાં દુર દેશમાંનો એક છેલાણી મુસાફર ભુખથી વ્યાકુળ થએલો તે દેવળમાં આવ્યો તેણે તે મુસાફરને પોતાના કટાક્ષ બાણોથી એવી રીતે વિંધી નાંખ્યો કે તે મુસાફર ઘડીવારમાં તેને સ્વાધિન થયો પછી તે

બંનેની દ્રઢ પ્રીતિ બંધાઇ ગઈ, અને લોકોમાં નિંદ્ય એવા સર્વ કૃત્યો ત્યાં થયા. તે ચતુર પુરૂષે પણ તે મૈથુનપ્રિય વનિતાનું મન એવું રંજન કર્યું કે, તે વડે ઈતર મૂર્ખ પુરૂષનું પણ તેને ભાન રહ્યું નહિ. પછી એ પોતાના બાપના ઘેરથી આવેલ છે, એ પ્રમાણે ખોટું બોલી તેને ઘેર લાવી સ્નાન અને ભોજન કરાવ્યું. પછી સંધ્યાકાળે ગુણરાજ પણ ઘેર આવ્યો, તે ઘરમાનાં, સર્વ કૃત્યો આટોપી જમી કરીને ભર નિદ્રામાં પડયો. રાતના છેલ્લા પહોરમાં બળદ હળ વગેરે લેઇ ગુણરાજ ખેતરમાં ગયો એટલે તેની સ્ત્રીએ બારણા વાશી દીધા. પછી ઘરમા એકાંતજ હતો, એટલે સહેજ રીતે તે મુસાફર સાથે મન ગમતા ભોગો ભોગવી તે નિદ્રાવસ થઇ, પરસ્પરના ગળામાં હાથ નાખી તે બંને એકશય્યાપર સુતા હતા. પછી સવાર થઇ સુર્ય ઘણો ઉંચે ચઢયો તોપણ તેઓ જાગૃત થયા નહિ. તે ઘરની પાડોશમાં રહેનાર એક રક્ષકે, તે જોડું અવ્યવસ્થિતમાં પડેલું દરવાજાના બારણામાં પડેલા ચીરામાંથી જોયું. ત્યારે તેણે પોતાના ઉપરી અમલદારને જણાવી તે બંનેના હાથ બાંધ્યા, અને જે ચીજો ઘરમાંથી મળી આવી તે સર્વ સરકારમાં સોંપી દીધી. ગુણરાજ, ગાય ભેંશો ઇત્યાદી સહ ખેતરમાં હતો તેને પણ સ્ત્રીના કરેલા અપરાધ માટે બાંધી રાજા પાસે હાજર કર્યો. રાજાએ ગુણરાજાનું ધન ધાન્ય વગેરે લેઇ, તેને ફકત એકલ ગોટ આપી મહા મહેનતે જીવતો છોડયો. પછી તે વંજુલાને પણ ઘણું દુઃખ આપી વિરૂપ કરી તેને અને તે મુસાફરને કાઢી મૂકયા. પછી ગુણરાજ, સ્ત્રીને વિરૂપ કર્યાથી અને ઘરનો નાશ થવાથી દુઃખીત થતો શરમથી પોતાના માણસોને કાંઇ પણ હકિકત ન જણાવતાં ચાલ્યો ગયો. રસ્તામાં જતા તેણે સંસારથી વિરકત અને મુકિતરૂપ સ્ત્રીને વીષે અનુરકત એવા બે સાધુને જોયા. તપથી સર્વાંગ સુકાઇ ગયેલું છે, એવા તે બે સાધુઓને જોઈ દુઃખથી સંતાપી થએલો એવો તે ધર્મ બુદ્ધિ ગુણરાજે મોટી ભક્તિથી તેમને વંદન કર્યું. ત્યારે તે બંને મુનીએ નમસ્કાર કરનાર ગુણરાજને દુઃખ વૃક્ષનો નાશ કરનાર અને સંસાર સાગરમાં હોડીરૂપ એવા ધર્મનો લાભ આપ્યો. પછી તેને તે મુનીએ પૂછયું, "આપ કયાં જાવ છો? હું તો આપનો આજ્ઞાથી આપની પાસેજ રહીશ. ઘણા દુઃખોથી ત્રાસ પામ્યો છું, માટે હવે દુઃખ નાશ સારૂ આપની પાસે પ્રવજ્યા (સન્યાસ) લેવાની ઈચ્છા રાખું છું," મુનિ સાવધાન (ધ્યાનમાં બેસી) થઈ જ્ઞાન દ્રષ્ટિથી જુએ છે તો, તેનું ભોગદાયક કર્મ ઉદયમાં આવેલું દેખાયું. ત્યારે બંને મુનીએ કહ્યું, "અરે ગુણરાજ તારૂં કર્મ ભોગફેલોન્મુખ થયું છે, માટે હમણા તું શ્રદ્ધા રાખી ગૃહસ્થ ધર્મનોજ સ્વિકાર કર." પછી તેણે મુનીને જવાબ આપ્યો "મને હવે ભોગ પ્રાપ્તિ શાની? કારણ તમારા જેવા સાધુનો મેળાપ થયો પછી, સર્વ પાપો દુર નાશી જાય છે." મુનીએ ફરીથી કહ્યું, "હે ગુણરાજ તું આવો વિચિત્ર વિચાર કરીશ નહિ. શ્રદ્ધા યુક્ત ધર્મનું ફળ તને આજ જન્મમાં પ્રગટ થશે." "ઠીક છે." એ પ્રમાણે તે બોલ્યા પછી, મુનીએ તેને દ્વાદશવ્રત એવો ગૃહસ્થ ધર્મ સારી રીતે સમજાવીને કહ્યો. ગુણરાજે પણ તે ધર્મ સારી રીતે સાંભળી લીધો,

અને સર્વ કર્મોનો ક્ષય થવાના હેતુથી તે ધર્મનો સ્વિકાર કર્યો. પછી શ્રદ્ધાવાન ગુણરાજ, તે શ્રાદ્ધ ધર્મ સારી રીતે પાળી, અને સંસારથી રહેવા વાસ્તે વિરક્ત હમેશા મુની પાસે રહેવાં લાગ્યો.

પછી કોઇએક દિવસે તે બંને મુનીશ્વરો જીનનું વંદન કરવાના હેતુથી ગુણરાજને સાથે લઈ મથુરા નગરીમાં ગયા તે મુમુક્ષુ સાધુઓએ જીનને વંદન કરી ગુણરાજસહ નિર્દોષ એવા વન પ્રદેશમાં રહેવા લાગ્યા. ત્યાંનો રાજા યશોવર્ધન નામનો, સર્વ ગુણોનું ધામ, અને પૃથ્વિપર વિખ્યાત એવો હતો. તે ગુણવાન છતાં પણ તેનામાં એક દોષ હતો, તે એવો કે, પોતાની સ્ત્રીયો શોકની સાથે દ્વેશથી વર્તે છે એમ તેના મનની અંદર લાગતું હતું, દિવસે જુદા જુદા મહેલમાં રહેનાર સ્ત્રીયો રાત્રે તેના હુકમથી મંગલ નામના એક મહેલમાં એકત્ર થતી હતી. ગુણશ્રી કરીને એક તેની ગુણવાન માનીતિ સ્ત્રી હતી, તેના પેટે રાજાને એક જયસુંદરી નામની કન્યા થઇ. બીજે દિવસે રાજાની સ્વારી ઘોડાપર બેશી ફરવા વાસ્તે નીકળી, ત્યારે બાલ્હીક (બલ્હીક દેશમાં ઉત્પન્ન થએલા) અને સૈંધવ (સિંધુ દેશમાં ઉત્પન્ન થએલા) ઘોડાને પણ તે ફેરવવા લાગ્યો. ઘોડા ફેરવવાની મહેનતથી શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન થઇ, માટે વિશ્રાંતિ લેવા સારૂ રાજા શીતળ એવા ઉપવનની અંદર ગયો. ત્યાં તે કમલનેત્ર રાજા આગળ ચાલતો હતો, તેવામાં બે મુનિ તેની નજરે પડયા. તેમને તેણે પરમભક્તિથી વંદન કર્યું. ધર્મોપદેશ સાંભળી મુનિ શ્રેષ્ટને તેણે પુછયું "ભગવાન્ આ કદરૂપો પુરૂષ આપની પાસે કોણ છે?"

મુની—રાજા આ પુરૂષ હમેશા દુઃખથી પીડીત થવાને લીધે સંસારમાં વિરક્ત થઇ, હાલમાં ગૃહસ્થ ધર્મનો સ્વીકાર કરી અમારી પાસે રહેલો છે.

ત્યારે રાજાએ વિચાર કર્યો કે, આ કદરૂપ પુરૂષ આપણા જનાનખાનાના રક્ષણ વાસ્તે ઠીક પડશે. કારણ કે એ કુરૂપ, શ્રાવક, ધર્મપર શ્રદ્ધા રાખનાર, નિવૃત્ત, પાપથી ડરનાર, હોવાને લીધે કોઇ પણ કાર્ય વિચાર કરીનેજ કરશે. એવો મનમાં વિચાર કરી અને મુનીને આદરથી વંદન કરી રાજાએ ગુણરાજને મોટા માનથી કહ્યું.

રાજા—હે ગુણરાજ, તારો મારો ધર્મ હાલમાં સરખોજ છે, જ્યાં સુધી સર્વ વાતોથી વિરકત થવાની તારી ઈચ્છા ન હોય, ત્યાં સુધી ગૃહસ્થ ધર્મમાં, છોકરા પ્રમાણે જનાનખાનાની અંદર રહે.

મોટા આગ્રહથી રાજાનું બોલવું કબુલ કરી તેના અંતઃપુરમાં કુલ સ્ત્રિયોના રક્ષણ સારૂ તે રહ્યો. રાજાની સ્ત્રિયો ગુણરાજના પરમ શ્રાવકત્વાદિ ગુણોથી મનમાં સંતુષ્ટ થઇ તેનાપર પ્રીતી કરવા લાગી. પુરૂષ મંડળી, અજાણી તરૂણ સ્ત્રિયો, અગર કોઇ પાખંડી સ્ત્રીયોને અંતઃપુરમાં પેસતા હંમેશાં અટકાવ કરતો હતો, રાજ સ્ત્રિયોના રહસ્યનું, અને પરસ્પર સ્નેહનું તેણે રક્ષણ કર્યું હતું, તેમના વાસગૃહનાં બારણા તે વારંવાર વાશી લેતો હતો. નકામી વાતો તેમને બોલવા દેતો નહિ. અને સારા ચરિત્રો પોતે કહેતો, અને તે રાજ સ્ત્રીયોને બારણામાં પણ ઉભી રહેવા દેતો નહોતો. વગેરે કામો તે મોટા પ્રયત્નોથી કરતો હોવાને લીધે, રાજ સ્ત્રિયોને તે

હિતકર થઈ પડયો. ત્યારે રાજાના હુકમથી, સ્નાન, ભોજન પોષાક, વસ્રો, ફૂલો વગેરેથી દાસી હમેશાં શુશ્રુષા કરતી હતી તે રાજાને ઘણી સ્રીયો હતી, તેમાંથી કેટલીક માનીતી અને કેટલીક અણમાનીતિ હતી. જે રાજાની અણગમતી સ્રીયો હતી, તે કામ- જવરથી વ્યાકુળ થતી, કારણ સેંકડો વર્ષોમાં પણ તેમને રાજસંભોગ મળતો નહિ. પુરૂષ પ્રાપ્તી સારૂ તરફડીયા મારનાર તે સ્રીયોના મનમાં, એ પુરૂષના સ્વરૂપ અગર કુરૂપનો ભેદ બીલકુલ રહ્યો નહોતો. રાજાની વિજયા નામની એક અણગમતી સ્રી હતી. તે કુરૂપ ગુણરાજપર પણ અત્યંત આસકત થઈ તે તેના ભોજન વગેરે ઉપચારો વિશેષ રીતે કરતી પરંતુ ગુણરાજના મનમાં કોઈપણ પ્રકારની શંકા ન આવતાં, તે આ ઉપચારો મહેરબાની દાખલ કરે છે એમ માનતો હતો. બીજે દિવસે શરીરને સારૂ નથી એવો ઢોંગ કરી તે સ્રીએ તેને કહ્યું, ગુણરાજ, આજ હું મારેજ ઘેર સુઇ જઇશ. ગુણરાજે તેનું કહેવું મંજુર રાખ્યું અને બાકીની સ્રીયોને હમેશ ના નિયમ પ્રમાણે એકવાસ ગૃહમાં રાખી, બારણા વાશી તે સાવધ રહ્યો. રાજા કચેરી બરખાસ્ત કરી, પોતાની સ્રિયોનું ચરિત્ર જાણવાના હેતુથી, અને ગુણરાજના ગુણ દોષોની પરિક્ષા કરવા સારૂ ગુપ્ત વેશ ધારણ કરી રાત્રોના વખતે વિશેષે કરીને જનાનખાનાની અંદર ફરતો હતો. ફરતા ફરતા રાજા વિજયાના મહેલમાં આવ્યો ત્યાં તે પલંગપર કામથી વ્યાકુળ થઇ પડેલી જોવામાં આવી. પછી પોતાનું શરીર ન જણાવા દેતા, ત્યાંજ સ્તબ્ધ ઉભો રહી વિચાર કરવા લાગ્યો કે, આજે આ અહિં કેમ સુતી છે? વાસગૃહમાં કેમ ગઇ નથી? આણી તરફ તે કામથી ગાંડી થઇ કુકલ્પના મનની અંદર ધારણ કરી, પોતાની દાસીને મોકલી ગુણરાજને પોતાના બંગલાની અંદર બોલાવ્યો. તે ગુણરાજને તેની તબિયત સારી નથી એમ સમજી કાંઈ પણ શંકા ન લેતાં, બારણાનો બંદોબસ્ત કરી તરત વિજયાના મહેલમાં ગયો નમન કરી અને છેટે બેશી તે બોલ્યો, સ્વામિનિ શો હુકમ છે તે ફરમાવો. મને શા સારૂ બોલાવ્યો છે? ત્યારે તીવ્ર કામ વિકારથી વ્યાકુળ થએલી તે સ્રી શરીર વાંકું ચુકું કરી, અને ઘણો લાંબો શ્વાસ નાખી ગુણરાજે કોઇ પણ દિવસ મનમા આણેલ નહિ, સ્વપ્નામાં પણ સાંભળેલ નહિ એવા સજ્જનોને લજ્જા ઉત્પન્ન કર- નાર ભાષણો બોલી. ત્યારે તે વિશુધ્ધચિત્ત ગુણરાજ અકાલ વજ્રપાત પ્રમાણે તેનાં ભાષણો સાંભળી બોલ્યો. "હે સ્વામિનિ, તારા શરિરમાં વધારે વિકાર થવાને લીધે બેસાવધ થઈ તું આવા ભાષણો બોલે છે, અગર અંદર પ્રસરનારૂ તીવ્ર જવરના વેગથી તારૂં આવું અણધાર્યું, દુષ્ટ સ્વરૂપ બહાર પડયું છે.

વિજયા—વ્યાધીથી બેશુદ્ધ થઇ હું બબડતી નથી, પણ શુદ્ધિમાં રહીનેજ બોલું છું, અને આ વખતે તારા સંભોગની ઇચ્છા રાખું છું.'

ગુણરાજ—હે સ્વામિનિ, તારૂં ફક્ત ભાષણ સાભળીનેજ મને મહાદુઃખ થાય છે, પછી કૃત્ય કરવાની વાત કયાં કરે છે? આ જગત્માં કુલીન પુરૂષો બે પ્રકારના અકૃત્યો પ્રાણ જવાનો વખત આવે તોપણ કરતા નથી, એકતો પરદ્રવ્યનો અપહાર, અને બીજું પરસ્રી આલિંગન.

મને પાપ પુણ્ય સમજાય છે, વિવેકથી મારી નજર નિર્મળ થએલી છે, તો ક્ષણીક સુખની આશાથી તર્કમાં શા વાસ્તે પડું? હે નિંદ્ય સ્ત્રી જે અર્થે મારી સાથે તને ભોગવાસના ઉત્પન્ન થઇ, તે અર્થે એ કર્મ પણ સાધુને અત્યંત નિંદ્ય છે. હે દેવી, થોડા વ્રત સારૂ ગુરૂએ મને જે અભિગ્રહ આપ્યો છે તેનો ભંગ હું સમજતો છતાં શી રીતે કરૂં? સધર્મી લોકપ્રિય હોવાને લીધે, જે રાજાએ મારાપર વિશ્વાસ રાખ્યો, તેને હું કેવી રીતે ફસાવું? એક વખત તમને માતુશ્રી કહ્યા પછી તમારો ઉપભોગ કેવી રીતે લઉં? હે રાજ્ઞિ! તું કુલીન રાજાની સ્ત્રી છતાં, આમ બોલતાં તારી જીભ કેમ અટકતી નથી?

આ પ્રમાણે તેના નિર્દય ભાષણો સાંભળી વિજયાદેવીની મુખછાયા કાળી પડી (મોઢાપર કાળાશ દેખાવા લાગી) અને તે દુષ્ટ વચનો બોલવા લાગી.

અરે દુષ્ટ, ક્રૂર ચિત્તવાળા, જેમ જેમ હું તારી પ્રાર્થના કરૂં છું, તેમ તેમ તું અનિષ્ટ ભાષણો જ બોલે છે, તને જીવવાનો કંટાળો આવ્યો છે કેમ? જો તું મારૂં કહ્યું નહિ માને તો તારી વાતો ઉઘાડી કરી તું ખરાબ કૃત્ય કરનાર છે એમ ઠરાવી તને મરાવી નાખીશ.

ગુણરાજ—હે સ્વામિનિ, હું મરેલોજ છું. હવે ફરી જીવીને શું કરવું છે? પ્રાણ ત્યાગ થશે તો પણ મારૂં શીલ (ધર્મ) હું નિશ્ચયે કરીને પાળીશ.

રાણી—તને બે દિવસની મુદત આપું છું. યોગ્ય શું કરવું એનો વિચાર કરી, ફરી મને આવીને કહેજે.

પછી ગુણરાજ તરતજ વિજયાના મહેલમાંથી નીકળી, પોતાના જનાનખાનાનામાં આવી એ બાબતનો વિચાર કરવા લાગ્યો. આણી તરફ રાજશ્રેષ્ટે તે સર્વ થએલી હકીકત જોઈ વિજયાદેવીપર ગુસ્સે થયો અને ગુણરાજપર ખુશ થયો. રાજા તરત વિજયાના મહેલમાંથી ચિંતાથી સંતપ્ત થઇ ગુણરાજ પાસે આવ્યો, તેની પાસે બેશી રાજા પુછવા લાગ્યો, "અરે, ગુણરાજ તું અહિં ઉદાસ કેમ બેશી રહ્યો છે?"

ગુણરાજ—(નમસ્કાર કરીને) રાજા, મને મારી બાબતમાં દીલગીર થવાનું કારણ નથી. મને દીલગીર થવાનું કારણ ફકત તારી બાબતમાં છે, તે એજ કે તું એકજ સ્ત્રીપર આસકત થઇ બાકીની માહારાણીયોનો આદર કરતો નથી, હે રાજા સ્ત્રીયો સતિ અગર અસતિ થાય છે, તે ઉપભોગનાજ કારણથીજ થાય છે. બાકી મુળથી આ સ્ત્રીયો તરફ દોષ સંભવ કાંઈજ નથી. પોતાના પતિ સુખ તેમને મળે નહિ, એટલે તેઓ પરપુરૂષની ઈચ્છા કરે છે. પતિની અણગમતી સ્ત્રીયો બંને લોકોનો નાશ કરે છે, પોતાના બંને કૂળોને ડાઘ લગાડે છે, અને પોતાનું ચિત્ત બગાડે છે. તો હે. રાજા તને હું હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે, આજથી સર્વ તારી રાણીયોને વારી બાંધી આપ.

રાજા—પૂર્વે તેં મને કોઈ વખત પણ ઉપદેશ કર્યો નથી, અને હાલમાં તું દિલગીર છતાં પણ મને કેમ બોધ આપે છે. તો, હે ગુણશ્રેષ્ટ ગુણરાજ, તને કાંઇ

પણ રાજ સ્ત્રીયોમાં દોષ જણાઈ આવ્યો કે શું? ખરી હકીકત કહે. અથવા પૂછવા-ની જરૂર નથી. આજે વિજયા એ તને પ્રથમ શામથી અને પછીથી દંડની બીક દેખાડી જે કાંઈ કહ્યું, તે મને પ્રત્યક્ષ સમજાએલું છે. હે ગુણરાજ કુલીન, ધાર્મિક અકાર્ય ભીરૂ, અને સ્વામિ ભક્તિવાન્ એવો પુરૂષ જગમાં તારા જેવો કોઇ નથી.

ગુણરાજ—રાજા, તારી ચરણ કૃપાથી આ સર્વ ગુણો મારામાં આવ્યા છે, કારણ પ્રથમ મારામાં એમાનું કાંઇજ નહોતું હે રાજા, આજ તને રાણીની હકીકત જણાઈ છે, તો હવે તું તેનું શું કરવાનો તે મને કહે.

રાજા—એક અતિશય ઉંડો ખાડો ખોદી, તેની અંદર તેને નાખી દઉં છું."

પછી ગુણરાજ કાનપર હાથ દઈ બોલ્યો કે "નહિ, નહિ, હર, હર, રાજા તું આવું બોલીશપણ નહિ. રાજા, તારો પોતાનોજ નિગ્રહ કરવાનો છોડી દઈ તેનો શા વાસ્તે? તેંજ તેને છોડી માટે આ તેનાથી દોષ થયો. હે, નૃપતિ વાસ્તવીક આ રાણીનો પણ દોષ નથી. કારણ મોટા પુરૂષોની બુદ્ધિ પણ કામથી ભ્રષ્ટ થાય છે. હે નૃપતિ, પુરાણમાં તે સાંભળ્યું નથી કે બ્રહ્મ દેવ પણ કામથી સંતપ્તચિત્ત થઇ પોતાની છોકરીનો ઉપભોગ લેવાને તૈયાર થયા. હે નરેશ્વર, બીજાની વાતો રહેવા દે પણ દેવરાજાએ (ઇંદ્રે) ગૌતમ રૂષીની સ્ત્રી સાથે જે કાંઈ કર્યું, તે કહેવાની જરૂર નથી. જયાં આવા મોટ મોટાઓ પણ કામથી અંધ બને છે, તો પછી અબ-લા જનનો શો અપરાધ? મિષ્ટાન્ન ભક્ષણ કરનારને મિષ્ટ અન્ન મળે નહિ, એટલે જેવો તે ક્ષુધાતુર થઇ, કુભોજનની પણ અતિશય ઈચ્છા કરે છે, તેજ પ્રમાણે કુકકડ, રૂપવાન એવો તું તેને મળે નહિ, એટલે તે કામાતુર થઈ અમારા જેવા નરાધમ-ની પણ ઈચ્છા કરે તો આપ પ્રભુ છો, માટે મનમાં દયા લાવી મારા વચનથી એ વિજયાનો એક અપરાધ માફ કરો.

એ પ્રમાણે બોલી ગુણરાજ રાજાને પગે પડયો. રાજાએ પણ તેનું ભાષણ સુ-પરિણામી છે એમ મનમાં જાણ્યું

રાજા—ગુણરાજ, તારૂં સર્વ કહેવું મને કબુલ છે. જાણે તત્વાર્થ વિષયમાં તું પંડિત છે, એ પ્રમાણે તેં મને સત્ય વાત કહી છે. એમ બોલી પ્રિયા વિજયાદેવી ઉપરનો ગુસ્સો કાઢી નાખી ખરી વાત સમજાયાથી ગુણરાજના કહેવાપરથી તેની વિષે દયા કરી તેના મહેલમાં ગયો, અને જાણે પૂર્વે બનેલી હકીકત તેને ખબર જ નથી એવી રીતથી તેની સાથે ભોગ ભોગવવા લાગ્યો. તે દિવસથી બીજી પણ જે અણ-ગમતી રાણીઓ હતી, તેમને ભૂપતિએ અનુક્રમવાર દિવસો મુકરર કરી આપ્યા. આવી રીતે ગુણરાજ પણ જીનધર્મના પ્રભાવથી, રાજા અમાત્ય, પરિવાર અને નગરના લોકોને પ્રિય થઇ પડયો,

પછી કોઇ એક વખતે, રાજા 'અનેક નાટકોના અને ગાયનોના' રસમાં નિમગ્ન થઇ સભામાં બેઠો હતો, એટલામાં ગુણશ્રીના પેટે થએલી દેવાંગના સરખી સ્વરૂપવાન એવી જયસુંદરી નામની રાજકન્યા ત્યાં આવી. આ કન્યા કોને આપવી એવો રાજાના

મનમાં વિચાર ચાલી રહ્યા હતો એટલામાં, તે પિતાના પગે લાગી તેની પાસે આવીને બેઠી. ભૂપતિ પુત્રિસહ ઘડીવાર સભામાં બેશી, પછી તેના વર સંબંધી વિચાર કરવાના હેતુથી ત્યાંથી ઉઠી પુત્રિની માતોશ્રીના મહેલમાં ગયો. સુખશય્યા પર બેશી રાજા પુત્રિને પૂછવા લાગ્યો, પુત્રિ તને કયો વર પસંદ છે એ કહે? પિતાના આ ભાષણો સાંભળી, શરમાઇ જઈ તેણે નીચું જોયું. અને પોતે ભૂમિપર નખથી ખોતરવા લાગી પછી લજ્જાથી મંદ થએલી પુત્રિને જોઇ, પુત્રિના લગ્ન બદલ ગુણશ્રીએ રાજાને ઉત્તર આપ્યો.

ગુણશ્રી—સ્વામિન, શું બોલવું એનો વિચાર મનમાં આવ્યો હોય, તોપણ કુળવાન પુત્રિયો પોતાના વડીલોની પાસે કહેવાને શરમાય છે. માટે હે રાજેંદ્ર, સ્વયંવરમાં પોતાની ઇચ્છાનુસાર, પોતાને અનુકૂળને તે વરશે. "ઠીક છે" એમ કહી ગુણશ્રીનું સર્વ બોલવું રાજાએ કબુલ રાખ્યું. અને ઘણા રાજાઓને બોલાવી સ્વયંવર કર્યો. રૂપ, યૌવન, લાવણ્ય અને કળાના ભંડાર એવા રાજાઓ એકત્ર થયા, તોપણ તેના મનમાં કોઈપણ આવ્યો નહિ. તે રાજકુમારો તેના મનમાં નાપસંદ પડયાથી યશોવર્ધનની નિંદા કરતા પોતપોતાની જગાપર બેશી ગયા. પછી રાજાએ પોતાની સ્ત્રી ગુણશ્રીને કહ્યું, "જો, જયસુંદરીએ રાજ્યની અંદર મારી બે આબરૂ કરી. રૂપવિજ્ઞાનશાળી આ રાજસમુદાયમાં, પુત્રિને વરવા લાયક એક પણ નહોતો કેમ?" ફરી ફરી બીજા ઘણા રાજકુમારોને બોલાવી, તેમનો મેળાપ કરાવી આપ્યો, તોપણ તે છોકરી કોઇને વરી નહિ. પછી પુત્રિ વિષે રાજાનો પ્રેમ ઘટતો જઇ અને ક્રોધાવેશ ઉત્પન્ન થઇ, તેણે મનમાં એવો વિચાર કર્યો કે, આ પૃથ્વીપર જે કોઈ મોટા નર શ્રેષ્ટ છે તે સર્વ આ દુષ્ટ પુત્રિ સારૂ સ્વયંવરમાં આણ્યા. હવે એવો કોણ પુરૂષ પહેલો છે કે જેને આ પુત્રિને આપવી? હા સમજ્યો, ગોવાળીયાઓ, જનાનખાનાના રક્ષકો, ચાકર વગેરે રહેલા છે, તેમને ખરેખર મારા માથાપર બેસાડવાના બાકી છે, આ દુર્બુદ્ધિ પુત્રિએ, તેના ખરાબ વર્તનથી મને કલંક લગાડયું છે. અથવા પોતાના પરાક્રમ, સંપત્તિ ઇત્યાદિ ક્રોધથી પુત્રિના મન પ્રમાણે જે કાંઈ કરવાનું હતું તે કર્યું. તો હવે આને ઋતુ પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધીમાં તેને પતિયુક્ત કરી નાખવી. આજ્ઞા ભંગ વગેરેથી જે દુઃખ મને આપ્યું છે, તેજ પ્રમાણે હું તેને આપીશ. કન્યાના રૂપમાં આ કોઇ મને કોઈ ડાકણ મળેલી છે, તો તેને અનુકૂળ વાતો કામની નથી. પ્રતિકૂળ વાતોથી જ તેનો મનોભંગ કરવો જોઈએ ફરી બીજે એક દિવસે પુત્રિ માની સાથે મહેલમાં બેઠી હતી ત્યાં રાજાએ કહ્યું. "હે પુત્રિ તારા મનની અંદર શું છે તે તું મને એકાંતમાં કહે. આ આટલા રાજાઓમાં તને કોઈપણ પસંદ પડયો નહિ? ત્યારે માબાપના પુષ્કળ કહેવાથી, મનમાં દુઃખીત થઈ, આવેલા રાજાની નિંદા કરી; પોતાના અંતઃકરણની વાત તેણીના માતોશ્રી મારફતે કહેવા લાગી. આ સ્વયંવરમાં જે રાજાઓ આવ્યા હતા તે સર્વ ઘણી સ્ત્રીયો વિષે આસક્ત હોઇ, તેમાંથી એક પણ એક પત્ની-વ્રત પાળનાર નહોતો.

રાજા—જો એમ હોય તો આ પૃથ્વીપર એવો કોઇ નથી કે જે પોતાની જ પત્નિ સાથે એકાગ્ર ચિત્તથી હોય. અહિં તે એક ગુણરાજ છે, તે જો આવા ગુણનો હોય, તો તે એકાગ્ર ચિત્ત ગુણરાજ વેરે તને ખરેખર પરણાવવી જોઈએ. પછી રાજાએ, જા, ચાલતી થા, એમ ક્રોધથી બોલીને વિજયસુંદરીને વેગથી, મહેલમાંથી રવાના કરી. પછી ગુણરાજને બોલાવી રાજાએ તેને કહ્યું, ગુણરાજ, તું મારી પુત્રિ સાથે પરણવાનું કબુલ કર. બીજું તીજું કાંઈ બોલીશ નહિ, તને મારા સમ છે; તારા પુણ્ય યોગથી જ તેના મનમાં પ્રેરણા થઇ તે તારા તરફ આવી છે. ગુણરાજથી તે રાજાની આજ્ઞા અને સોગનનો ભંગ થયો નહિ, માટે તે રાજાની પછવાડે આવી ગુપચુપ ઉભો રહ્યો. પછી રાજાએ લગ્નના સામાન વગેરેની ઉત્તમ તૈયારી કરાવ્યા પછી, સુમુહુર્ત ઉપર સ્નાન કરાવવા વાસ્તે ગુણરાજને લોકો જોવા લાગ્યા, તે મહામતિ ગુણરાજ ( લગ્ન બાબત ) ઉદ્વિગ્ન થઈ કોઈને કાંઇ ન કહેતાં, અને કાંઇપણ ન જણાવતાં પુર્વાભિમુખ કરી એકદમ અલોપ થઇ ગયો. રાજાએ જલદી સ્વારો વગેરેને મોકલી, તેને તેડી લાવી, તેની સાથે કન્યા જયસુંદરીનું લગ્ન કરી દીધું.

જયસુંદરીએ પૂછ્યું. " ગુણરાજ તમે કેમ નાશી ગયા ? અને દિલગીર કેમ હતા ? તારો મારો આ યોગ ભવિતવ્યતાએજ કરી આપ્યો છે. મનમાં હું એક વિચાર રાખું છું, તમે વળી બીજો રાખો છો, છેવટે વિધિએ જે નિર્માણ કર્યું છે, તે જ થાય છે. પરંતુ તે હવે નિશ્ચિત થએલું છે, તો પૂર્વાર્જીત કર્મનું આ ફળ જેમ આપણને પ્રાપ્ત થયું છે, તે પ્રમાણે આપણ બન્ને તેને ભોગવીશું. આવા વચનોથી ગુણરાજની તેણે એવી સમજણ કરી કે, તેના વિષે એકાગ્ર ચિત્ત થઇ તે કહે તે પ્રમાણે ગુણરાજ કરવા તૈયાર થયો. તેનું પરમાર્થપર ભાષણ સાંભળી, રાજાનો રોશ પણ એકદમ નાશ પામ્યો. રાજા પરમાર્થનો જ વિચાર કરવા લાગ્યો કે " ગુણરાજ સાથે મારી પુત્રિને પરણાવવાની મારી જે બુદ્ધિ થઇ, તે ખરેખર તેના અપૂર્વ કર્મથી જ થઈ.

રાજાનું ચિત્ત પાછું ઠેકાણાપર આવ્યું, અને પુત્રિના પ્રેમપરથી પોતાના જમાઇ ગુણરાજને અડધ રાજ્ય આપ્યું. પછી ગુણરાજે તેની સાથે ઘણા પ્રકારના ઉપભોગ ભોગવ્યા, અને મંડલેશ્વર થઇ તે પૃથ્વીપર અત્યંત પ્રખ્યાત થયો. હે વીરસેન, આ પ્રમાણે તેણે જયસુંદરી સાથે અનુરક્ત થઇ પચાસ વર્ષો ગાળ્યાં. પછી કોઇ એક વખતે તે બન્ને મહેલની બારીમાં બેઠા હતાં, તેવામાં દેવયોગથી તે બન્નેના પર વીજળી પડી તે બન્ને મરણ પામ્યાં, અને સીતાના ઉત્તર કીનારાપર જંબુવૃક્ષની પૂર્વે બાજુપર સ્ત્રી પુરૂષ થઈને રહ્યા. તે દેવ પ્રમાણે પતિ, પત્નિ યૌવન દશામાં, પ્રાપ્ત થયા પછી કલ્પવૃક્ષ જન્ય માહાસુખો ભોગવવા લાગ્યા. તેના શરીરનું બંધારણ એવું હતું કે તે ત્રણ મૈલ ઉંચો, અને ત્રણ ત્રણ દિવસે આહાર કરતો, એવી રીતે તે જન્મમાં તેમનું આયુષ્ય ત્રણ પલ્ય પ્રમાણ હતું. પોતાનું આયુષ્ય પૂરૂં થયા પછી તે બન્ને એકદમ મરી જઇ ચંદ્રાનન નામના વિમાનમાં બેશી દેવસમાજમાં દેવદંપત્તી થઇને રહ્યા. ત્યાં એકમેકપર અત્યંત પ્રીતિ રાખી

એ પલ્યપ્રમાણ આયુષ્ય પુરૂં કર્યું. એ પ્રમાણે ત્યાં આયુષ્ય પુરૂં કર્યા પછી તે બન્ને સ્વર્ગમાંથી નીચે પડયા. ગુણરાજનો જીવ ભરતખંડમાં જંબુદ્વીપના દક્ષિણાર્ધ ભાગમાં 'સંપત્તીથી વિશાળ એવી વિશાલનામક નગરીમાં, પુષ્કળ ધન દોલતથી પરિપૂર્ણ એવા ધનદેવ શેઠને ઘેર તેની સહધર્મિણી યશોદેવીને પેટે અવતર્યો. ગર્ભ રહ્યા પછી તેને ચંદ્રના સ્વપ્નો પડવા લાગ્યા, અને સર્વને અભય આપવું એવી ઇચ્છાઓ થવા લાગી, પછી તે શેઠાણીએ યોગ્ય વખતે સુલક્ષણ પુત્રને જન્મ આપ્યો. પછી શેઠે મોટા મોટા દાન ધર્મ કરી, ઘણી સ્ત્રીયોનો નાચ વગેરે કરાવી આનંદથી, તેના જન્મ દિવસનો ઉત્સવ કર્યો. ગર્ભ રહ્યા દિવસથી તે પ્રસવ થતા સુધીના વખતના ચિન્હો ઉપરથી, અને શેઠાણીને જે સ્વપ્નો પડતા હતા તે ઉપરથી તેને અનુસરીને શેઠે પુત્રનું નામ અભયચંદ્ર એમ રાખ્યું. પૂર્વ પુણ્યના જોરથી તેના શરીરનું તેજ દિવસે દિવસે વધવા લાગ્યું, અને તે કુમાર કળા વગેરેનો અભ્યાસ કરે, એવા વયને પ્રાપ્ત થયો. શુકલ પક્ષના ચંદ્ર પ્રમાણે તેની અંગકાંતીનો વિસ્તાર દિવસે દિવસે વધવા લાગ્યો, અને દરરોજ નવીન નવીન કળાઓ ગ્રહણ કરી સર્વ કળામાં પરિપૂર્ણ થયો. તેના અંગે, પ્રસંશા રહિત દાન, ક્ષમા યુક્ત પરાક્રમ અને તારૂણ્યમાં તેનું સૌંદર્ય પરસ્ત્રીયોને મોહમાં પાડનાર, એવા ગુણો હતા. ભાગ્ય સૌભાગ્યશાળી તે અભયચંદ્રે સંસાર સમુદ્ર અસાર છતાં, તેને સંસાર બનાવ્યો હતો. આવી રીતે, ત્રિલોકની અંદર આશ્ચર્યભૂત એવો રૂપ સોભાગ્ય સંપત્તિનોએક નમુનો, અને જે સર્વ લોકોની ઈચ્છા કરવાવાળો, એવા તે અભયચંદ્રના કેટલાક દિવસ નીકળી ગયા. એક દિવસે તે વણિક પુત્ર, પોતાના બરોબરીઆ સાથે બાહાર બાગમાં ફરવા વાસ્તે ગયો, અને ત્યાં જુદી જુદી અનેક રમતો રમવા લાગ્યો.

આણી તરફ જયસુંદરીનો જીવ સ્વર્ગમાંથી નીકળી તે જયશ્રી નામથી ગુણચંદ્રની પુત્રિ થઇ ત્યાંજ રમવાને વાસ્તે આવી. રમતાં રમતાં તે જયશ્રીએ તે સ્વરૂપવાન વણિકપુત્ર અભયચંદ્રને પ્રયત્નથી વેલની વચમાંથી પ્રેમપુર્વક જોયો. તેની અંગકાંતિ, મનોહરવેષ, ખુબીદાર રમતો, વગેરેને જયશ્રી જેમ જેમ જોવા લાગી તેમ તેમ ગાંડી થઇ ગયા પ્રમાણે સ્તબ્ધ થઇ અને સર્વ શરીર અકડાઈ ગયા પ્રમાણે થઇ ગઈ. પછી તેને સખિયો કહેવા લાગી, "સખિ આ કોઇ પણ દેવ શાપ ભ્રષ્ટ થઇ પૃથ્વીપર પડેલો છે, અગર વિદ્યાધર વિદ્યા ભ્રષ્ટ થઈ પડેલો છે."

તે ચતુર સખિયોને પોતાના અભયચંદ્ર તરફના પ્રેમની વાત ખબર ન પડે તેટલા વાસ્તે જયશ્રી આકાર (સુખાદિચર્યા) ચોરવા લાગી. સખિ થંડ પવનને લીધે મારા શરીરપર રોમાંચ ઉભા થયા છે, અને ફુલોની ધૂળથી, મારી આંખોને ત્રાસ થઈ તેમાંથી પાણી નીકળે છે તે જુઓ. આ પ્રમાણે તે રાજકન્યા પોતાની સખિયો સાથે બોલે છે, એટલામાં અભયચંદ્રે પ્રેમપૂર્વક નજરથી તેના તરફ જોયું. તે પણ તેના પર એવો જ આશક થયેલો હતો, તે જોઇ તેના મિત્રો અતિશય ગભરાયા, અને ઘણી યુક્તિ પ્રયુક્તિથી તેને તેના ઘેર લઇ આવ્યા. પછી તે મિત્રો-

માંના એકે, તે જયશ્રી અને વણિક પુત્ર એ બે વચ્ચે થએલી બીના તેના બાપને કહી. પિતાએ પણ અભયચંદ્રને ઘડીવાર એકાંત સ્થળમાં લઇ જઇ પ્રેમથી અને બહુ માનથી બોધ કર્યો કે, "પુત્ર, પુરૂષે હમ્મેશા, પોતાની જાત પ્રમાણે આચરણ રાખવું, પોતાના કુળની મર્યાદા છોડયાથી અહિં તથા પરલોકમાં દુઃખ થાય છે.

પુત્ર, "વાણિયાની તો વિશેષે કરીને એવીજ વર્તણુક હોવી જોઇએ કે જેના આચરણો યુવાવસ્થામાં પણ વૃદ્ધાવસ્થા પ્રમાણે હોવા જોઇએ.

ઘણો પૈસો હોય તો પણ દરિદ્રતા, સ્વામિત્વ પદ હોય તોપણ દાસ્યત્વ, અને સ્વરૂપવાન્ હોય તોપણ કદરૂપો, એવી તેમની બુદ્ધિ હોવી જોઇએ."

"પોતાની સ્ત્રી સાથેનો સંભોગ તે પણ નિયમીત, કાર્યાકારણ શાંતત્વ, એજ એમનો વેષ, સર્વ સાથે પ્રીતિ, અને ભાષણો."

વળી પુત્ર, "પૃથ્વિપર વાણિયાનો સર્વ ઠેકાણે પ્રવેશ હોવો જોઈએ, તેને જોયા બરોબર ગોળના ગાંગડા પ્રમાણે વિશ્વાસ ઉત્પન્ન થવો જોઇએ."

હે પુત્ર, "કોઇ પણ કારણથી રાજ વિરૂદ્ધ કામ કરીએ તો, દુર્જનને હાથ છિદ્ર લાગી, તેના વડે તેમને અંદર પેસવાનો સંભવ હોય છે."

આ જગમાં દુર્જન હમ્મેશાં, પુરૂષોને નિર્દોષ હોય તોપણ તેનાપર દોષ સ્થાપિત કરે છે, અને ખરેખરો દોષ નજરે પડયા પછી, તો તેમને મોટો આનંદ થાય છે. રાજકન્યાનો અભિલાષ કરવામાં પણ, સ્વજાતિ વિરૂદ્ધ, સ્વધર્મ વિરૂદ્ધ, અને રાજ વિરૂદ્ધ, એ ત્રણ દોષો ઉઘાડા સ્થાપિત થાય છે. શિવાય, દ્રવ્યનો નાશ, દુષ્ટનો આનંદ, અપયશ, પરાભવ, સ્વજનોને તથા પોતાને દુઃખ, અને કુકર્મોવડે અધર્મ." અભયચંદ્ર—આપ આવી તસદી શાવાસ્તે લો છો? હું તેવા કર્મો કોઇ દિવસ કરવાનો નથી. જેના વડે મનુષ્યને લાજ, અથવા જેથી તમારી બે આબરૂ થાય તેવા અકૃત્યો, હું પ્રાણ જતાં પણ કોઇં દિવસ કરીશ નહિ.

હે સુપુત્ર, શાબાસ, શાબાસ, એમ બોલી તેણે તેના મસ્તકપર હાથ મુકયો, અને કહ્યું, "પુત્ર, તેં સારા કૃત્યો કર્યાં એટલે તને કોણ બોલનાર છે?" પછી શયનગૃહમાં જઈને વાણિક પુત્ર અત્યંત દિલગીર તથા શરમિંદો થઇ વિચાર કરવા લાગ્યો.

પિતાજીને મારા અપરાધની શીરીતે ખબર પડી? અને મારી અપકીર્તિ સાંભળી હજુ સુધી હું પણ અંહિજ રહેલો, છું.

લોકોમાં જેના ગુણોની તુલના થાય છે તે પુરૂષને અનહદ સુખ પ્રાય છે, પરંતુ જેના અપરાધો ઉઘાડા પડે છે, તેને મરણ આવે છે, પરદેશમાં નાશી જવું પડે છે.

આ મારી મોટી અપકીર્તિ (ખરી અગર ખોટી) મારાથી સંભળાઇ શકાશે નહિ, માટે અંહિ બીલકુલ રહેવું ન જોઇએ એવો વિચાર કરી થોડી રાત્ર બાકી રહે, પોતાના મિત્રોને પણ ન જણાવતાં તે વણિકપુત્ર ફક્ત બે વસ્રો સાથે બહાર

પડશે અને પોતાની આબરૂ મેળવી નામ પ્રખ્યાત કરવાના હેતુથી, સમુદ્ર ઉપરના વેપારિઓ સાથે ઉત્તર કિનારાપર શ્રી વર્ધનપુરમાં ગયો ત્યાં વેદમાર્ગી સર્વ લોકોમાં પોતાનું સ્વરૂપ પ્રગટ કરી, નગરના લોકોની આંખોમાં આનંદ ઉત્પન્ન કરી તેમ; નામાં રહ્યો. ત્યાં ક્ષુધાથી અતિશય વ્યાકુળ થવાથી, એક કંદોઈની દુકાનમાં જઈ નાના પ્રકારના ખાવાના પદાર્થ તૈયાર કરાવ્યા. તે વણિક પુત્ર ગુરૂ અને દેવને નમસ્કાર કરી જમવા વાસ્તે બેસવાનો એટલામાં, તપથી જેનું સર્વ શરીર શોસાઈ ગયું છે, અને જે શાંતિરૂપ અમૃતનો સાગર છે એવો અરિદમન નામનો એક મુનિશ્રેષ્ટ, મહિના સુધી કરેલા અપવાસ વૃતના પારણા કરવાના હેતુથી ફરતો ફરતો ત્યાં આવ્યો. ત્યારે ઉદાર ચિત્ત એવા તે મુનિરાજને જોઈને, વણિક પુત્રના અંગપર રોમાંચ ઉભાં થયાં અને વિચાર કરવા લાગ્યો કે, ઘણા દુઃખ વિસ્તારથી વ્યાપ્ત એવા આ ચલાચલ સંસારમાં મને દાન કરવાને વાસ્તે, સત્પાત્ર મલ્યાથી હું પોતાને ધન્ય સમજું છું. નવું તાજું તૈયાર કરેલું અત્યંત શુદ્ધ એવું આ અન્ન આપવાને યોગ્ય છે, અને મારી શ્રદ્ધા અધિકાધિક વધતી જઈ, તે આપવા વાસ્તે મારૂં મન તૈયાર થયું છે. વગેરે ભાવના શુદ્ધ પરિણામોથી યુક્ત થઇ પાત્ર તૈયાર કરી તે સર્વ અન્ન વણીકપુત્રે મુનીને અર્પણ કર્યું. તે નિઃસ્પૃહા ન્તઃકરણ મુનીએ આપનારના પુણ્યને વિઘ્ન ન આવે અને અન્ન શુદ્ધ છે એમ જાણી તે લીધું. મુનીશ્વરને દાન આપી, અભયચંદ્ર પણ તેના ચરણકમળ ધુળથી પોતાના કપાળનો પ્રદેશ મલીન કરી તેને નમસ્કાર કર્યો. તે તપસ્વી ગયા પછી દેવવાદ્યો વાગવા લાગ્યા અને સુગંધોદકથી મિશ્ર એવી પુષ્પ વૃષ્ટિ થઈ. તે પછી દેવોએ હર્ષથી, સત્પાત્રે દાન આપ્યાના પ્રભાવથી મણિ રત્ન સુવર્ણની વૃષ્ટિ કરી. તે મણિ રત્ન સુવર્ણ સર્વ એક જગાએ ભેગું કરી, વિપત્તીમાં પડેલા સર્વ લોકોને સાધારણ બનાવી દીધા (તેનો લાભ સર્વને આપ્યો) પછી તે પોતાના પુણ્યવડે નાના પ્રકારના લોકોનાં સંબંધમાં રહી, વેપારીઓ સાથે અનેક પ્રકારનો વેપાર શરૂ કર્યો. આણી તરફ જે રાત્રે તે પોતાના ઘરમાંથી બહાર નીકળી ગયો, તે રાત્રીની સવારે પુત્ર કોઇ પણ ઠેકાણે ન દેખાયાથી માબાપ શોક કરવા લાગ્યા. હાય હાય ! વત્સ અભયચંદ્ર ચંદ્રકુમુદ સમૂહને છોડીને જાય, તે પ્રમાણે અમને શોકમાં નાખી અને આંખો મીચાવાનો પ્રસંગ લાવી ક્યાં નીકળી ગયો ? વીગેરે વીલાપો કરી તે વારંવાર મૂર્છા પામવા લાગ્યા, અને પોતાના દુઃખથી નગરીને પણ દુઃખી કરી નાખી પછી ગુણચંદ્ર રાજાએ તે હકિકત લોકો પાસેથી સાંભળી ત્યારે તે પણ પોતાની સ્ત્રીયોસહ તેના દુઃખથી દુઃખી થયો. કન્યાના અંતઃપુરમાં જયશ્રી હતી, તે પણ વણિક પુત્ર નીકળી ગયાના સમાચાર જાણી એકદમ મૂર્છા આણી, પૃથ્વિ પર પડી ત્યારે સખિયોએ થંડો પવન નાખી અને ચંદન વગેરે લગાડી ઘણી મહેનતે તેને સાવધકરી; તો પણ તે ફરી ફરીથી મૂર્છિત થવા લાગી. પછી સખિયોએ અનેક 'યુક્તિ પ્રયુક્તીથી તેને સાવધ કરી, અમે તેનો તપાસ કરાવીએ છીએ એમ કહ્યું. એ પ્રમાણે પ્રથમ જયશ્રીને કહી સાવધ થયા પછી તેને ઘણા પ્રકારનો બોધ કર્યો.

જયશ્રી—અમસ્તા મને શું શીખવો છો, એજ મારો પતિ છે, કાંતો તેણે મારા શરીરની ઇચ્છા રાખવી, નહિ તો અગ્નિએ રાખવી. એવો તેનો પાકો નિશ્ચય જોઇ. ગુણચંદ્ર રાજા પુત્રિના દુઃખવડે હમેશાં સર્વ ઠેકાણે વણિક પુત્રનો શોધ કરવા લાગ્યો. ઘણા દિવસ પછી ગુણચંદ્ર રાજાને તેનો પતો મળ્યો, ત્યારે તેણે પોતાનો એક માણસ તેના તરફ મોકલ્યો તેની સાથે ધનદેવ શેઠે પણ પોતાના એક મનુષ્યને મોકલ્યો તે બન્ને એ ઘણા પ્રકારે અભયચંદ્રને સમજાવ્યો પણ તેણે આવવાનું કબુલ કર્યું નહિ. ગમે તેવો જવાબ આપી તે બન્નેને પાછા મોકલી દીધા, અને પોતે ઘણા વહાણો તૈયાર કરવા. મુસાફરીના સાધનો સાથે, ખરીદ કરેલો માલ ભરી, પૂજ્ય પૂજા કરી, પોતાની મંડળીસહ કુટાહદ્રિપમાં જવાના ઉદ્દેશથી તે વણિક પુત્ર વહાણપર ચઢયો, અને જળમાર્ગે ચાલ્યો. પવન અનુકૂળ હોવાને લીધે તે જલદી સમુદ્રનો રસ્તો કાપી કુટાહદ્રિપના કાંઠે પોતાના માણસો સહ ઉતર્યો સર્વ માલ ઉતારી રાજાની મુલાકાત લેઇ, પછી તે વેપારીનો નાયક ત્યાં વેપાર કરવા લાગ્યો. પોતાની ઇચ્છા પ્રમાણે પૈસો ન મળવાથી મનમાં ઉદાસ થઇ, તે નાકાપતિ ઘણી વખત સુધી ચિંતા સમુદ્રમાં નિમગ્ન થઇ રહ્યો. વણિક પુત્ર અભયચંદ્રને આવી સ્થિતીમાં જોઇ કામકાજ કરવા સારૂં ઘરમા રાખેલા સોમદત્તે કહ્યું; "હે સ્વામી ન્ કોઇ અધીરા માણસ પ્રમાણે વચમાંજ તું આવો વિચાર કેમ કરે છે! ધૈર્યવાન પુરૂષોને આ એક વેપાર સ્મૃદ્ધિદાયક થાય છે. આ જગમાં દૈવરૂપ વાયુના યોગે કરી વ્યાપારરૂપ વહાણોથી દારિદ્ર સમુદ્રને પુરૂષ પાર તરે છે. અમે કહીએ છીએ એવો વેપાર તો સાહસથીજ સિદ્ધ થાય છે, કે જેના વડે કરી લક્ષ્મી દાસ પ્રમાણે ત્વરિત પોતાના તાબામાં વર્તે છે.

મહારાજ, અનંત રત્નોથી સંપૂર્ણ એવા રત્નશિખ નામના દ્વિપમાંથી રત્નોથી ભરેલું એક વહાણ આજજ નિર્વિઘ્ને આવી પહોચ્યું છે" ત્યારે અભયચંદ્ર બોલ્યો એમ છે? તો હવે ત્યાં જઇ, તે તરફથી આવેલાને તે બાબતની સર્વ બાતમી પૂછી લેવી" ત્યાં જઇ તેણે તે રત્નથી ભરેલ વહાણ જોયું, ત્યારે તેમાંના રત્નોની કાંતિથી આકાશમાં લાખો ઇંદ્ર ધનુષ્યો નિર્માણ થએલા દીઠા. તેણે તે વેપારીઓને પુછયાથી વેપારીઓએ તે બેટની સર્વ માહિતી આપી, ત્યાં પૃથ્વીપર પડેલા અનેક રત્નો જડે છે. તે સર્વ બેટ ક્રુર પશુઓથી ભરેલો છે. ત્યાં રત્નો રાત્રીના ઉત્તરાર્ધમાં વીણી લેવા પડે છે. તે બેટ પૂર્વ સમુદ્રની વચમાં છે, દક્ષિણ દિશા તરફથી જઇ બાર મહિને માણસ તે બેટમાં પહોચે છે.

અભયચંદ્ર—હવે જલદી મુસાફરીના સામાન સહ વહાણો તૈયાર કરો, રત્ન શિખર નામે દ્વિપમાં જવાનો મારો નિશ્ચય થયો છે, જળ માર્ગમાં લાગનાર સર્વ સામાન ઉત્તમ રીતે તૈયાર કરી તે વહાણમાં ભર્યો. અને પોતાના માણસોને પણ જલદી વહાણપર ચઢાવી દીધા. તે વણિક પુત્ર એક વર્ષ પછી બેટના મુખ પાસે પહોંચ્યો, પ્રથમ તેણે પોતાના સર્વ પરિવારને વહાણપરથી નીચે ઉતાર્યો. અને પછી પોતે ઉતરી તેમની પછવાડે દોડતો જવા લાગ્યો, એટલામાં તેણે પોતાના લોકોનો

પડયો અને પોતાની આબરૂ મેળવી નામ પ્રખ્યાત કરવાના હેતુથી, સમુદ્ર ઉપરના વેપારિઓ સાથે ઉત્તર કિનારાપર શ્રી વર્ધનપુરમાં ગયો ત્યાં વેદમાર્ગી સર્વ લોકોમાં પોતાનુ સ્વરૂપ પ્રગટ કરી, નગરના લોકોની આંખોમાં આનંદ ઉત્પન્ન કરી તેમ; નામાં રહ્યો. ત્યાં ક્ષુધાથી અતિશય વ્યાકુળ થવાથી, એક કંદોઈની દુકાનમાં જઈ નાના પ્રકારના ખાવાના પદાર્થ તૈયાર કરાવ્યા. તે વણિક પુત્ર ગુરૂ અને દેવને નમસ્કાર કરી જમવા વાસ્તે બેસવાનો એટલામાં, તપથી જેનું સર્વ શરીર શોસાઈ ગયું છે, અને જે શાંતિરૂપ અમૃતનો સાગર છે એવો અરિદમન નામનો એક મુનિશ્રેષ્ટ, મહિના સુધી કરેલા અપવાસ વ્રતના પારણા કરવાના હેતુથી ફરતો ફરતો ત્યાં આવ્યો. ત્યારે ઉદાર ચિત્ત એવા તે મુનિરાજને જોઇને, વણિક પુત્રના અંગપર રોમાંચ ઉભાં થયાં અને વિચાર કરવા લાગ્યો કે, ઘણા દુઃખ વિસ્તારથી વ્યાપ્ત એવા આ ચલાચલ સંસારમાં મને દાન કરવાને વાસ્તે, સત્પાત્ર મલ્યાથી હું પોતાને ધન્ય સમજું છું. નવું તાજું તૈયાર કરેલું અત્યંત શુદ્ધ એવું આ અન્ન આપવાને યોગ્ય છે, અને મારી શ્રદ્ધા અધિકાધિક વધતી જઈ, તે આપવા વાસ્તે મારૂં મન તૈયાર થયું છે. વગેરે ભાવના શુદ્ધ પરિણામોથી યુક્ત થઇ પાત્ર તૈયાર કરી તે સર્વ અન્ન વણીકપુત્રે મુનીને અર્પણ કર્યું. તે નિઃસ્પૃહા ન્તઃકરણ મુનીએ આપનારના પુણ્યને વિઘ્ન ન આવે અને અન્ન શુદ્ધ છે એમ જાણી તે લીધું. મુનીશ્વરને દાન આપી, અભયચંદ્ર પણ તેના ચરણકમળ ધુળથી પોતાના કપાળનો પ્રદેશ મલીન કરી તેને નમસ્કારકર્યો. તે તપસ્વી ગયા પછી દેવવાદ્યો વાગવા લાગ્યા અને સુગંધોદકથી મિશ્ર એવી પુષ્પ વૃષ્ટિ થઈ. તે પછી દેવોએ હર્ષથી, સત્પાત્રે દાન આપ્યાના પ્રભાવથી મણિ રત્ન સુવર્ણની વૃષ્ટિ કરી. તે મણિ રત્ન સુવર્ણ સર્વ એક જગાએ ભેગું કરી, વિપત્તીમાં પડેલા સર્વ લોકોને સાધારણ બનાવી દીધા ( તેનો લાભ સર્વને આપ્યો) પછી તે પોતાના પુણ્યવડે નાના પ્રકારના લોકોનાં સંબંધમાં રહી, વેપારીઓ સાથે અનેક પ્રકારનો વેપાર શરૂ કર્યો. આણી તરફ જે રાત્રે તે પોતાના ઘરમાંથી બહાર નીકળી ગયો, તે રાત્રીની સવારે પુત્ર કોઇ પણ ઠેકાણે ન દેખાયાથી માબાપ શોક કરવા લાગ્યા. હાય હાય ! વત્સ અભયચંદ્ર ચંદ્રકુમુદ સમૂહને છોડીને જાય, તે પ્રમાણે અમને શોકમાં નાખી અને આંખો મીચાવાનો પ્રસંગ લાવી કયાં નીકળી ગયો ? વીગેરે વીલાપો કરી તે વારંવાર મૂર્છા પામવા લાગ્યા, અને પોતાના દુઃખથી નગરીને પણ દુઃખી કરી નાખી પછી ગુણચંદ્ર રાજાએ તે હકિકત લોકો પાસેથી સાંભળી ત્યારે તે પણ પોતાની સ્રીયોસહ તેના દુઃખથી દુઃખી થયો. કન્યાના અંતઃપુરમાં જયશ્રી હતી, તે પણ વણિક પુત્ર નીકળી ગયાના સમાચાર જાણી એકદમ મૂર્છા આવી, પૃથ્વિ પર પડી ત્યારે સખિયોએ થંડો પવન નાખી અને ચંદન વગેરે લગાડી ઘણી મહેનતે તેને સાવધકરી; તો પણ તે ફરી ફરીથી મૂર્છિત થવા લાગી. પછી સખિયોએ અનેક યુક્તિ પ્રયુક્તીથી તેને સાવધ કરી, અમે તેનો તપાસ કરાવીએ છીએ એમ કહ્યું. એ પ્રમાણે પ્રથમ જયશ્રીને કહી સાવધ થયા પછી તેને ઘણા પ્રકારનો બોધ કર્યો.

જયશ્રી—અમસ્તા મને શું શીખવો છો, એજ મારો પતિ છે, કાંતો તેણે મારા શરીરની ઇચ્છા રાખવી, નહિ તો અગ્નિએ રાખવી. એવો તેનો પાકો નિશ્ચય જોઇ. ગુણચંદ્ર રાજા પુત્રિના દુઃખવડે હમેશાં સર્વ ઠેકાણે વણિક પુત્રનો શોધ, કરવા લાગ્યો. ઘણા દિવસ પછી ગુણચંદ્ર રાજાને તેનો પતો મળ્યો, ત્યારે તેણે પોતાનો એક માણસ તેના તરફ મોકલ્યો તેની સાથે ધનદેવ શેઠે પણ પોતાના એક મનુષ્યને મોકલ્યો તે બન્ને એ ઘણા પ્રકારે અભયચંદ્રને સમજાવ્યો પણ તેણે આવવાનું કબુલ કર્યું નહિ. ગમે તેવો જવાબ આપી તે બન્નેને પાછા મોકલી દીધા, અને પોતે ઘણા વહાણો તૈયાર કરવા. મુસાફરીના સાધનો સાથે, ખરીદ કરેલો માલ ભરી, પૂજ્ય પૂજા કરી, પોતાની મંડળીસહ કટાહદ્વિપમાં જવાના ઉદ્દેશથી તે વણિક પુત્ર વહાણપર ચઢયો, અને જળમાર્ગે ચાલ્યો. પવન અનુકૂળ હોવાને લીધે તે જલદી સમુદ્રનો રસ્તો કાપી કટાહદ્રિપના કાંઠે પોતાના માણસો સહ ઉતર્યો સર્વ માલ ઉતારી રાજાની મુલાકાત લેઇ, પછી તે વેપારીનો નાયક ત્યાં વેપાર કરવા લાગ્યો. પોતાની ઇચ્છા પ્રમાણે પૈસો ન મળવાથી મનમાં ઉદાસ થઇ, તે નાકાપતિ ઘણી વખત સુધી ચિંતા સમુદ્રમાં નિમગ્ન થઇ રહ્યા. વણિક પુત્ર અભયચંદ્રને આવી સ્થિતીમાં જોઇ કામકાજ કરવા સારૂં ઘરમા રાખેલા સોમદત્તે કહ્યું; " હે સ્વામી ન્ કોઇ અધીરા માણસ પ્રમાણે વચમાંજ તું આવો વિચાર કેમ કરે છે! ધૈર્યવાન પુરૂષોને આ એક વેપાર સ્મૃદ્ધિદાયક થાય છે. આ જગમાં દૈવરૂપ વાયુના યોગે કરી વ્યાપારરૂપ વહાણોથી દારિદ્ર સમુદ્રને પુરૂષ પાર તરે છે. અમે કહીએ છીએ એવો વેપાર તો સાહસથીજ સિદ્ધ થાય છે, કે જેના વડે કરી લક્ષ્મી દાસ પ્રમાણે ત્વરિત પોતાના તાબામાં વર્તે છે.

મહારાજ, અનંત રત્નોથી સંપૂર્ણ એવા રત્નશિખ નામના દ્વિપમાંથી રત્નોથી ભરેલું એક વહાણ આજજ નિર્વિઘ્ને આવી પહોચ્યું છે" ત્યારે અભયચંદ્ર બોલ્યો એમ છે? તો હવે ત્યાં જઇ, તે તરફથી આવેલાને તે બાબતની સર્વ બાતમી પૂછી લેવી" ત્યાં જઇ તેણે તે રત્નથી ભરેલ વહાણ જોયું, ત્યારે તેમાંના રત્નોની કાંતિથી આકાશમાં લાખો ઇંદ્ર ધનુષ્યો નિર્માણ થએલા દીઠા. તેણે તે વેપારીઓને પુછયાથી વેપારીઓએ તે બેટની સર્વ માહિતી આપી, ત્યાં પૃથ્વીપર પડેલા અનેક રત્નો જડે છે. તે સર્વ બેટ ક્રુર પશુઓથી ભરેલો છે. ત્યાં રત્નો રાત્રીના ઉત્તરાર્ધમાં વીણી લેવા પડે છે. તે બેટ પૂર્વ સમુદ્રની વચમાં છે, દક્ષિણ દિશા તરફથી જઇ બાર મહિને માણસ તે બેટમાં પહોચે છે.

અભયચંદ્ર—હવે જલદી મુસાફરીના સામાન સહ વહાણો તૈયાર કરો, રત્ન શિખર નામે દ્વિપમાં જવાનો મારો નિશ્ચય થયો છે. જળ માર્ગમાં લાગનાર સર્વ સામાન ઉત્તમ રીતે તૈયાર કરી તે વહાણમાં ભર્યો. અને પોતાના માણસોને પણ જલદી વહાણપર ચઢાવી દીધા. તે વણિક પુત્ર એક વર્ષ પછી બેટના મુખ પાસે પહોંચ્યો, પ્રથમ તેણે પોતાના સર્વ પરિવારને વહાણપરથી નીચે ઉતાર્યા. અને પછી પોતે ઉતરી તેમની પછવાડે દોડતો જવા લાગ્યો, એટલામાં તેણે પોતાના લોકોનો

સમુદાય પાછો ફરતો દીઠો. તમને શો ભય ઉત્પન્ન થયો? અરે તમે આમ કેમ દોડો છો? એમ પૂછવાથી તે લોકો વણિક પુત્રને કહેવા લાગ્યા. અહિ ભય કોઇ પણ પ્રકારનો નથી પરંતુ સૂર્યના પ્રખર કિરણોથી માહા રત્નો પ્રજવલિત થઇ તપી ગયા છે, તે તાપ અમારાથી સહન થતો નથી. હે સ્વામિન્, તમે અહિંજ રહો; કારણ આગળના ભાગમાં ઉદય પામેલા અનેક સૂર્યો પ્રમાણે ઘણા રત્નોનું અત્યંત દુઃસહ તેજ છે.

અભયચંદ્ર—અરે ખરી વાત છે મને પ્રથમજ લોકોએ કહ્યું હતું કે રાત્રિના ઉત્તરાર્ધમાં રત્નો વીણી લેવા પડે છે. ફરીથી હર્ષથી બોલ્યો કે, જો દૈવ અનુકુળ હશે તો મારા કુળમાં દરિદ્રતા કોઈપણ વખત રહેવાની નથી.

તે સર્વ લોકો રત્નના તેજના જવાળાથી દઝાઈ ગયાથી, સમુદ્રના પાણીમાં ડુબકી મારી વહાણપર ચઢી બેઠા. તે દિવસ ગયો અને રાત્રિનો પ્રથમ ભાગ પણ નીકળી ગયો ત્યારે તે વહાણનો માલિક વણિક પુત્ર પરિવાર સહ નીચે ઉતરી બેટમાં ફરવા લાગ્યો. આવી રીતે અભયચંદ્ર વાણિયો ત્યાં રત્ન પરિક્ષક પુરૂષને સાથે રાખી, તેની પાસેથી દરેક દિવસે, નાના પ્રકારના રત્નો એકઠા કરાવવા લાગ્યો. અનેક પ્રકારનાં રત્નોથી વહાણો ભરાયા પછી, તેણે સ્વદેશમાં જવાની તૈયારી કરી. જે રાત્રિએ વહાણો ભરવાના હતા, તે રાત્રે ક્ષેત્રાધિપતિની પૂજા કરવા સારૂં પોતે નીચે ઉતર્યો. કારણ ત્યાંનો એવો રીવાજ હતો કે, એકલા વહાણના માલિકે અપવાસ કરી, નીચે ઉતરી તેણે ક્ષેત્ર દેવતાની પ્રથમ પૂજા કરવી જોઇએ. વહાણનો માલીક દેવતાની પૂજા કરી આવે નહિ, ત્યાં સૂધીમાં બીજા કોઈપણ વેપારીએ કીનારાપર પગ મૂકવો નહિ. આ હેતૂથી અભયચંદ્ર પણ જરા આગળ ગયો, અને ત્યાં ક્ષેત્ર દેવતાની પૂજા કર્યા પછી, એક કરૂણધ્વનિ તેના કાને પડયો. "હે ગુણકર, હે નાથ, હે હાર સંજ્ઞ શિરોમણિ તું ફક્ત સ્વપ્ન પ્રમાણે દર્શન આપી અકસ્માત્ છાનોમાનો ક્યાં જતો રહ્યો? હરહર, તારાપર પ્રેમ રાખ્યો માટે દુર્જનોએ મને અહિં આણી, તો હે નાથ, કૃપા કર અને મને દિન અબળાને દર્શન આપ, હે સ્વામીન આપને મોકલ્યા પછી ઘડીવારમાં હું દીન થઈ ગઇ; એ ઉઘાડુંજ છે કે સૂર્ય અસ્ત થાય છે એટલે પદ્મિનીમ્લાન થઇ જાય છે."

આવી રીતે નાના પ્રકારે કોઈ એક સ્ત્રીનું રૂદન શ્રવણ કર્યાથી, તેનું ચિત્ત વિંધાઇ જઈ, પરદુઃખથી દુઃખી થનાર એવો તે વણિક પુત્ર આગળ ચાલ્યો. ત્યાં આગળજ એક સાત માળનો ભવ્ય મહેલ જોઇ, તેમાંથી નીકળતા વિલાપના શબ્દો સાંભળતો સાંભળતો, તે આગળ ચઢવા લાગ્યો. પછી સાતમા માળ ઉપર, દુઃખિત થયેલી અને મોઢાપર વસ્ત્ર ઓઢી લીધેલ, એવી એક સ્ત્રી પલંગપર બેઠેલી તેના જોવામાં આવી.

અભયચંદ્ર—(તેને જોઇ) તું કોણ? કોની સ્ત્રી? અંહિ એકલી કેમ રડે છે? તારી સર્વ હકીકત મને કહે.

સ્ત્રીએ મનમાં એવો વિચાર કર્યો કે, અંહિ કોઈ પણ પુરૂષોને પ્રવેશ થાય નહિ, તો આ કોઈ પણ રાક્ષસ, ભુત, અગર પિશાચ હોવો જોઇએ. જો આ મને પાપિણીને ખાઇ નાખશે તો તેનું કલ્યાણ થશે, એજ વીચાર કરી તે મ્હોઢેથી બોલી, "અરે રાંક્ષસ, તું મને જલદી ખાઈજા.

વણિકપુત્ર—હું ભુત નથી, અગર રાક્ષસ નથી. પરંતુ મનુષ્ય છું. (ઉજ્જઇનીમાં રહેનાર વાણિયાનો પુત્ર) પ્રથમ શ્રી વર્ધનપુરમાં, અને પછી કુટાહદ્વિપમાં ગયો હતો અને ત્યાં રત્નો વિશેષ છે એમ જાણી આવ્યો છું. "હું ઉજ્જઈનીનો રહેનાર" એટલા વાકયો સાંભળતાજ એકદમ તેણે પોતાના મ્હોંપરનું લુગડું કાઢયું અને રૂપ અને લાવણ્યથી સુંદર એ વાતે અભયચંદ્રને જોયો, ત્યારે બાલ કુમુદિની પ્રમાણે તેનું મુખ પ્રફૂલ્લિત થયું પોતાના સૌંદર્યથી ઘણાને જીતી લે એવી તે સ્ત્રીને અભયચંદ્રે જોઈ, ત્યારે તેની આંખો આનંદાશ્રુ જલથી ભરાઈ આવી આજ તે ગુણચંદ્રની કન્યા જયશ્રી શું? દૈવયોગથી ગમે તેવી રીતે તેનો મેળાપ અંહિ થશે શું? અથવા જે રાજાના પ્રાણથી પણ અધિક પ્રિય તેનો આ બેટમાં અને સમુદ્રમાં આત્રવાનો સંભવ કયાંથી? અથવા નિશ્ચય રહિત એવા ઘણા વિચારો કરવામાં શો લાભ છે? આનેજ પૂછીએ એટલે તે મારા શંકાનુ નિવારણ કરશે "ખરૂં કહે ડર રાખીશ નહિ" એ પ્રમાણે અભયચંદ્ર બોલ્યા પછી તે બોલી, 'હે ડાહ્યા મનુષ્ય હું પણ ઉજ્જયીની નગરીમાંજ રહેનારી છું.' આગળ ઉભેલો મનુષ્ય તેજ કે શું? અગર તેના જેવો બીજો કોઇ છે? એવા હર્ષથી અને દિલગીરીથી ફરી તે સ્ત્રીએ મૌન ધારણ કર્યું. બીક દેખાડીને બોલવાથી પણ સ્ત્રીયો તે પુરૂષ સામે બોલવાને શરમાય છે અને કૂળવાન સ્ત્રીયો તો પરપુરૂષ સાથે બોલતીજ નથી. ઈત્યાદિ વીચારોથી તે દિલગીર થઇ પોતાની મૂખચર્યા સંતાડી દીધી.

અભયચંદ્ર—કૃશોદરિ, આજ રાતરે અમારા વહાણો જવાના છે, તો ચાલ, તને ઉજ્જઈની નગરીમાં લેઈ જઈશું ગુણચંદ્ર રાજાનો કન્યા જયશ્રી તો નથી? તેણે "તેજ હું" એમ બોલ્યા પછી વણિક પુત્ર ફરીથી બોલ્યો. હું ધનદેવ શેઠનો પુત્ર છું, મારૂં નામ અભયચંદ્ર છે. હું અંહિ વેપાર અર્થે આવેલો છું, મને તું ઓળખતી નથી કે શું?

પરસ્પરની બરાબર નિશાનીયો મળી નિશ્ચય થયા પછી, તે બન્નેને એ ઠેકાણે વિસ્મયાનંદથી ઘણા વિચારો ઉત્પન્ન થયા પછી અભયચંદ્રે પુછયું કે "તારૂં અહિં આવવું કેવી રીતે થયું?" તેણે ઉત્તર આપ્યો. "હું ઘેર સુતેલી હતી તેવામાં વિદ્યાધર મને ઉચકી અંહિ લાવ્યો છે. અંહિ આણી પોતાની વિદ્યાવડેનિર્માણ કરેલા આ મહેલની અંદર રાખી તે વિદ્યાધર લગ્નની તૈયારી કરવા સારૂ ગએલો છે. તે પાપી વિદ્યાધર હરએક પ્રયત્નથી અંહિ આવશે તો તે દુષ્ટાત્મા તને અને મને બન્નેને ખાસ અપકાર કરશે. તને ફક્ત માન્ય કરવા સારૂજ હું રહેલી છું તો મને જે કાંઇ પ્રાપ્ત થએલું છે તે થાઓ,' પરંતુ પ્રિય દુર્લભ એવા તમને જરા પણ વિઘ્ન ન પડવું જોઈએ." અભયચંદ્ર—ભદ્રા, વેગથી ચાલ તરતજ આપણે જળમાર્ગથી ચાલતા થઈશું.

પ્રત્યક્ષ કેવળ લક્ષ્મી એવી તે જયશ્રીને લઈને તેના લાભથી મનમાં આનંદિત થતો, તે મોટા વહાણુપર ચઢ્યો પછી એક ખલાશી પોતાના આયુષ્યનો ક્ષય થવાથી મરી ગયો હતો, તેને તે બુદ્ધિવાન વણિક પુત્રે મહેલની પાસેની બાજુએ લઈ જઇ ચિતાપર મુકી બાળી નાખ્યો પાછો આ વિઘ્ન ન કરે માટે વિદ્યાધરના ડરથી તે વિદ્યાધરને ફસાવવા સારૂ અભયચંદ્રે આ પ્રપંચ કર્યો. પછી તેણે સર્વ વહાણો ભર્યા અને અનુકુળ પવનથી પાછા કટાહબેટમાં ગયા. ત્યાંથી તે શ્રી વર્ધનપુરમાં જઈ પહોંચ્યો, અને ત્યાં તેણે સ્વજન મંડળી સહ પોતાના પિતાને આવેલો જોયો. પરસ્પર કુશળ વાતોના પ્રશ્નોથી સંતોષ પામેલા તે પિતાપુત્રને તે વખતે ઘણો આનંદ થયો.

પુત્ર—આપણો રાજા કુશળ છે ને?

શેઠ—મહારાજ તમારા દુઃખથી દુઃખી થયો છે.

પછી તેણે જયશ્રીની સર્વ હકિકત કહી. તેના વડે શેઠના મનમાં ઘણો આનંદ થયો. પછી વણિક પુત્રે માલ ઉતારી રત્નના પર્વત પ્રમાણે ઢગલા કર્યા, તે જોઇ પિતાને ઘણી નવાઇ લાગી. તે સર્વ દ્રવ્ય, અભયચંદ્ર અને જયશ્રીને લેઇ તે ધનદેવ શેઠ પોતાના નગર તરફ જવા નીકળ્યો. કોઈ પણ ઠેકાણે મુકામ ન કરતાં, રસ્તામાં નિર્વિઘ્નપણાથી તે સર્વ ઉજ્જઇનીમાં આવી પહોંચ્યા. તેઓના આવ્યાની ગુણચંદ્ર રાજાને ખબર પડવાથી, તે નગરજનો સહ વણિક પુત્રની સામો ગયો. અને તેનો મોટા ભપકાથી નગરની અંદર પ્રવેશ કરાવ્યો, ત્યારે નગરના લોકો વણિક પુત્રની સ્તુતિ કરવા લાગ્યા. વણિક અને વણિક પુત્ર બંનેને રાજા પોતાના ઘેર લેઇ ગયો. અને કન્યા જયશ્રીને વણિક પુત્રને અર્પણ કરી બોલ્યો.

રાજા—હે અભયચંદ્ર કુમાર, તારૂં નામ અન્વર્થક છે; તું એમ સમજ કે તારા પુણ્ય પરિપાકથી તેં આને જીતી છે, તને તારા પિતાએ બોધ કર્યો ત્યારે તું આને દૂર નાખી ચાલી ગયો; પરંતુ ત્યાં પણ આ કન્યા, તેના નશીબાનુસાર તને પ્રાપ્ત થઈ. એમ બોલી રાજાએ સુમૂહુર્ત્તપર જયશ્રી અને વણિક પુત્ર બંનેનો હસ્ત મેળાપ કરાવી આપ્યો. પછી અભયચંદ્ર સ્વર્ગમાંના દેવ પ્રમાણે રાણી સાથે, વિષય સુખનો ઉપભોગ કરવા લાગ્યો. ઘણા કાળ સુધી તે બંને સુખ ભોગવતા હતા, તેવામાં જયશ્રીએ પુણ્યનું આચરણ કરનાર એવા એક પુત્રને જન્મ આપ્યો. આગળ એક દિવસે અભયચંદ્ર બાહારના જંગલમાં જતો હતો, તેવામાં વચમાં એક સ્ત્રીનું મડદું પડેલું તેના જોવામાં આવ્યું. દુઃખ ઉત્પન્ન કરનાર, અને ખરાબ એવી તે સ્ત્રી કળા જોઈ (ચેહેરો જોઇ) ગભરાઇ, સ્ત્રી રૂપના સ્વરૂપ બાબત વિચાર કરવા લાગ્યો. આના અવયવો પ્રથમ પ્રેમાગ્નિ દીપક હતા, તેજ આ અવયવો હવે મૂઢને બણ વૈરાગ્ય ઉત્પન્ન કરે છે. જુવાનીના ભર જોરમાં હતી ત્યારે, વિષયિજનોના પ્રેમના કારણ ભૂત હતી; હવે તેના અવયવો સુજી ગયાં છે એટલે તેજ તેમના વૈરાગ્યનું કારણ થઇ પડી. નર્કને નમાવનાર એવા કામિજનોએ આ સ્ત્રીને અડકવું, તેના કરતાં કુત્રાઓ ભયથી આ સ્ત્રીને અડકે તે સારૂં, પરંતુ નરકને નમાવનાર એવા નિઃશંક કામિજ-

નોએ અડકવું સારૂં નથી, આણે પણ જે દેહ સારૂં પાપ કર્યું છે, તે દેહ અહિં રઝળતો પડયો છે; અને તે તો બીજે કોઈ ઠેકાણે (યોનીમાં) ગઇ.

જીવદેહને સારૂ અનેક પાપો કરે છે, પરંતુ પરિણામે જેવો કુમિત્ર તેવો તે મૂળથીજ અસાર છે. ઘડીકમાં બગડનાર આ દુષ્ટ દેહનું રક્ષણ પુત્ર, ભાર્યા, બંધુ, મિત્ર કોઇ પણ કરતું નથી.

માટે ઘડીવાર ટકનાર આ શરીરનું સુખ ધર્મ તરફ લગાડી હું મારા બંને જન્મનું સાર્થક કરીશ. વગેરે વિચારો કરતો કરતો અભયચંદ્ર તે બાહ્ય ઉપવનમાં ફરતો હતો, તેવામાં એક મુનિ જમીનપર બેઠેલો તેના જોવામાં આવ્યો. તેની પાસેથી ધર્મ શ્રવણ કરી, પુત્ર કલત્ર વગેરેનો સ્નેહ અને પત્નીએ મને છોડી મોટા આદરથી તેની પાસે પ્રવ્રજયા (સન્યાસ) લીધી. પછી તીવ્ર તપશ્ચર્યા કરી, ક્ષીણરાગ અને પછી વિરક્ત થઈ, મરણ પામ્યો. તે પછી પ્રાણુત-કલ્પમાં એક મોટો દેવ થઇને રહ્યો પછી જયશ્રી પણ પતિના વિયોગથી વિરક્ત અને શાંત થઇ પોતાની બેહેન પાસે પ્રવ્રજયા લઇ તપ કરવા લાગી. તેપણ સમાધી યોગથી દેવલોક પામી, તેજ પ્રાણુતકલ્પમાં પૂર્વે સ્નેહ સંબંધથી સ્વર્ગમાં તેનો દેવરૂપ મિત્ર થઇને રહી. આવી રીતે તે બન્ને પ્રાણુતકલ્પની અંદર મિત્રરૂપ દેવ શ્રેષ્ટ થઇ વીશસાગર આયુષ્ય આનંદથી પુરૂં કર્યું.

પછી અભયચંદ્રનો જીવ સ્વર્ગમાંથી નીચે પડી, આજ ભરતક્ષેત્રમાં લક્ષ્મીનું સ્થાન એવી અયોધ્યા નગરીમાં, સિંહરથ નામના રાજાની ભુવનશ્રી નામની ભાર્યાને પેટે, ઈંદ્રિ સ્વપ્ન પડયા ઉપરથી, ઈંદ્રિદત્તના નામથી અવતીર્ણ થયો. પછી તે રાણી શુભ દિવસે શુભ લક્ષણથી યુક્ત એવો પુત્ર પ્રસવી સિંહરથ રાજાએ દાસ, દાસી, નગર લોક અને મિત્રોનો આનંદ વધારનાર એવા પુત્ર જન્મનો ઉત્હાસ કર્યો. એક મહિના પછી પૂજ્ય પૂજા પૂર્વક તેણે પુત્રનું ઇંદ્રદત્ત નામ સ્પષ્ટ રીતે પાડ્યું. અને પયપાનથી રાત્રિ દિવસ એનું એવી રીતે પાલન કર્યું કે, તે કલ્પવૃક્ષ પ્રમાણે ફળ આપનાર થયો બોંતેર કળાઓમાં પ્રવિણ થઇ, અને તેને પરમાર્થનું પણ સારૂં જ્ઞાન થઇ, રૂપ સંપતિનું સ્થાન એવી યૌવન દશામાં આવી પહોંચ્યો. તે પોતાના વેરી નૃપોના મનમાં આડા પથ્થર પ્રમાણે રહી પોતાના ગુણોથી પોતાના તથા પારકા દેશોમાં વિખ્યાત થયો.

આણી તરફ જયશ્રીનો જીવ પણ દેવલોકમાંથી નીકળી આજ ભરતખંડમાં રાજગૃહ નામના નગરમાં, ગૌડદેશ ભૂપતીના મહેન્દ્ર નામના મહેલમાં વિનયવતી રાણીના પેટે કન્યારૂપે અવતીર્ણ થયો. તે કન્યાનું નામ મહેંદ્ર લક્ષ્મી પાડ્યું તે યૌવનદશામાં આવ્યા પછી, તેના બાપે મોકલેલો એક દૂત અયોધ્યા નગરીમાં ગયો.

ચોપદારે વધીં આપ્યા પછી, તે રાજસભામાં પેઠો, અને સિંહરથ રાજાને નમન કરી બોલ્યો.

**દુત**—તને પુષ્કળ પ્રજા થઇ, અને તું ઘણી પ્રજાનો સ્વામી પણ છે, તથાપી આ દ્વારા કુમાર સરખુ પ્રજા રત્ન તને, પહેલાં થયું નથી ને થવાનું પણ નથી.

હે, નરેંદ્ર, આકાશ પ્રમાણે તું તેજસ્વી પદાર્થોને રહેલાનું ઠેકાણું છે, તોપણ પ્રતાપી સૂર્ય તે એક તારો પુત્રજ. શું કહું ? રત્નાકર ખરો, તેમાંથી પણ હરિવક્ષ સ્થળને અલંકાર ભૂત એવા કૌસ્તુભ મણિ શિવાય બીજું ઉત્તમ રત્ન ઉત્પન્ન થયું નહિ. રાજા, વધારે કહીને શું કરવું છે ? તું આ ઇંદ્રદત્તના વડે કરીને ધન્ય છે, અને શત્રુને અસાધ્ય છે. મહીપતિ, મહેંદ્રપાળ રાજાએ તારી પાસે મને જે કાર્ય સારૂં મોકલેલો છે તે તું શ્રવણ કર.

તે ગૌડભૂપતીને, વિનયવતીથી થએલ, રૂપમા દેવી પ્રમાણે, એવી મહેંદ્રલક્ષ્મી નામની કન્યા છે. તે કન્યાએ એક વખતે બંદિજનોના મુખમાંથી ઇંદ્રદત્ત કુમારના નિર્મળ ગુણ સમુદાયને શ્રવણ કર્યાં. તે દિવસથી તે તેના ગુણો સાંભળવાને એકાગ્રચિત્ત થઈ, તેના મનમાં ઇંદ્રદત્ત વગર બીજો પુરૂષ નથી. કાવ્ય રચના કરવામાં, બોલવામાં, અગર ચિત્રો કાઢવામાં, આ તારો પુત્ર તેના મનમાં ભરાઇ ગયો છે. બીજો કોઇ પુરૂષ નહિ. એવો પુત્રિનો અભિપ્રાય સખીયો માર્ફત તેની માને જણાયાથી, તેણે ઇંદ્રદત્તને તે કન્યા આપવા સારૂ રાજા પાસે વિનંતિ કરી. રાજાએ પણ કહ્યું "આનું પ્રેમ છે, તે યોગ્ય સ્થળે છે. આ કન્યા કલ્પલતા કલ્પવૃક્ષપર ચઢો" પછી પ્રધાન સાથે વિચાર કરી સ્વામિ ગૌડભૂપતિએ કન્યા આપવાના હેતુથી મને અહિં મોકલેલો છે. હવે આ ઉપર જેવી આપની મરજી. એ પ્રમાણે દૂતે કહ્યા પછી સિંહરથ રાજા યુક્તિ પૂર્વક બોલવા લાગ્યો.

ભાર્યા, વિદ્યા, સુખ, દુઃખ, સ્નેહ, લક્ષ્મી, આ સંબંધના મનુષ્યના કામો પ્રથમ દૂત મોકલીનેજ નક્કિ કરવામાં આવે છે. ત્યારે ગૌડભૂપતીનો સંબંધ કોણ કબુલ નહિ કરે ? માત્ર હું પુત્રને ત્યાં મોકલવાનો નથી, તેને વરવા વાસ્તે કન્યાએજ અહિં આવવું જોઇએ.

**દૂત**—પાછળના વેરભાવને સંભાળીશ નહિ, સર્વ જગત્ તારા પુત્રના ભયથી ગભરાઈ જઇ સુખથી નિંદ્રા પણ લેતું નથી. સૂર્યનો ઉદય થતો નથી ત્યાંસુધી અંધઃકાર વધતો જાય છે, તેનો એકવાર ઉદય થયો એટલે, અંધારૂં પણ નથી હોતું, અને બીજો કોઈ તેજસ્વી પણ નથી હોતો.

વગેરે ઘણા દૃષ્ટાંતોથી રાજાને સમજણ પાડી દૂતે સર્વ કૃત્યો તેની પાસેથી કબૂલ કરાવ્યાં પછી ઘણી મિત્રમંડળીને ઈંદ્રદત્ત સાથે આપી શુભ દિવસ જોઇ તેને લગ્ન સારૂ મોકલ્યો. પોતાના દેશની સરહદ પર ઘણું સૈન્ય રાખી, અને કેટલુંક સૈન્ય સાથે લઈ તે રાજગૃહ પુરમાં ગયો. તેના આવ્યાની વાત ખબર પડી એટલે રાજાએ પોતાના નગરમાં ઉત્તમ શોભા કરાવી, મોટા સન્માનથી વરનો નગરીની અંદર પ્રવેશ કરાવ્યો. સિંહરથ રાજા પુત્ર વિયોગથી કૃશ થઈ દુઃખથી મનની અંદર હુમ્મેશ પુત્રનું સ્મરણ કરવા લાગ્યો. પુત્રની કુશળતા કહેનાર તે તરફથી કોઈ જ આવતું નથી, એવી પહેલાના વેરના સંબંધની શંકા રાજાના મનમાં આવી તેથી તે દુઃખિત થવા લાગ્યો આવી રીતે સિંહરથ રાજા તદન અસ્વસ્થ થઇ રહ્યો હતો, એટલામાં ધુળથી સર્વાંગ મલીન થઇ ગએલું, એવો વાયુમિત્ર નામનો લેખવા

હક એકા એક ત્યાં આવ્યો, અને નમસ્કાર કરી નીચે બેઠો ત્યારે રાજાએ તેને પૂછ્યું.

રાજા—અરે વાયુમિત્ર, મારા પુત્રની કુશળતા કહે, તું હમણા અતિશય ગભરાએલો અને ચિંતાતુર કેમ દેખાય છે?

વાયુમિત્ર—પુત્ર કુશળ છે ફક્ત ગૌડ ભૂપતિએ સારૂ કર્યું નહિ હે ભૂપતિ, પોતાના દેશના સરહદ ઉપર સૈન્ય મૂકી, અને સાથે થોડું સૈન્ય લઇ કુમાર રાજગૃહ પુરમાં પહોંચ્યો ઇંદ્રદત્ત કુમારના સંબંધમાં, જે કરવાનું યોગ્ય હતું તે સર્વ ગૌડ રાજાએ વિધિ પ્રમાણે કર્યું. પછી હે રાજા, મહેંદ્રલક્ષ્મી અને શ્રીઇંદ્રદત્ત એમનો વિવાહ સુમુહુર્ત પર ગૌડરાજાએ મ્હોટા ઠાઠમાઠથી કર્યો. વિવાહ કૃત્ય આટોપ્યા પછી, પ્રધાને તે ગૌડરાજાને એકાંતમાં વિનંતિ કરી કે, "સ્વામિન્ આ બાહુ બળવાળો, સ્વારી કરનાર અને પ્રતાપી ઇંદ્રદત્ત આપણને એક મોટો શત્રુ થયો છે, અને એકજ હદમાંના શત્રુના સંબંધમાં આંખ આડા કાન કરવા સારા નહિ, આ અહિં છે ત્યાં સૂધી તમને સુસાધ્ય છે, બીજે ઠેકાણે આ તમારાથી સચવાશે નહિ, એમ સમજી હે મહારાજ, જે યોગ્ય દેખાય તે પ્રમાણે કર આ એક બાહુ બળશાળી, પછી તમને ઝપાટાથી ઉપાડી એક છત્રી પૃથ્વી અવશ્ય ભોગવશે."

રાજા—કુલીનને આ પ્રમાણે કરવું યોગ્ય નથી. કોઇ પણ શત્રુ આપણે ત્યાં આવ્યો એટલે અવધ્ય છે. તો આને તો દુત મોકલી જમાઇ કરી બોલાવી લાવ્યા છીએ તેનો આપણા પર વિશ્વાસ છે; એવો સજ્જન હોઇ, તેની અંદર કોઇ પણ દોષ જણાયો નથી, અને ગુણોથી પણ શ્રેષ્ટ છે હે મંત્રિ, જો તેના મનમાં દ્રેશ જણાઇ આવતો નથી, તો તે ઉપકાર કરવાને યોગ્ય છતાં, તેના પર એકદમ અપકાર શી રીતે કરવો?

સુમતિ મંત્રી—રાજા મારૂં બોલવું સાંભળ રાજ્ય કહ્યું એટલે તેનું પાલન કરવું, કુબુદ્ધિ પુરૂષને હમ્મેશા કઠણજ છે.

વેશ્યાના યૌવન પ્રમાણે રાજ્ય પર સર્વણી આંખ (ઇચ્છા) અને સર્પ યુક્ત મંદિર પ્રમાણે આ સર્વ પ્રકારે સભય છે, સ્વભાર્યા પ્રમાણે આનું હમ્મેશા પ્રયત્નથી રક્ષણ કરવું જોઇએ, વેશ્યાની સંગતી પ્રમાણે આનો વિશ્વાસ કરવો યોગ્ય નથી પરંતુ આપણો હોય તેની સાથે પણ દુર્જનત્વનું આચરણ કરવું, સર્પે ડંશ કરેલો અવયવ જો કે આપણો હોય, તો પણ તેને કાપી નાખવાથી મનુષ્ય ચિરાયુ થાય છે હે રાજા પ્રથમ તો ઘણું સારૂં પણ પરિણામે બહુ ભયંકરૂ એવું આ શત્રુકૂળ એનો નાશ કરવોજ જોઇએ. આ પ્રમાણેના ભાષણોથી રાજાનું મન ચલિત થયું, અને કુમારના સારૂ અનેક ઉપાયોની યોજના કરવા લાગ્યો.

ત્યાં મદના નામની એક દાસી મહેંદ્રશ્રીની સખી છે, તેનાપર સુમતિ આશક હોવાને લીધે તે તેણીની પાસે એકાંતમાં સર્વ બિના કહેતો હતો. કોઇપણ કામ જે દિવસે જેવી રીતે કરવાનું ઠર્યું હોય તે સુમતિ મદના પાસે કહેતો હતો મદના પણ મિત્રત્વના હકથી મેહેંદ્રલક્ષ્મી પાસે સર્વ વાતો કહેતી અને તે અતિ પ્રિતીસહ ઇન્દ્રદત્ત કુમારને કહેતી.

કુમાર પણ મૂળથી હોશિયાર અને તેમાં શત્રુનું દુષ્ટ આચરણ જણાયાથી તે કોઈપણ ઉપાયે શત્રુ તરફથી ફસાયો નહિ મહેંદ્રશ્રી—સ્વામીન્, હમણા બાહારના ઉપવનમાં નૃપાસનની ડાબી બાજુએ એક યોગ્ય આશન માંડી મુકેલું છે. તેની નીચે ખેરના લાકડાના ધગધગતા અંગારાથી ભરેલો એવો એક ખાડો છે તો હે પ્રિય પાત, યમનું કેવળ મુખ એવા તે આસનપર તમે બેસતા નહિ. આ પ્રમાણે કુમારે સાંભળી લીધું, પછી રાજા પ્રથમથીજ પોતાના આસનપર બેશી, ઇંદ્રને સભામાં ન બોલાવતા તેવી બુદ્ધિથી તે આસનપર બેસાડવાના હેતુથી બોલવ્યો ત્યાં જતાજ છીંક થઈ, તે સાંભળી કુમારે તે આસનનો ત્યાગ કર્યો બીજે દિવસે દસ મારાઓ નીમ્યા હતા તેમનો પણ નાશ કર્યો. તેને બીજે દિવસે કુમારની પત્ની તેને કહેવા લાગી, "તમને મારવા સારૂ ચોકસ ઉપાયની યોજના કરવામાં આવી છે, હે સ્વામિ આજથી પાંચમાં દિવસે, પિતા અશ્વશાળામાં જઈ વિપરીત શિક્ષણ આપેલો એવો એક ઘોડો તમને બેસવા સારૂ આપનાર છે તે ઘોડો તમને એકલાયેજ અરણ્યમાં લઇ જશે, અને રાજાએ ત્યાં પોતાનું સૈન્ય તૈયાર કરી રાખેલું હશે. હે પ્રિય પતિ, તે સૈન્યમાં જઇ તમે પડયા એટલે તાબડતોબ એવું કરો કે તેની લુચ્ચાઇ તત્કાળ તેના માથાપરજ પડે ત્યારે ઇંદ્રદત્તે તે સાંભળી પોતાના ગુપ્ત પુરૂષોને મોકલ્યા અને પોતાના દેશના સરહદ ઉપર રાખેલું સૈન્ય બોલાવી લીધું.

પછી કુમારને ઠરેલા દિવસે ઘોડાપર બેસવા સારૂ બોલાવ્યો ત્યારે કુમારે મનમા વિચાર કરી પોતાના લોકોને ફરમાવ્યું કે અરે તમો રાણીને લઇને જ્યાં શત્રુનું તથા અમારૂં સૈન્ય એકત્ર ઉભું છે ત્યાં જલદી ચાલો.

એમ બોલી તે કુમાર ત્યાં (અશ્વશાળામાં) ગયો. રાજાએ તેને વિપરીત શીક્ષણ આપેલો એવો એક ઘોડો તેને આપ્યો. તેપર ચઢી કુમારે તે ઘોડાને વેગથી છોડયો. તે ઘોડો ઘડીવારમાં તેને એક મોટા અરણ્યમાં લઈ ગયો ત્યાં કુમારની પ્રબળ સેનાએ તે ગૌડભૂતના સર્વ સૈન્યનો નિકાલ લગાડી દીધો શત્રુ સૈન્યની આવી સ્થિતિ જોઇ કુમારરાજ પોતાની સેના સાથે મળી ગયો. ત્યારે તે સૈન્ય તેની આસપાસ (રક્ષણાર્થ) ઘેરો ઘાલી ઉભું રહ્યું. બીજો પરિવાર પણ મહેંદ્રલક્ષ્મી લઇ નિર્વિઘ્નપણે ઇંદ્રદત્ત પાસે આવી પહોંચી, આવી રીતે લઢાઇ કરી રાજગૃહપુરને ઘેરો ઘાલી, પોતાનું સર્વ નગર પોતાના તાબામાં લઈ પછી તેણે મને અંહિ મોકલ્યો.

તેનું ભાષણ સાંભળી રાજા મનની અંદર ઘણો ખુશી થયો અને પોતાના પુત્રના વખાણ કરી એમ બોલ્યો કે, "વાયુમિત્ર, ફરીથી જા, અને પુત્રને જલદી લેઈ આવ, પુત્ર દર્શનામૃતની ઈચ્છાથી હું ઘણો વ્યાકુળ થએલો છુ."

બાપની આજ્ઞાથી વાયુમિત્ર, ત્યાં ગયો પછી પોતાના ભીમ નામના સેનાપતિને ગૌડદેશમાં મુકી સર્વ લોકોને શિક્ષણ આપી શત્રુ પક્ષના લોકોને મારી કુમાર ભાર્યા સહ પોતાના પિતાની પાસે આવ્યો મહેંદ્રશ્રીસહ પિતાના ચરણને

વંદન કરી અને પોતાના કર્તવ્યો કરી કુમાર આ લોકનું સુખ ભોગવા લાગ્યો મહેંદ્રલક્ષ્મી અને ઈંદ્રદત્ત એવા બંનેના પ્રેમમય અને સુખમય એવા કેટલાક દિવસો નીકળી ગયા. પછી કોઇ એક દિવસે કુમાર મહેલની બારીમાં બેઠો હતો, ત્યાં નગરમાંથી ઘણા લોકોને નીકળી જતા જોવા લાગ્યો ઈંદ્રદતે ઘણા અલંકાર ધારણ કરેલા એવા તે લોકોને જોઇ પોતાના દ્વારપાળને લોકોને બહાર જવાનું કારણ પુછયું.

દ્વારપાળ—મહારાજ આ સર્વ લોકો શહેરની બહાર રવિચંદ્ર ગુરૂ પાસે વંદનાર્થ જાય છે.

ઈંદ્રદત્ત—જો એમ હોય તો ઉતાવળ કરો આપણે પણ તે સાધુ શ્રેષ્ટનાં દર્શન કરવા જઇએ.

પછી તે, પત્ની, પિતા, માતા વગેરેને સાથે લઈ અત્યંત શુદ્ધભાવથી ગુરૂને નમન કરવાને ગયો ત્યાં દાખલ થઈ યથા વિધિ ગુરૂ ચરણનું વંદન કર્યું. ગુરૂએ આશિર્વાદ આપ્યા પછી તેની પાસેથી ધર્મોપદેશ શ્રવણ કર્યો.

આ જગત્માં કર્માધીન થઇ વર્તનારા જીવોને સર્વ દુઃખ છે, સુખની માત્ર કલ્પનાજ છે જેમ સુવર્ણ સારૂ આતુર થએલો માટીને પણ સોનું સમજે છે, તેમ આ સંસારમાં મોહથી ગાંડા થયેલા લોકો દુઃખને સુખ માને છે. કેટલાક સંસારનું આવું સ્વરૂપ જાણતા છતાં પણ હાથી પ્રમાણે આંખો મીચી વિષયમાંજ નિમગ્ન થાય છે. આ ભવ અરણ્યની અંદર તે હરણ પ્રમાણે દીન થઈ, આપ્ત થએલા મૃત્યુરૂપ વાઘ તરફ લક્ષ ન આપતાં નિરૂપયોગી થઈ નાશ પામે છે.

એટલા માટે હે લોકો, સર્વ દુઃખનો નાશ કરનાર એવા જીનધર્મ પર તમે પ્રીતિ કરો. આવો ધર્મોપદેશ શ્રવણ કરી કુમાર શુદ્ધ ચિત્ત થઇ બોલ્યો, "ભગવાન્ આપનું સર્વ કહેવું ખરૂં છે. મહારાજ પરમાર્થ પ્રકાશક આપનું ભાષણ શ્રવણ, કરી, મારા મનમાં પણ સંસાર વિષે વિરક્તિ ઉત્પન્ન થઈ છે જ્યાં સૂધી આપના જેવા પુણ્યવાન ગુરૂનો મેળાપ થતો નથી, ત્યાં સૂધી વૈરાગ્ય ઉત્પન્ન થએલ એવા પુરૂષોને પણ ઇષ્ટાર્થ સંસિદ્ધિ થતી નથી, હે વિભો, જો મારી યોગ્યતા હોય, અને આપની અતુલ કૃપા હોય, તો હે મુનિંદ્ર દુઃખનો નાશ કરનાર એવી પ્રવ્રજ્યા મને આપો.

ગુરૂ—સુખથી લે, (ઇચ્છાને) પ્રતિબંધ કરીશ નહિ, આ જગમાં વિશ્વોપકાર કરવાનો જ અમારો ધંધો છે.

પછી ઈંદ્રદત્ત કુમારે પોતાનાથી મોટાંની રજા લઇ મહેંદ્રલક્ષ્મી સહ તેમની પાસે વ્રત (પ્રવ્રજ્યા) લીધી. અત્યંત દુષ્કર તપ કરી, પોતાના શરીરને કષ્ટો આપી, છેવટે મરણ પામી અચ્યુત કલ્પમાં ઇંદ્રદત્ત મોટો દેવ થઇને રહ્યો. સાધ્વી મહેંદ્રલક્ષ્મી પણ વ્રતનું પાલન કરી છેવટે તે પણ મરણ પામી, અને તે જ દેવલોકમાં તેનો મિત્ર મોટો દેવ થઇને રહી, ત્યાં તે દેવરૂપ બંને બાવીસ અંતર આયુષ્ય પૂરૂં કરી, પછી ત્યાંથી પતન થઇ આજ ભરત વર્ષમાં ઉત્પન્ન થયાં. ઈ

હંસનો જીવ ચંપાનગરીના સૂરભૂપના શૃંગારવતી નામની ભાર્યાના પેટે અવતરી તું જ આ વીરસેન પુત્ર થયો. અને મહેંદ્રલક્ષ્મીનો જીવ નાશિક્યનગરના અધિપતિ જે વિચિત્રયશ રાજા તેની ચંદ્રશ્રી નામની કન્યાને રૂપે અવતર્યો.

હે વીરસેન મહારાજ, આ પછી તમારો પરસ્પર અખંડ પ્રેમ શી રીતે બંધાયો તે સર્વ પ્રત્યક્ષ તને ખબર છે. હે વીરસેન માટે અમે કહીએ છીએ કે તેં પૂર્વ જન્મમાં અહિં દિવ્ય મનુષ્યના સુખો નિરંતર ભોગવ્યા છે. ગુણરાજના જન્મથી આઠ જન્મ સુધી આ ચંદ્રશ્રી તારી સાથે ઉત્પન્ન અને સ્નેહ બદ્ધ થઇ તારી પત્ની થતી આવી છે. હે વીર તમારા બન્નેના સ્નેહ સુખનો ઉત્કર્ષ અધિકાધિક વધતો જશે. વીરસેન, જેમ અગ્નિ લાકડાથી અધિક સળગે છે, તેવો વિષય ચિંતન કરનારને આ કામ વધારે ભડકે છે. હે રાજા, આકાશમાંથી મેઘનિર્મુક્ત ઉદક અનેક નદીઓના મુખથી સમુદ્રમાં પેસે છે, તથાપિ તે તૃપ્ત થતો નથી, તેવીજ રીતે આ કામને મનુષ્ય નિરંતર સેવતો રહે, તોપણ અવિવેકથી તેને ઉત્તેજન મળી તે અધિકજ વધતો જાય છે.

હે ભૂપતિ, આજકાલ ગમે ત્યારે જો તું મનમાં વિવેક કરીશ તોજ તને વિષય વૈરાગ્ય ઉત્પન્ન થશે તે વગર થવાનું નથી. ધર્મનું આચરણ એજ વિવેકનું ફળ છે. જીનધર્મના પ્રભાવથી તારૂં સર્વ સિદ્ધ થશે. બીજા જન્મની વાત રહેવા દે, પરંતુ ગુણરાજના જન્મમાં નિર્દોષ એવા જીનધર્મના યોગે કરી સુખ પ્રાપ્તિ થઈ તે તને ફળ આપનાર થયો. તે રાજેંદ્ર, ગુણરાજના જન્મથી આગળના જન્મોમાં તું ઉત્તરોત્તર સુખ ભોગવવા લાગ્યો તો પણ તારી તૃપ્તિ થઇ નથી. નરકમાં રહેનાર પ્રાણિયો કરતાં પશ્વાદિ પ્રાણિયો સુખી, પશ્વાદિ કરતાં મનુષ્ય, મનુષ્ય કરતાં દેવ એ પ્રમાણે સર્વ ઉત્તરોત્તર સુખી છે.

આ સર્વ લોક કરતાં સિદ્ધ પ્રાણિ સુખી, કારણ જેના સુખને ત્રિલોકમાં પણ ઉપમા નથી. માટે હે વીર રાજા, આ સર્વોત્તમ સિદ્ધિ સુખ માટે બુદ્ધિમાન્ પુરૂષે ખંત રાખી મોટો પ્રયત્ન કરવો.

વીરસેન—આ વાત ખરી છે તેમાં કાંઇ પણ ફેર નથી, મોક્ષ સુખ સર્વ સુખમાં ઉત્તમ હોઇ પાછું તે અક્ષય છે. હે ભગવાન મારા મનમાં હમેશાં એજ છે, અને હવે તો તમારી આજ્ઞાથી ત કર્તવ્ય બુદ્ધિ એજ લીધું છે. પરંતુ હે, મુનિશ્રેષ્ટ મને આપની પાસે કોઇ એક વિનંતિ કરવાની છે કારણ તેમાં યોગ્ય શું, તે પૂજ્ય પુરૂષજ જાણે છે. હે મુનિશ્વર, સિદ્ધાંતે એમ સંભળાય છે કે, માબાપના ઉપકારનો બદલો આપવો કઠણ છે, અને ધર્માચાર્યનો તો વિશેષ કરી તેનાથી પણ કઠણ છે. હે ભગવન, સૂરસૂરીના સોગનથી હું મારા વિષે ખાત્રી કરી આપું છું કે, આ સંસારમાં મારા જેવો પુત્ર થયોજ નહિ હોય, જે મોટા પ્રયત્નથી સ્વલ્પતેજનો મૂર્ખ અને બીજાને પીડા આપનાર હોઇ જન્મથીજ માબાપને દુઃખ આપવાનેજ ઉત્પન્ન થયો છું. આ જગમાં જે થયા પછી વંશની વૃદ્ધિ અને કીર્ત્તિ થાય છે, અને માબાપને સંતોષ થાય છે તેજ પુત્ર છે. મારા સરખા પુત્ર નહિ. હે મુનિ તે

મારા માબાપો ગમે તેના અંહિ આવશે તો તેમને અને મને બંનેને આનંદ થશે. આ એક વિષય (મારી ઈચ્છાનો મનોરથ) રહી ગયો છે, બાકી આપની કૃપાથી વિવેક પ્રાપ્ત થયો, હવે મને રાજ લક્ષ્મી અને વિષયાસક્તિ એ વડે ઉત્પન્ન થનાર મોહ રહ્યો નથી. ભગવાન્ મુનિશ્રેષ્ટ પણ બોલ્યા કે, "આ જગમાં માબાપની જન્મગાંઠ કરે છે એ પણ રાજાનો ધર્મ છે. કારણ એમ કર્યાથી તેમનું સારૂં કલ્યાણ થાય છે. સર્વ ધર્મ કાર્યમાં તને નિર્વિઘ્ન રહો. એ પ્રમાણે તે જ્ઞાનિ મુનિ બોલ્યા પછી વીરરાજ બોલ્યો, "મહારાજ, ફરી આપના દર્શન આપવાની કૃપા કરવી" "ઠીક છે" એ પ્રમાણે તેને કબુલ કરી, તરતજ તે મુનિ શ્રેષ્ટો ત્યાંથી નીકળી ગયા. નરેંદ્ર પ્રભૂતિ તથા સભાસદો અતિશય આનંદિત થઈ પોત પોતાના ઘેર ગયા.

પછી વીરસેન નૃપતિ મિત્રોએ આપેલી વિદ્યા સાધ્ય કરી વિદ્યાધર સરખો થયો. અને શુભ દિવસે પ્રધાન વગેરે મંડળીને પૂછી, હાથમાં તરવાર લઇ મહારાજ વીરસેન બંધુદત્ત સહ પુષ્પક વિમાનમાં બેઠો અને પોતાના માબાપને લાવવા સારૂ ઘાતીકખંડમાં જવાના વિચારથી આકાશ તરફ ચાલ્યો.

તે વિમાનની અંદર બેઠેલા લોકોને પૃથ્વી ઘર જેવી, સમુદ્ર નાના તળાવ જેવો, અને પર્વત એક માટીના ઢગલા જેવો દેખાતો હતો. તે પુષ્પક વિમાન મનોવેગ પ્રમાણે ચાલતું હતું, તેવામાં બંધુદત્ત સમુદ્રના પાણી તરફ જોઇ બોલ્યો કે "આ સાગર તારા દર્શનથી સંતોષ પામી ખુબ ઉંચે ઉછળે છે, અને જાણે આનંદથી નૃત્ય કરતો હોય એમ જણાય છે. હે ભૂપતિ અગાધ સમુદ્રનો મધ્ય ભાગ દેખાય છે, કે જયાંથી હરીએ જેમ લક્ષ્મી, તે પ્રમાણે ત્યાંથી તેં રાણીને બહાર કાઢી હતી. આ દક્ષિણ બાજૂએ વૈજયંત નામનું બારણું દેખાય છે. જેમ આપણા મતથી (જૈનમતથી) સંસાર, તેમ વિમાનથી સાગરનું જલદી ઉલ્લંઘન કર્યું, કારણ કે, જો, કીનારાપર વનમાંના ઝાડો વગેરે દેખાય છે. આ પ્રમાણે તેઓ અરસ્પર એકબીજાને જગાઓનું વર્ણન કહેવામાં નિમગ્ન થયા હતા, એટલામાં તે વિમાન ઘાતીકખંડમાં આવી પહોંચ્યું. વિમાનમાં બેઠેલા હતા તેવામાં તે બન્નેએ ખડગ સહિત એક તુટેલો ભુજદંડ અકસ્માત આકાશમાં પડતો જોયો રાજા આશ્ચર્ય યુકત થયો, અને વિમાન પાસેજ હતું, તેથી તેણે તે હાથના પંજાથી પોતાના ડાબા હાથે તે ખડગરત્ન લેઈ લીધું. એટલામાં ડાબા હાથમાં મસ્તક, અને જમણા હાથમાં છરી લીધેલી, તથા જોરથી અધરોષ્ટ દાબી, ભ્રકુટિયો વક્ર કરી હોવાથી અને આધાર ન હોવાને લીધે તે પડતો હતો; તે પરથી તે ભૂમિચારી હતો એમ જણાઇ આવતું હતું, એવો એક પુરૂષ વિમાનનાતદન ઉંચેના માળમાં એકદમ પડયો. તે બન્ને એ તેને જલદી સાવધ કર્યો, ત્યારે આંખો ઉઘાડી ક્રોધથી ભયંકર થઈ વીરસેનતરફ જોવા લાગ્યો પછી ચંપાપતી બોલ્યો "તું કોણ આકાશમાંથી કેવી રીતે પડયો ? અને મનમાં અમારા પર રીસાયા જેવો કેમ દેખાય છે!" તે એકદમ ઉઠી હાથમાંનું મસ્તક નાખી દેઈ બોલ્યો "મારૂં ખડગ આપ નહિ તો મારી સાથે લઢાઈ કરવામાં તૈયાર થા."

વીરસેન—હે મહાત્મન્ હું કારણ શિવાય લઢાઇ કરતો નથી; ત્યારે તે પુરૂષે જવાબ આપ્યો કે "તેનું કારણ પ્રત્યક્ષ છતાં પણ તું ચોરી રાખે છે ?"

વીરસેન—અરે સાધુ, પ્રત્યક્ષ હોઇ મે શું ચોરી રાખ્યું ? તે ફરી બોલ્યો, "આ ખડગ તું સંતાડી મૂકે છે વધારે બોલીશ નહિ, મારૂં ખડગ આપ નહિ તો યુદ્ધ કર; ચતુરાઈના કૃત્યથી અમારૂં બોલવું ખંડિત થતું નથી.

રાજા—સજ્જનોની અંદર તારી તથા મારી તકરારનો ન્યાય થવો જોઈએ.

એ પ્રમાણે તેઓ વાદવિવાદ કરતા હતા એટલામાં વિદ્યાધર સમુદાય ત્યાં આવ્યો. ત્યારે વીરસેન બોલ્યો.

વીરસેન—આ આપણી આગળ વિદ્યાધર જાય છે, તેમની પાસેથી આપણ બન્ને ન્યાય કરાવીએ.

ખડ્ગ પુરૂષ—તને જેમ લાગે તેમ કર, ગમે તે રીતે મારે તો ખડ્ગ સાથે કામ છે.

પછી તે બન્ને વાદી પ્રતિવાદી મનમાં પોતાનો પક્ષ બળવાન ગણી વિદ્યાધર પાસે ગયા. તેમને વીરસેને કહ્યું.

વીરસેન—વિદ્યાધરો, મારી વાત સાંભળો. મેં આની પાસેથી ખડ્ગ લીધું નથી; પરંતું પુરૂષના (તુટેલા) હાથમાંથી લીધેલું છે.

ખડ્ગ પુરૂષ—હે સભાસદો, મારૂં સાંભળો, હું સૂતો હતો તેવામાં કોઇ મારૂં ખડગ લેઇ આકાશમાં ઉડયો. તે ઉડતો હતો તેવમાંજ તે ચોરને મેં પકડયો, અને તેની સાથે આકાશમાં અહિં સૂધી ચાલી આવ્યો. અહિં આવી તરતજ મારી છરીવડે તે પુરૂષનો હાથ તથા મસ્તક તોડી નાખ્યું. સભાસદો, ગમે તેટલું તોપણ હું પૃથ્વીપરનો પ્રાણી છું, આનું આ વિમાન અહિં જોયું, અને તેમાં ખડ્ગ રત્ન જોઈ, તે મારૂંજ હોવું જોઇએ એમ તેપર નિશાનીઓથી નક્કી કર્યું તે બાબતનો આની પાસે તપાસ કરી, માગું છું, આ તેની અને અમારી તકરાર છે.

તે વિદ્યાધરોએ તે તકરારનો સારી રીતે નીકાલ કરી વીરસેનને કહ્યું "હે ભૂપતિ, એ મહા ખડ્ગ એનું છે, તારૂં નહિ. કારણ આ પુરૂષ કહે છે કે મેં તેનો હાથ તોડયો, અને આ બાબતમાં તારૂં પણ એમ બોલવું છે કે, મેં પુરૂષના હાથમાંથી લીધું. ત્યારે નિઃસંશય એ મહા ખડ્ગ રત્ન એનુંજ છે, હવે એ વાતનો નિશ્ચય કરવો જોઇએ કે એનો ચોર કોણ ? સર્વ વિદ્યાધરોએ વિદ્યા બળથી તેની માહિતી મેળવી નિશ્ચય કર્યો કે, કંઈ ચોર નથી, પરંતુ આ કોઈ પરાક્રમી મહાત્મા છે. હા સમજ્યો, આજ ભરતખંડના જંબુદ્વીપમાં ચંપાપુરીનો અધિપતિ તુંજ છે, હે વીરસેન મહારાજ તારૂં સર્વ ઠીક છે.

વીરસેન—હું ચંપાપુરીનો પતિ નથી, પણ કોઇ એક ભીખારી છું, તમે સર્વ પ્રકારે મધ્યસ્થ થઇ જે બોલવું હોય તે બોલો વિદ્યાધરો, જો તમે કોઈ મારો પક્ષપાત કરશો તો તમને તમારા ગુરૂ તથા દેવના સોગન આપું છું.

વિદ્યાધરો—તું બીલકુલ ચોર નથી, અને તારો દોષ પણ નથી, કારણ તે પુરૂષના

હાથમાંથી લીધેલું છે. જે વિદ્યાધર ખડ્ગનો ચોર હતો તેને તો આણે મારી નાખ્યો. અને વિદ્યાધરની ઝંખનામાંજ, પોતાનું ખડ્ગ અહિં જોઈ તે તારી પછાડી લાગ્યો છે. હરકોઈ ગૃહસ્થાશ્રમી આકાશમાં અને જમીનપર પડેલી વસ્તુ ઉચકી લે છે, તે વસ્તુ વિષે જે નિસ્પૃહ હોય છે, તેઓ મુનિ અને મહાત્માઓ કહેવાય છે. વળી પાછો નીતિનો વિચાર એક બાજૂથીજ ન કરતાં દેશ, કાળ, અને પાત્ર એના બળના ધોરણથી કરવો જોઈએ. તું રાજા છે, પ્રજા સંબંધીની સર્વ કાળજી તને છે, અને પ્રજાએ તારો કાયદો તોડયો તો ફરી તેમની નીતિ બગડે.

હાથીએ સિંહનો એવો શો અપરાધ કર્યો છે કે, જેથી કરી સિંહ તેને મારી. તેના મસ્તકમાંનો મૌક્તિક સમૂહ પોતાના હાથથી ખેંચી લેછે.

ત્યારે આ સર્વ નીતિ, બાકીના લોકો સારૂ કરેલી છે. ચંપાધિરાજા, તમારા જેવા રાજાને આ લાગુ નથી. હે ખડગ પુરૂષ. પરાક્રમથી નહિ પણ, નમ્રતાથી તું માગી લે. એમ બોલી સર્વ વિદ્યાધરો પોતાના સ્થળે જતા રહ્યા પછી ખડગ પુરૂષે ક્રોધથી કોપાયમાન થઈ, રાજાને કહ્યું; "રે રે દુષ્ટ, દુરાચારી, નફટ, નિર્લજ્જ મનનો, તું ચોરી કર્યા બાબત ગુન્હેગાર છું, અને ચંપાનગરીના ઐશ્વર્યથી તને અભિમાન ચઢયું છે, તો આજે સર્વ પ્રકારે તને મારી નાખવો યોગ્ય છે તો હવે મનમાં વિચાર શો કરે છે? તરવાર હાથમાં લે, આજે મેં તને અટકાવ્યો છે, તો તારો છુટકારો થવો મુશ્કેલ છે."

ચંપાધિપતિ—તારી સાથે લઢવાની મારી ઈચ્છા નહોતી, અને તેટલાજ સારૂ હું ન્યાય કરાવવા ખોટી થયો. પરંતુ હે મહા કીર્તિવાન્, નીતિ વિરૂદ્ધ આચરણ કરિને પણ જો તારૂં સમાધાન થતું નથી; તો હવે બીજો ત્રીજો ઉપાય નથી, પણ તારી સાથે લઢાઈજ કરવી પડશે. પછી ખડગ પુરૂષે લઢવા વાસ્તે પૃથ્વીપર ઉતર એમ કહ્યાથી વીરસેનને એકદમ આવેશ આવી પૃથ્વીપર ઉતર્યો, અને તરતજ તે બંને કેડ મજબુત બાંધી, સમ અને કોમળ એવી પૃથ્વીપર બહુ યુદ્ધ ( કુસ્તી ) કરવા લાગ્યા તે મહા યોદ્ધા લઢતા હતા તે વખતે, તેમણે પોતાના દંડ ઠોકયા, તેના અવાજથી, સર્વ વનચર પશુઓ ગભરાઈ ગયા, અને ભવાં ચઢાયાથી તેમના ચહેરાઓ ભયંકર દેખાતા હતા, બંને યુદ્ધમાં કુશળ હતા. આ પ્રમાણે તેમનું યુદ્ધ ચાલી રહ્યું હતું, તેમાં પંદર દિવસ નીકળી ગયા. સોળમે દિવસે શ્રી વીરસેનને બંધુદત્તે વિનંતિ કરી કે, "યુદ્ધનાજ નાદમાં અંહિ કેટલા દિવસ રહેવાનો વિચાર છે? આપણને નગરમાં જવાને વાર થશે તો ત્યાંના કામો બગડશે, માટે બીજા ગમે તેવા ઉપાયથી લઢાઈનો છેડો આણો."

વીરસેન—આ કુશળ યોદ્ધો હમેશાં જુદી જુદી કળાઓથી યુદ્ધ કરે છે. તેથી મને ઘણું આશ્ચર્ય લાગે છે.

એ પ્રમાણે વાતો ચાલતી ચાલતી હતી એટલામાં તે ચંપાધિપતિ વીરસેને તરતપેલા ખડગ પુરૂષને ગારૂડપાશથી બાંધી પોતાના વિમાનમાં લઈ લીધો. અને મિત્રસહ વીરભૂપ પોતે પણ વિમાનપર ચઢયો, ત્યારે ઘડીવારમાં સંકલ્પિત-

અયોધ્યા નગરી જણાવા લાગી ત્રિલોકમાંના સુંદર પદાર્થો ભેગા કરી બનાવેલી એવી તે નગરી જોતા હતા, તો તેમની નજરે ઘણા લોકો બાહ્ય ઉપવન જતાં નજરે પડ્યા.

બંધુદત્ત—આ લોક ક્યાં જાય છે? અને નોકર ચાકરો આજુબાજુ દેખાય છે એવી આ રાજપત્ની સરખી સ્ત્રી કોણ હશે? તે સ્ત્રી દીલગીર થયા જેવી દેખાય છે, તો ઘણું કરી એના મનને ઘણું દુઃખ થએલું હોવું જોઇએ જો તેના દુઃખથી તેણીના સર્વ અવયવો ક્ષીણ થઇ દુર્બળ થઇ ગઈ છે. તેના શરીરપરથીજ જાણે ઉપવાસનું વ્રત ધારણ કર્યું હોય એમ જણાય છે. ભાર થાય નહિ માટે દાગિના પહેર્યા નથી તોપણ હાથમાં કંકણો દેખાય છે, અને કાજળ કુંકુમથી તે પોતાનું અવૈધવ્ય વ્યક્ત કરી આપે છે હે ભુદેવ જ્યાં તે જાય છે તે તરફ આપણે પણ જઈશું. એમ બોલી તેઓ ઉપવનના એક વૃક્ષ પાસે આવી પહોંચ્યા. વીરસેન મિત્રસહ વિમાનમાંથી નીચે ઉતર્યો, અને તે બાંધેલા પુરૂષસહ તે વિમાન આકાશમાંથી ઉતારી ત્યાંજ રહેવા દીધું. પછી રાજા મિત્રસહ આગળ ગયો. ત્યાં તેણે કેવળ સ્વરૂપ દમન નામનો સુરિ (મુનિ) જોયો. તે સુરીને વંદન કર્યા પછી પોતાના કપાળથી પૃથ્વીને સ્પર્શ કરી તે બંને શુદ્ધ ભુમિપર બેઠા પેલી રાજ પત્ની પણ તે સભામાં આવી અને યથાવિધી સુરીને વંદન કરી પરિવારસહ નીચે બેઠી તે સુરી સંસારનો સદ્‌ભાવ (સારા હોવાની ભાવના)નીરસ હોવાનું વ્યક્ત કરી સભાસદોને જીનોક્ત ધર્મ કહેવા લાગ્યો રાણીએ વાત કાઢતી વખતે મનમાં દીન થઈ ગુરૂને વિનંતિ કરી મહારાજ રાજાને પ્રવાસમાં ગયાને સોળ દિવસ થયા તો હે પ્રભુ આર્ય પુત્ર પૃથ્વીપર જીવતો છે કે નહી? ઘણા દુઃખોથી હેરાન થએલ મારો જીવ ફક્ત તમારા વાક્યોપર રહેલો છે. પુર્વે સ્વબંધુનો વિયોગ થયો પતિની બીજી પ્રતિમા એવો જે પુત્ર તેનો પણ વિયોગ થયો અને હવે જો પ્રાણપતિનો થશે તો માત્ર દુઃખના બોજાથી ભરેલું જે આ શરિર તે ધારણ કરવાને હું સમર્થ નથી હે કૃપાળુ દેવ હવે તો હું મરણની ઇચ્છા રાખુ છું. એટલામાં ત્યાં સભાની અંદર કોઈએ છીંક ખાધી, ત્યારે ગુરૂ બોલ્યા હે રાણી મનમાં ખેદ રાખીશ નહી, આ સંસાર દુઃખ રૂપજ છે, આમાં સુખ લેશ માત્ર પણ નથી વિષકૃમી પ્રમાણે જેને સંસારમાં સુખ લાગે છે પણ તે કેવળ કલ્પિત છે.

જેમ લોકોમાં એકાદ સ્ત્રી વીષે બીંબોષ્ટી, કુંદદશના, ચંદ્રવદના, ઇત્યાદી કલ્પનાઓ ખોટી છે તેમ સંસારમાં સુખની કલ્પના ખોટી છે એ વાત રહેવાદે પણ આ બીજી વાત પ્રત્યક્ષ જો હર! હર! દુઃખની વાત પુત્રે વેરી સમજી બાપને બાંધી મુકયો છે. પછી ગુરૂએ વીરસેનને કહ્યું રાજન્ મહારાજને વેરી સમજી તેં પોતે બાંધી મુકયા છે, તેમને જલ્દી લેઇ આવ.

આ વાકયો સાંભળી તે સુરપુત્ર ગાંડા જેવો થઇ ગયો, અને તરત ઉઠી સાશંક થઈ વિમાનમાંથી તે નરેંદ્રને સભામાં પેસતો જોઈ રાણી વગેરે સર્વ લોકને

સંતોષ થયો તે લોક પ્રીય સુરભૂપતી નમસ્કાર કરી સભામાં બેઠા પછી ગુરૂએ તેને પરમાર્થમય ભાષણો કહ્યાં.

"હે સૂરભૂપતિ સોળ દિવસ પોતાના પુત્ર સાથે લઢાઈ કરે છે, તે સૂરકુળમાં જન્મેલા તારા જેવાને યોગ્ય છે શું ? હે રાજન, તમારા જેવા મોટા અને વિવેકી જો મોહ પામે છે તો મને લાગે છે કે, તારો પુત્ર નાહનોજ છે, તેને શો દોષ આપવો? અરે બીજો કોઇ તો આઘો રહ્યો, પરંતુ પ્રાણપ્રિય પુત્ર પણ, જો બાપથી આ સંસારમાં ખેંચાઇ જાય છે, તો તે અજ્ઞાનતાને ધિક્કાર છે. હે મહારાજ, જેના શરીરના રક્ષણ સારૂ વખતપર ચંપાનગરીમાં મોટું યુદ્ધ કર્યું, તેને હવે તું પોતે કેવી રીતે મારવા તૈયાર થયો ? હિતની ઈચ્છાથી જેણે નવ મહિના પેટની અંદર ભાર વહ્યો. તે માતા પણ સ્વપુત્રને પરપુત્ર સમજે છે.

આ પુત્ર અજ્ઞાનતાથી મોહિત થઇ, જેની આજ્ઞાનો ભંગ થાય નહિ, એવા પૂજય પિતા સાથે ખડગ સારૂ લઢે છે. હે નરેશ્વર, આ વાત જેવી તમારા બંનેની વચ્ચે પ્રત્યક્ષ બની આવી છે, તેવીજ અંવ્યવસ્થા આ સંસાર ચક્રની અંદર સર્વ પ્રાણિયોની થાય છે. જેનો સંબંધ અનવસ્થિત ( અખંડપરંપરા સુધી ચાલવાનો ) એવા આ સંસારમાંની સર્વ અડચણો છોડી દઇ તું જીનધર્મ વાસ્તે ઉદ્યોગ કર."

સૂરસેન—ભગવાન્, શૃંગારવતીને પેટે વીરસેનના નામે થએલો પુત્ર તે આજ કે?

મુનીંદ્રે—"હા" એમ કહ્યા પછી, તે પિતા પુત્ર બન્ને પ્રેમમાં નિમગ્ન થઇ ઉઠી પરસ્પર આલિંગન આપવા લાગ્યા. પિતાની આજ્ઞાથી વીરસેન માતોશ્રીને પગે લાગ્યો, ત્યારે તેણે પણ આલિંગન આપી, જોરથી મસ્તકનું ચુંબન કર્યું. પછી રાજા, રાજ પત્ની અને સભાસદો એમની આંખો વીરસેન તરફ લાગી રહી, પછી સુરસેને પુછયું, "ભગવન્, આ પોતાની માતોશ્રીના હાથમાંથી પડયા પછી, આની શી વ્યવસ્થા થઇ તે મને દિવ્ય જ્ઞાનવડે કરી કહો. પછી તે મુનીંદ્રે વીરસેન ભૂપતિ રાણીના હાથમાંથી પડયો, ત્યારથી સર્વ હકિકત રાજાને કહી સંભળાવી. ત્યારે સૂરસેન રાજા પુત્રનું મહત્ ચરિત્ર શ્રવણ કરી પોતાને ધન્ય માની બોલ્યો.

સૂરસેન—જગમાં પુત્ર બાળક કરતાં ન્યૂન અગર તેમનાં જેવાજ થાય છે, પરંતુ ખરો પુત્ર એજ કે જે બાપને પણ જીતે છે. પુત્રે પોતાના મુખ્ય ગુણોથી, અને પરાક્રમોથી પિતાને જીત્યો, તેથી પિતાની કીર્તિ ત્રિલોકમાં વધતી જાય છે, પણ ઓછી થતી નથી. પછી મુનીને વંદન કરીને રાજાએ પુત્રસહ ગજેંદ્રાયનમાં ( હાથીની અંબાડીમાં ) બેશી પોતાની નગરીમાં પ્રવેશ કર્યો રાજાએ રાજ મહેલની અંદર પુત્રસહ સિંહાસન પર બેશી, સેંકડો મંગલ કૃત્યો કરાવ્યાં. તે સર્વને એકત્ર રહેવાનો યોગ આવ્યાથી , તેમનો હર્ષ વધતો જઈ, દેવોથી પણ વધારે સુખના દિવસો તેમણે પસાર કર્યા. પછી વીરસેને નરેશ્વરને વિનંતિ કરી કે, "પિતાજી હવે જંબુદ્વિપની ચંપાનગરીમાં ચાલો" પછી સૂરસેને અન્ય રાજકન્યાને પેટે થએલો રાજસેન નામના પુત્રને ત્યાંના રાજયપર બેસાડયો. સર્વ પરિવાર તેને સોંપી દીધા પછી શુભ દિવસે, શૃંગારવતીસહ જવાની ઈચ્છા કરતા હતા તેવામાં

ખગેશ્વર (ખેચર શ્રેષ્ટ) અશોક અને શેખર પોતાના વિમાન સમૂહથી સર્વ આકાશ પ્રદેશને આચ્છાદિત કરી ત્યાં આવ્યા. તે વિદ્યાધર સૈન્ય જોઇ "આ શું છે" એવો સૂરસેન રાજાએ પોતાના પુત્રને પ્રશ્ન કર્યો એટલામાં વજ્રબાહુ ત્યાં આવ્યો. પ્રથમ સુરસેનને, અને પછી વીરસેન મહાભૂપને વંદન કરી વિનયથી નમ્ર થઇ તે વજ્રભાહુએ વિનંતિ કરી કે, "તારી પાછળ જનાર આ અશોક અને શેખર છે, આ બન્ને દેવ અને વિદ્યાધરના અધિપતિ પોતાના સ્વામિ પાસે ગયા. હે રાજન્ તારા વિયોગાંધકારથી અંધ થએલ ભરતખંડમાં આપ જાઓ છો, હવે તમે બન્ને ત્યાં જશો એટલે સુર્ય ચંદ્ર જેવો પ્રકાશ થશે. (એવી આશા છે) પછી સુરરાજાએ વિવિધ ભોજનો અને વસ્રાલંકાર આપી વિદ્યાધરનું સર્વ પ્રકારે સન્માન કર્યું. સુરભૂપતિ, પુત્ર પત્ની અને બંધુદત્ત એ સર્વ સહુવેગથી વિમાનમાં ચઢી ચંપા નગરી તરફ ત્યારે બે લાખ યોજન દૂર એવા લવણોદધીને ઓળંગી, તારણો બાંધેલાં છે. એવી ચંપાનગરીમાં તેઓ આવી પહોંચ્યા.

પ્રથમ વાસુપૂજ્ય જીનને નમસ્કાર કરી, વિદ્યાધરોથી વેષ્ટિત એવો તે સુરસેન નગર લોકોનો આનંદ વધારતો ચંપાનગરીમાં પેઠો. પછી વીરસેન રાજા પિતૃ ભક્તીથી પ્રેરિત થઇ, પોતની શક્તિ અને ભક્તિના પ્રમાણમાં ઉત્સવ કરવા લાગ્યો પત્ની સહીત વૈતાઢયનો રાજા તેમજ વિદ્યાધર અને તેજ પ્રમાણે સ્ત્રિયો સહિત અડધા ભરતખંડના સર્વ રાજાઓ, સુરભૂપના આવ્યાના સમાચાર સાંભળી આનંદિત થયા. અને હાથમાં ઉત્તમ ઉત્તમ નજરાણા લેઇ, નિષ્કંપ એવી ચંપાનગરીમાં પ્રાપ્ત થયા સુરના આવવાથી જ્યાં ત્યાં અંધકારનો નાશ થયો. પુત્રસહ તે વહુ ચંદ્રશ્રી પણ મોટી ભક્તીથી સાસુની સેવા કરવામાં તૈયાર રહી સસરાના પગે લાગી આ જગત્‌માં અંગિકાર કરવામાં અત્યંત દૃઢ એવો તુંજ એક સ્વજ છે, એવી વિચિત્રયશરાજાની મહારાજાએ સ્તુતિ કરી. જેમ જેમ પુત્રની લક્ષ્મી, ઇંદ્રના કરતાં પણ વધારે છે એવું માતાપિતા જોવા લાગ્યા તેમ તેમ તેમના અંતઃકરણમાં હર્ષ માવો મુશ્કેલ થઈ પડયો.

પરસ્પરના સમાગમથી ઉત્પન્ન થએલ સુખનો તેઓ લાભ લેતા હતા. ત્યારે જાણે આનંદેજ તેમના દિવસો નિર્માણ કર્યા હોય એમ લાગતું, આવા આનંદમાં તેમનાં કેટલાક દિવસો નીકળી ગયા. પછી આગળ, જગને આનંદ આપનાર, પૃથ્વી પરની સર્વ વનસ્પતિનો પરમબંધુ એવો વસંતસમય પ્રાપ્ત થયો, જ્યાં ત્યાં પૃથ્વી વૃક્ષ પલ્લવોથી તરૂણ વયની થવાથી, મનુષ્ય તથા જનાવરોને ઘણો આનંદ આપતી હતી. મનુષ્ય લોકની વાત રહેવા દઇએ, પરંતુ પર્વત પણ સવિકાર થયા, અને પુષ્પિત થઇ ફુલપર બેઠેલા ભ્રમરના અવાજથી જાણે ગાયન કરતા હોય એ પ્રમાણે દેખાતું હતું એવી રીતે તે વસંતરૂપસિંહ કીશોર (સિંહનું બચ્ચું) પુષ્પ રૂપ નખોથી શિશિર રૂતુ રૂપ હાથીનું વિદારણ કરતું, અને કોયલોના મધુર ધ્વનિથી વિરહી મૃગોને વિશેષ ગભરાવ તું વનમાં ચારે તરફ સંસાર કરવા લાગ્યું. ચંદન

વૃક્ષ ઉપરથી ઉત્પન્ન થએલ, અને એલચીના પલ્લવોપર નાચનાર, અને પંપાજળનું આલિંગન કરનાર એવો મલયવાયુ ફુંકવા લાગ્યો; જ્યાં વૃક્ષો, પુલને ચોંટી રહેલા ભ્રમરના યોગથી, જાણે વસંતલક્ષ્મીની મોટી મોટી ઈંદ્ર નીલમણીની હારાવલી, ધારણા કરી હોય એ પ્રમાણે શોભવા લાગ્યા. દેવ મનુષ્યના સમૂહને જેણે લીલાથી જીતી લીધા છે. એવા મદનની જેની અંદર પૂજા થાય છે. ગંભીર રીતીથી ઉચ્ચારેલા પંચમ ધ્વનિથી મધુર ગીત જેની અંદર લોકો ગાય છે, જેની અંદર કામી પુરૂષો વિષય વાંછના તૃપ્ત કરે છે, એવો તે વસંતોત્સવ મને લાગે છે કે, લોકને કેવી રીતે અણગમતો થાય? મને લાગે છે (તેમને ગમવોજ જોઈએ). તે વસંત સમયમાં સુરસેન નરેંદ્રને, વીરસેને હાથ જોડી એવી વિનંતી કરી કે "જેવી રીતે તમારા આગમનથી પ્રજાજનો ઉત્સુક થયા છે, તેવીજ રીતે વસંતે પણ પૃથ્વિને સંતોષ આપ્યો છે. અને જાણે શીતજ્વરમાંથી મુક્ત થઇ ક્રીડા કરવાને ઉત્સુક થયા હોય એમ લાગે છે. હે ભૂપતિ, મોટા પુરૂષો એ પણ લોક ચિત્તાનુસાર, વર્તન કરવું જોઈએ, નહિંતો પ્રજાની રાજા તરફ વિરક્તિ (અપ્રીતિ) થાય છે. માટે આ લોકો ક્રીડા વાસ્તે ઉત્સુક થઈ, ઉજ્વલ વેષ ધારણ કરી બારણામાં ઉભા રહી, વનમાં જવા વાસ્તે તમોએ આગળ થવું એવી ઈચ્છા રાખે છે. "ઠીક છે" એમ કહી સુરસેન રાજા હાથીપર બેશી આગળ ગયો, અને પાછળથી વીરસેન પ્રધાન મંડળીસહ ઉદ્યાન ભૂમિમાં પ્રાપ્ત થયો. સુરભૂપતિએ વીરસેનાદિ લોકોને કહ્યું. "તમો સર્વ આ ક્રીડા કરો, હું બાગ જોતો અહિં ઉભો છું." એમ બોલ્યા પછી વીરસેન, બાકીના તાબાના રાજાઓ અને વિલાસિની સ્ત્રીયો એમની સાથે વનમાં ક્રીડા કરતો હતો. આણી તરફ સુરરાજા પોતાના બરોબરના રાજાઓ અને સુંગારવતી સહ ધનપુષ્પ નામના બાગમાં ફરતો હતો ત્યારે પલ્લફ નામનો વનપાળ આગળ આવ્યો, અને વૃક્ષ સમુહના જુદાજુદા ખાતરો અને તેમના નામો રાજાને કહેતો હતો. હે નરદેવ વિષયમાં મનુષ્ય તણાઈ જાય છે એમાં નવાઇ નથી પરંતુ એકેંદ્રિય એવા આ વૃક્ષોને પણ વિષયે જીતી લીધા છે, એ મોટું આશ્ચર્ય છે. કેટલાક વૃક્ષો સ્પર્શથી. કેટલાક રસોથી, કેટલાક ગંધથી, કેટલાક રૂપથી અને કેટલાક શબ્દોથી પુષ્ટ થાય છે. રાજન્ આપની પાસેજ આ કાંટા સળીયાનું ઝાડ છે તે જુઓ. તે તન્વંગીના પુષ્ટ ઉન્નત એવા સ્તનોના સ્પર્શથી ઘડીવારમાં પુષ્પિત થયું છે. મહારાજ, વૃક્ષોમાં રમણીય એવું આ અશોકવૃક્ષમાં તરૂણીના પાદતાડનથી સંતુષ્ટ થઈ તેના પલ્લવો પ્રસરવા લાગ્યા છે. રાજેંદ્ર આશ્ચર્યની વાત છે કે આ સર્વ બોરસલ્લીના વૃક્ષો છે, તેના પર સ્ત્રીયો મદ્યના કોગળા ભરી નાખે તોજ તે પુષ્ટ થાય છે, તે વગર તેઓ પુષ્ટ થતા નથી. આ રાજચંપક વૃક્ષને, સુગંધોદકનું સિચન કરી ગંધ મળે, ત્યારે તેમનું ખાતર પુરૂ થઈ તેઓ ફેલાવો પામે છે. સ્ત્રિયોના કટાક્ષથી જે સારો ખીલે છે (એમ કહે છે) આ તિલક વૃક્ષ; વિષમ એવા સ્ત્રીયોના નયનબાણો, ઝાડોપર પણ ફોગટ જતા નથી.

ભૂપતિ, ગાયનરસ વાસ્તે ગાંડું થનાર એવું આ વિરહિ વૃક્ષ, ગાયનમાં પંચમ રાગ બહાર કાઢયો હોય, કે તે રાગાંધ થઇ ફેલાવા લાગે છે. આ ઉત્તમ વૃક્ષ છે, અને પ્રથમ કહ્યા તે મધ્યમ, કારણ તેમાં મધ્યમ ગુણ યુકત હોઇ તેમને મધ્યમ શ્રદ્ધાનીજ ઇચ્છા હોય છે. આ પ્રિયંગુવેલ, જાતથીજ શરમિંદી હોવાને લીધે, જયાં સુધી લાલ વસ્ત્રથી તેને આચ્છાદિત કરી નથી, ત્યાં સુધી તે પુષ્ટ થતીજ નથી. હે ભૂપતિ, બાકીના વૃક્ષો અધમ, કારણ તેમની ઇચ્છાઓ અધમ હોય છે, તે કેતકી વગેરે વૃક્ષો સમજવા તેમને અમેધ્ય (અપવિત્ર ગંદા) પદાર્થોનું ખાતર ઘાલવું પડે છે.

હે રાજન્, આ આવા વૃક્ષો, તેમને પોતપોતાનુ ખાતર મળે એટલે, ખીલનારા પુષ્પ સમૂહથી તેઓ અતિશય સુંદર દેખાય છે. સુરભીનું (સુગંધનું) કેવળ તારૂણ્ય, મદનનો જાણે યશોભર. અને વસંતલક્ષ્મીનું જાણે હાસ્ય એવો આ પુષ્પ સંભાર દેખાય છે. હે મહા ભૂપતિ, આ આમ્રવન તારા આગમનની ખાતર, મહોરમાંથી પડેલા સુગંધના વેષથી જાણે આનંદ પ્રસરતું હોય એમ લાગે છે. અતિશય લાલ પાંકળીયોનું આ કાંચનવૃક્ષનું નવું ફૂલ, વસંતે પીઇ નાખેલ (સાદર ચુંબન લીધેલ) જાણે લક્ષ્મીનો અધરોષ્ટજ કે શું એમ લાગે છે.

રૂપથી સરસ પણ ગંધ ન હોવાને લીધે કણેરના ફૂલપર ભ્રમર જતા નથી, કારણ આ દુનિયામાં લોકો ગુણનેજ વશ થાય છે. રૂપને શું કરવું છે?

આ શરપર્ણીનું ફૂલ ભ્રમરને આનંદિત કરી નાખે છે. એલચી, લવંગ, કંકોળ કેળ, દાડમ વગેરે ઘણા પ્રકારના ફળ ઝાડો આ આપની આગળ દેખાય છે. હે નરદેવ, પલ્લવોથી વાંકો વળેલો, મદનને ગમતો આ મદનવૃક્ષ, ફળ પુષ્પ રહિત છતાં પણ કામીજનોના મનને કાપી કાઢે છે. સ્વામિન્ આમ જુવો. આપની આગળ આ નગરના લોકો ક્રિડારસમાં નિમગ્ન થઈ જાણે પ્રેમેજ નિર્માણ કર્યા પ્રમાણે ક્રીડા કરે છે.

આ જુઓ, કોઈ જુવાન પુરૂષના મદનાતુર થઈ કેતકી પત્રપર કેશરની પાણીથી પ્રિયં વાકયો લખી પોતાની પ્રિયાને આપે છે. હે નરેશ્વર, કેટલાંક વધુવરના જોડાં તારા પુત્રના ગુણોના ચિંતનથી, તેનું ચરિત્ર ગાય છે. પ્રભુ, આ ચંદ્રશ્રી રાણી, તારી વહુ (છોકરાની સ્ત્રી) વિદ્યાધરીસહ લીલા સારૂ ટાંગેલા હીંચકાપર બેશી હીંચકા લેવાનું સુખ અનુભવે છે. હે નરેશ્વર, આ હવે ચંદ્રશ્રી હીંચકાપરથી ઉતરી જાલક્રીડા સારૂ શ્રી વીરસેન પાસે જાય છે. હે રાજા, હવે આપણે તે ક્રીડા પર્વતપર ઉંચામાં ઉંચા શીખરપર બેશી, વીરસેનની જળક્રીડા જોઇશું.

પછી સુરસેનભૂપતિ વગેરે ક્રીડા પર્વતપર ચઢયા. ત્યાં તેમણે વનશ્રીનો મુખ જોવાનો જાણે આરસો, અને અગ્નિ શિવાય અત્યંત પીગળી ગએલ હેમરસ (સોનાનો રસ) કે શું, એવા કમલરસથી જેનું પાણી પીળાશપર હતું, એવું તે લીલું સરોવર તેમણે જોયું. વીરસેનાદી રાજાઓ અંદર પેઠા કે તરતજ તે સરોવર ભરાઇ જતું હતું, અને તેના આઘાતથી કાંઠાપરના ઝાડોના ડાળાં હાલતાં હતાં. હે પ્રભુ,

આ ભૂપતિ (વીરસેન) ગગનમાં એક સરખી લાગી રહેલી, ઉછળનારી પાણીની ધારોથી વિમાનમાં બેઠેલા વિદ્યાધરોને સિંચન કરતો હોય એમ લાગે છે. જુઓ આ સરોવર ગંભીર (ઉંડુ) છતાં પણ બહુ ઉછળવા લાગ્યું છે, અથવા, સ્ત્રીઓના સંગથી કોનો ક્ષોભ થતો નથી? શરીરને સુગંધી લેપો લગાડી સ્ત્રીઓએ સ્નાન કરવાથી જેમાંનું પાણી લાલ થયું છે, એવા આ સરોવરમાં લોકો ક્રીડા કરતી વખતે જાણે સમુદ્રમાં ડુબકી માર્યા પ્રમાણે દેખાય છે. સ્ત્રિયો નિતંબ અને સ્તન એનાથી ભારે વજનની છતાં પણ હલકી થઈ જાય છે, અથવા ભારેમાં ગૌરવહિન કોણ થતું નથી? આ સરોવરમાંનું પાણી સ્ત્રીઓના હાથથી જાણે પલ્લવયુકત, નેત્રોથી પુષ્પ યુકત અને સ્તનોથી જાણે ચક્રવાક યુકત એ પ્રમાણે દેખાય છે.

આ કોઇ એક સ્ત્રીના માથાંના વાળ પાણીમાં એકત્ર થઇ વાંકા વળી, નાગ જેવા આકારના થયા છે, તેને જોઈ તે સ્ત્રી જળ સર્પ સમજી એકદમ ગભરાઇ પોતાની બેનપણીને ગળે બાઝી પડે છે. આ પુરૂષ સ્ત્રીનાં જોડીઓ પરસ્પર મ્હોંની અંદર પાણી લેઇ એકબીજાપર કોગળા નાખે છે. આ સ્ત્રીના મુખપર પદ્મનીની શંકાથી ભ્રમરસમૂહ લીન થયો છે, બીજી સ્ત્રી ભ્રમરને હાંકી મુકતી હતી તેવામાં ભ્રમર તેણીના અધરોષ્ટને કરડયો. મહારાજ, જુઓ. આ સ્ત્રી પોતાના પુષ્ટ થએલ સ્તનપર પોતાના શરીરનો સર્વ ભાર નાખી, આ સરોવરની અંદર જાણે બે કુંભ લીધા હોય તે પ્રમાણે તરે છે. જુઓ આ તરફ કોઈ પુરૂષ હાથમાં કમળ લેઈ પોતાની સ્ત્રીના મુખ કમળપરથી ઉતારી નાખી દે છે. આ પ્રિય, ઝાડના કોમળ દંડથી પોતાની પ્રિયાને અમસ્તો મારે છે, અને તે સ્ત્રી પાણીની અંદર ડુબકી ખાઈ તેનો પ્રહાર વારંવાર ચુકાવે છે. તરૂણીયોનો સમૂહ પાણીમાંથી બહાર નીકળ્યા પછી તેઓના નાભીકૂપમાંથી જાણે કોગળો ભરી લીધેલું પાણી બહાર પડતું હોય એમ ભાસતું, પછી રાજાએ પલ્લવને કહ્યું "અરે જલદી જા, અને અનેક ક્રીડાઓ કરી થાકલ એવા મારા પુત્રને બોલાવી લાવ." "ઠીક છે" એમ બોલી રાજાની આજ્ઞા પ્રમાણે તેણે જઈ તેના પુત્રને બોલાવ્યો ત્યારે **વીરસેન** પણ સમુદ્રની બહાર તરત નીકળ્યો. અને અનેક પ્રકારના સરસ પોષાક કરી **વીર** ભૂપતિ નભશ્ચર ભૂચરો સહ માબાપને પગે લાગ્યો.

**સૂરસેન**—પુત્ર, થંડા પાણીવડે તારા શરીરમાં સર્દી ન થાય તેટલા માટે મેં તને બોલાવી લીધો. પછી રાજા હાથી પર ચઢી, **વીરસેન** અને બાકીના સર્વ લોકોને લેઈ, નગરની અંદર જવા નીકળ્યો.

આવી રીતે પુત્રના યોગથી **સુરાધિપતિ**નો આનંદ વધી, તે પોતાના સુખથી ઈંદ્ર દેવને પણ તુચ્છ માનવા લાગ્યો. બીજે દિવસે **સુરરાજા** શુભશય્યાપર સુતો હતો, તેવામાં રાતના છેલ્લા પહોરમાં તેણે એક સ્વપ્ન જોયું ત્રાયુથી લાખો તરંગોની માળાઓ જેની અંદર ઉછાળા મારે છે, એવા એક સમુદ્રમાં પોતે બુડતો હોઇ ગભરાએલો હતો, એ પ્રમાણે તેણે સ્વપ્નામાં જોયું. "રાજા સ્વસ્થ થઇ ઘડીવાર મોજાના ઉપર ચઢી બેસે, અને ઘડીકમાં મગરથી ભરેલ એવા પાતાળ કુળમાં જઈ પડે.

ત્યાં મગરના ત્રાસથી તરત એક પાણીના ભમરાની અંદર સપડાઈ તે ગર ગર ફરવા લાગ્યો. અને દુઃખથી પીડાઇ પુત્ર વગેરેને ગાળો દઇ બુમો પાડવા લાગ્યો. ભૂપતિ મનમાં ગભરાઇ ગયો હતો, એટલામાં સમુદ્રમાં એક વહાણુ જોયું, તેને માહા મહેનતે ઝાલી ચોંટી રહ્યો. પછી વહાણુ વટીઓના વચનની બીક ન રાખતાં, તે વહાણુ પર ચઢયો, અને ઘડીવારમાં ખુશીથી હર્ષપુરમાં જઇ પહોંચ્યો. ત્યાં ઘણો આનંદ અને સુખ જોઇ મનમાં સંતોષ પામ્યો આ પ્રમાણે સ્વપ્ન જોઇ રાજા તરતજ જાગૃત થયો.

જાગૃત થઇ જુએ છે તો તે સમુદ્ર નહિં તે પાણી નહી, સ્ત્રી નહી, પુત્ર નહી, તે જળચર પ્રાણી નહી, તે વહાણુ નહી, તે વહાણુવટીયો નહી, અને તે હર્ષપુર પણ નહિ, પણ શય્યા પર પોતે એકલો છે, એમ તેણે જોયું. પછી રાજાએ મનમાં વિચાર કર્યો કે આ પ્રત્યક્ષ થયું કે મતિને ભ્રમ પડયો? કે ઇંદ્રજાળ? કે સ્વપ્ન? અગર તો બીજું કાંઇ તત્વ છે? એ બીજું કાંઇ નહિ પણ સ્વપ્નજ છે, એવો નિશ્ચય કરી પરોઢીએ તેણે સ્વપ્નની સર્વ હકિકત પુત્રને કહી ત્યારે સર્વ ગ્રંથનું તત્વ જાણુનાર વીરસેન બોલ્યો "પિતાજી, આ સારૂં સ્વપ્ન છે અને તેનું પરિણામ શુભમાંગલીક થવાનું છે, આ સ્વપ્ન આ જગત્‌માં સંસારનું અસારત્વ દેખાડે છે, સારા મનુષ્યના મનને તેનાથી બોધ મળશે આમાં સંસાર એજ સમુદ્ર નિશ્ચિત છે, અને ચોરાશી લક્ષ જીવાયોનિએજ સમુદ્રના મોજાં. આ જીવ સ્વકર્મ રૂપ વાયુથી પ્રેરિત થઇ, તરંગ રૂપ લક્ષ યોનિમાંથી નીચે ઉપર જાય અને તેજ મોજાંના ટોચ પરના ભાગ પ્રમાણે રાજયોદય અને મનુષ્યત્વ એમાં ઘડીવાર સુખ ભોગવી આપણુને ત્યાંથી પડવાનું છે એમ સમજતાં નથી અને ત્યાં અલ્પ સુખ સારૂં એવા પાપો કરે છે કે, જેના યોગથી જીવ તરતજ નર્ક ભૂમિમાંજ નંખાય છે. વળી હે ભૂપતિ, અધર્મી લોક એજ તેમાંનું નર્ક ( મગર ) છે. તેનાથી જીવના શરીરની તેવી દશા થઇ તેને ઘણું દુઃખ સહન કરવું પડે છે કરવતથી કાપવું, કુંભીપાકમાં પડવું, યંત્રમાં પીલાવવું, ઇત્યાદિ વેદનાઓએ એમાંના અસંખ્ય ભમરા છે. કોઈ જીવ મોટો લઢવૈયો અને અતિશય ધૈર્યવાન્ હોય તો પણ તે ત્યાં સેંકડો પ્રકારના દુઃખના ભારથી વાંકો વળી બુમો પાડે છે. ફરી જન્મમાં આવેલો પ્રાણી, જ્ઞાનના યોગથી પૂર્વ જન્મ જાણી, જેના સારૂ પહેલાં પાપો કર્યા હોય તેની પુનઃ નિંદા કરે છે પછી ફરી સારા કર્મોથી જીવ પાછો, મહા મહેનતે ઉચ્ચ તરંગ તુલ્ય એવા મનુષ્યત્વને પામે છે મનુષ્ય જન્મમાં જીનધર્મ રૂપ મોટું વહાણુ પ્રાપ્ત થયે છે, અને ત્યાં ધર્મશાસ્ત્રરૂપ ગુરૂ એ વહાણુવટી છે. તે ગુરૂરૂપ વહાણુવટીએ નિયંત્રિક હાંકેલા ધર્મરૂપ વહાણમાં બેઠેલો જીવ, વેગથી ભવસાગરના સામે તીરે જઇ શકે છે. હે ભૂપતિ, પછી તમે હર્ષપુરમાં પહોંચ્યા તે હર્ષપુર એટલે નિર્વાણ છે એમાં સંશય નથી, કારણ ત્યાં ગએલાને અનહદ હર્ષ પ્રાપ્ત થાય છે, ત્યાં જરા ( ઘડપણ ) નથી, મૃત્યુ નથી, વ્યાધિ નથી અગર અસુખ નથી. પિતાજી, એજ કારણથી તમને ત્યાં ઘણો સંતોષ થયો માટે પિતાજી તમારા સ્વપ્ન ચિન્હ ઉપરથી ગુરૂના ઉપદેશથી તમને ધર્મયોગ થવાનો છે, એમ મેં નિશ્ચય કરી મૂકયો છે."

પછી સુરસેન રાજાએ પુત્રને આલિંગન આપી હર્ષથી તેને કહ્યું સુરસેન—તેં સ્વપ્નનો અર્થ ખરો કહ્યો છે. તેં કહ્યું એજ તેમાંનો તાત્પર્યાર્થ છે. તે ખરો થાવ. મારૂં મન, બીજાજ અર્થની બીકથી ગભરાઈ ગયું હતું. તે હવે નિશ્ચિંત થયું. આ સંસાર સાગર વિશમ હોવાનું, આજ જન્મમાં સ્પષ્ટ થઇ, તારા વિયોગથી તે કેવળ દુઃખકર થયો હતો. તત્વજ્ઞાનથી જોવા જતાં, સંસારમાં બિલકુલ સુખ નથી, પરંતુ સર્વ કર્મજનિત સર્વ દુઃખજ છે. ફરી ધર્મ અર્થ કામ, મોક્ષ એની અંદર સુખનું અધિષ્ટાન એવો મોક્ષ પુરૂષાર્થ જ સર્વોત્તમ છે. આ જગમાં પહેલા ત્રણ પુરૂષાર્થો વિષે ખટપટ કરનારા પુરૂષો સર્વ ઠેકાણે છે, પરંતુ મોક્ષાર્થે ખટપટ કરનાર કોઈકજ મળી આવશે. જેમ સમુદ્રમાં સ્વયંભૂરમણ શ્રેષ્ટ છે, પર્વતમાં જેમ મેરૂ, તેમ સર્વ સુખમાં મોક્ષ સુખ શ્રેષ્ટ છે.

હું ગૃહસ્થ ધર્મ કરી ચુકયો છું, માટે હે પુત્ર, તારી પરવાનગીથી હું મોક્ષ પ્રાપક પ્રવ્રજ્યા લઉ છું.

**વીરસેન**—પિતાજી, જેમ તમે કહ્યું તે જ પ્રમાણે કલ્યાણકારક ધર્મતત્વ અકલંક મુનીએ મને સંભળાવ્યું હતું. આ સર્વમાં યુકત છે, તેમાં વળી આપના સરખાને તો વિશેષે કરી યુકત છે વાર લગાડશો નહિ, તમારો મનોરથ પાર પડો.

સમુદ્રમાં બુડતાને જેમ કર્મ સંજોગથી વહાણ મળ્યું, તેને ફરી ઉચકીને જે સમુદ્રમાં નાખે છે, તે ખરેખરો શત્રુ છે. તેમજ ભવસાગરમાં પડેલા મનુષ્ય પ્રવ્રજયા રૂપ વહાણ સારૂ ખટપટ કરતો હોય, તેને જે કોઈ આડો આવે, તે તેનો વાસ્તવિક શત્રુ છે.

આ પ્રમાણે પુત્રનું અનુકૂળ ભાષણ સાંભળી, નરાધિશ આનંદના ઉભરાથી પરિપૂર્ણ થઈ બોલ્યો કે—

"હે **વીરસેન**, આ તારૂં ભાષણ સત્ય તથા તત્વવાળું છે, જીનોકતીનો જેના મનપર સંસ્કાર થયો છે, તેમના ભાષણો ઘણું કરી આવાજ હોય છે.

**વીરસેન**—ભૂપતિ, આ ફકત ભાષણ નથી, એતો તમારી આજ્ઞાથી, હું પણ દિક્ષા વિધિ સારૂં ખટપટ કરવાનો છું. પિતાજી, ગુરૂએ મને પ્રોત્સાહન આપેલું હોઇ, આટલા વખત સૂધી હું બેશી રહ્યો, તે ફકત તમને દ્વિપાંતરમાંથી આણવાસારૂંજ.

પછી પિતાએ, પ્રેમાશ્રુ આંખમાં લાવી, ગંભીર વાણીથી ફરી પુત્રને કહ્યું કે—

**સૂરસેન**—પુત્ર, તું આમ બોલીશ નહિ દીક્ષા લેવાનો આ તારો વખત નથી. કોઈપણ કામ યોગ્ય વખતેજ કરવાથી તે સફળ થાય છે.

હજુ તારા સૌંદર્યથી, દેવને જીતનાર એવો તને જોઈ દેવાંગનાંને પણ કામવિકાર ઉત્પન થઇ તે મોટા આનંદથી તારી ઈચ્છા કરે છે. શરદ ઋતુમાંના કમળ પ્રમાણે તારૂં તારૂણ્ય પ્રફુલ્લિત છે, અને તેને હજુ જરારૂપ શિશિરશ્રીનો પવનપણ લાગ્યો નથી વળી બીજું.

આ મનઃસિંહ યૌવનમાં તીવ્ર ગતીથી ફરી, મોટા મોટા પુરૂષોના મોટાઈનો નાશ કરે છે. આ ઈંદ્રિયગણ અતિશય ચપળ છે, સેંકડો પ્રયત્નથી પણ તે કબજામાં રાખી શકાતો નથી. ત્રિભુવન જીત્યાથી, ગર્વિષ્ટ થએલો આ કામ કોઈપણ પુરૂષ કુળવાન, ડાહ્યો, ધૈર્યવાન, સદ્‌ગુણી ગમે તેવો હોય, તેને પીડા આપ્યા વગર રહેતો નથી.

એકાદ પ્રેમયુક્ત સ્ત્રી પ્રમાણે આ પૃથ્વી તારે ઠેકાણે અનુરક્ત થએલી છે, તેને તેં છોડી એટલે તે છાતી ફુટી મરી નહિ જાય? પૃથ્વીપતિ, જેણે સર્વ શત્રુતમનો નાશ કરેલો છે, એવો વિશ્વ દીપતું પ્રવ્રજ્યા લેવા નિકળ્યો એટલે અંધઃકાર થશે. તેં આ પ્રજાના લાડ કર્યા, પિતા પ્રમાણે પાલન કર્યું, તે પ્રજા (તારે અભાવે) નષ્ટ થાય, એમાં મને પરાક્રમ લાગતું નથી.

વગેરે ઘણા પ્રકારોથી સૂરરાજાએ તેને સમજાવ્યો. પછી પિતાએ પ્રથમ લીધેલા વાંધાઓનું સારી રીતે ખંડન કરી વીરભૂપતિએ કહ્યું કે—

**વીરસેન**—પ્રભુ, આ મારો દિક્ષા લેવાનો વખત નથી વગેરે જે તમે કહ્યું, તે બાબતની મારી યોગ્ય પ્રાર્થનાઓ તમે અનુક્રમે સાંભળો. જો આ દીક્ષાનો વખત નથી તો જ્યારે ઘડપણથી, શરીર જીર્ણ થઇ, મારી ઇંદ્રિયો નિર્બળ થાય, ત્યારે તે શું યોગ્ય વખત ગણાશે? હે નરેશ્વર, સર્વ સાધારણ એવો મૃત્યુ, અને કલ્યાણ કારક પ્રવ્રજ્યા, આ બે વાતોને વખત (લગાડેલો) ખપતો નથી. મૃત્યુનો નિશ્ચય હોય તો, કેટલીક વખત રાહ જોતા ફાવે, અગર ધીરજ ધરી શકાય, પરંતુ તેનો જો નિશ્ચય નથી તો વ્રત લેવામાં કોણ વાર લગાડશે? આ રૂપનો પણ શો ભરોસો? જેવો નટનો વેષ, તેવો આ રૂપનો સંયોગ ક્ષણિક છે. જે તારૂણ્ય તમે કહ્યું તેજ દિક્ષાનું મુખ્ય સાધન છે. તપઃસંયમ બાબતનો ઉદ્યોગ જરાવસ્થામાં શી રીતે થઈ શકે? માટે કબજામાં ન આવનાર મનઃસિંહને તેનાથી વિરૂદ્ધ એવા મહાબળવાન સિદ્ધાંતરૂપ તીરોના આશ્રયથી નીચે પાડીશ (અટકાવીશ). મન આ વિવેકથી પ્રાપ્ત થયું, એટલે તે મનુષ્યને કુમાર્ગમાં દોરી જાય છે; અને તેજ વિવેકયુક્ત થયું એટલે શાંતતાનું કારણ થાય છે. આ વિવેક વાયુથી મનઃસમુદ્ર ખુબ ઉછળવા લાગ્યો, એટલે તેમાં વિકારતરંગ ઉત્પન્ન થાય છે, તે શિવાય થતા નથી. હે નૃપતિ સર્વ ઇંદ્રિયો મનને સ્વાધિન છે.

તો પછી આ મૂળ મન તાબામાં લીધા પછી, ઇંદ્રિયો કેવી રીતે તાબામાં ન આવે? વિરૂદ્ધ વસ્તુઓ પણ પ્રયોગથી અવિરૂદ્ધ થઈ શકે છે; વિષ જીવ લેનાર છે તોપણ મંત્રહત થયું એટલે તે અમૃત તુલ્ય થાય છે. સળગેલા તપોગ્નિની જ્વાળાઓથી જે તરફ જોવાશે નહિ, એવા આ મારા શરીરમાં મદન પીગળી જશે. જો મસ્ત થએલ મદનરૂપ હાથીનો નાશ મારાથી થશે નહિ તો ખરેખર વીર નામ એ ફોગટનું છે. નરેશ્વર, મહાબાહુ અમરસેન કુમાર અહિં વિદ્યમાન છતાં, પૃથ્વી નાયક રહિત કેવી રીતે થશે? જેમ દીવાથી દીવો સળગાવીએ, તેમ મારી પછી અમર-સેનને રાજ્ય મળ્યા પછી હું પ્રવ્રજ્યા લઉં તો તેથી અંધઃકાર થવાનો નથી. પિતાજી, પ્રતાપથી અતિ દુઃસહ એવા તે અમરસેનને રાજ્યાભિષેક થયા પછી, સર્વ પ્રજા ઉત્તમ સ્વામિ મળ્યાથી ખુશી થશે. હે પ્રભુ, તત્વ દૃષ્ટિથી તમને સર્વ વાતો ખબર છતાં, આવા તત્વ રહિત ઉદ્ગાર તમારા મુખમાંથી કેમ નીકળ્યા? ભૂ-પતિ ઘણી મહેનતે દૈવયોગથી તમારી સાથે મારો યોગ થયો છે, તો તમે મને તમારા ચરણ પાસેથી દુર કરવાની ઈચ્છા કેમ રાખો છો?

હું એવી રીતે વર્તિશ કે, જેના યોગે કરી આપણ બન્ને કલ્યાણકારક ગ્રહમાં અવિયુકત (એકત્ર) રહી હમેશ મોટું સુખ ભોગવીશું.

આ પ્રમાણે તે પિતાપુત્ર પરસ્પર બોલતા હતા, એવામાં જય શુદ્ધ ઉચ્ચારના રા પુષ્કળ દેવોથી વેષ્ટિત અને પોતાના કેવળજ્ઞાનના પ્રકાશથી જગતને પ્રકાશિત કરનાર એવા તેજ અકલંક અને અમલમુનિ ત્યાં આવ્યા.

દેવની ભક્તીમાં લીન થએલ તે બે મુનિ વનમાં આવેલા સાંભળી વીરસેન બોલ્યો, "નરેંદ્ર એ મારા ગુરૂ."

ત્યારે તરતજ તે સૂર અને વીર એ બે જણા વેગથી ઉઠી અને સાત આઠ પગલા સામા જઇ તેમણે તે બન્ને જ્ઞાની પુરૂષોને વંદન કર્યુ પછી બન્નેએ જીનમંદિરની અંદર અષ્ટાહ્નિકોત્સવ કરાવી પોતાના રાજ્યપર અમરશેનને સ્થાપન કર્યાથી બે ફીકર થઇ નગરલોક, સામંત, મંત્રી ઈત્યાદી પરીવારની રજા લેઈ પ્રત્યેક યાચકને તેમની ઈચ્છાથી પણ અધીક દાનો આપી ખુશી કરી, વિદ્યાધર શ્રેષ્ટ શેખર અને અશોક તેમજ બંધુદત્ત અને વિચિત્રયશ રાજા એમના સહવ્રત (પ્રવ્રજ્યા) લેવાને તૈયાર થયા સર્વએ સ્નાન કરી તથા પોશાક પહેરી પાલખીમાં બેશી નીકળ્યા. ત્યારે જેના અંતઃપુરની સ્ત્રીયો જેની તેની પાછળ ચાલી, અનેક વિદ્યાધર અને મનુષ્ય એમના સમુદાયની ભીડ થઈ હતી ત્યાંથી તે સરીયામ રસ્તાપર આવ્યા ત્યારે નગર લોકોના અનેક પ્રકારના ભાષણો તેમના સાંભળવામાં આવ્યા. કોઈ સ્ત્રી કહેવા લાગી "સખી, ચંદ્ર સુર્ય વગર જેવું આકાશ શોભા રહિત તેમ આ બંને વગર આ વિશ્વ ઘડીમાં શોભા રહિત થઇ રહેશે. બીજા વ્રતના કડક નીયમોની વાત બાજુપર મુકો, પરંતુ હે સખિ આ યુવાન વીરસેન તપ કેવી રીતે કરશે ફુલોથી સુગંધયુકત એવો ચંદ્રશ્રીનો કોમળ કેશકળાપ લુંચનના અતિશય દુઃખને કેવી રીતે પાત્ર થશે? સખિઓ, તાંબૂલથી લાલ થયેલ મોગરાની કળીયો જેવા તેના દાંત, હવે મલ સંચય કેવી રીતે ધારણ કરશે? હરિચંદન અને કસ્તુરી એમના સુગંધથી દિશામુખને સુગંધિત કરનાર વીરસેનના દેહપર મલ સંચય કેમ જોવાશે? જગત્‌માં દુર્લભ એવા દિવ્ય વસ્ત્રો જે ધારણ કરતો હતો, તે જાડા વલ્કલનો સમૂહ કેમ ધારણ કરી શકશે? સર્વ જગની ક્ષુધા શાંત કરી, પછી જે જમતો હતો તે હવે ક્ષુધાથી ક્ષીણ થઇ ઘેરઘેર કેવી રીતે ફરશે? હાયહાય, સખિયો, આપણે શુ-કર્મિ નરેંદ્રને આ પ્રકારના સ્વરૂપમાં આવેલો જોવાને આટલા વખત સુધી જીવતા રહ્યા? સખિ જો, કેટલું ધૈર્ય? કે જે ઉદાર વીરભૂપે જાણે મેલ લાગશે એ બીકથીજ ધુળ પ્રમાણે લક્ષ્મીનો ત્યાગ કર્યો. સખિયો, અમારા જેવાને તો તૃણ વાસ્તે પણ લોભ ઉત્પન્ન થાય છે, અને એકાદ ભાગ્યું, તુટયુ વાસણ હોય તેપણ અમારાથી નાખી દેવાતું નથી. ઇચ્છા પ્રમાણે સર્વ સુખો અનુકૂલ છતાં, આ નર શ્રેષ્ટ વીરપ્રભૂએ એકાએક જે સંસારનો ત્યાગ કર્યો, તે સંસાર અવશ્ય રસ વગરનોજ હોવો જોઈએ, અને તે હવે અમારા મનમાં પણ વૈરાગ્ય ઉત્પન્ન કરે છે; વિરસ (મોક્ષ સુખના જેને સ્વાદની ખબર નથી) લોકજ આનો આશ્રય કરે છે." પરમાર્થ ચતુર નગરજનો જેની સ્તુતિ કરે છે એવો તે સુરપુત્ર, પિતા ભ્રાતા વીગેરે જનો સહ બાગમાં આવી પહોંચ્યો.

તે સર્વ નીચે ઉતર્યા, અને તેમના મનમાંની સદ્‌ભાવના વધતી જઈ તેઓ ગુરૂ પાસે બેઠા. વ્રત લેવાની ઈચ્છા રાખનાર ગુરૂને પ્રદક્ષણા (ફેરા ફરી) ફરી, સ્તુતિ પૂર્વક મોટી ભકતીથી તેમને પગે પડયા, ત્યારે તેમના વાળ ભુમિપર પડવા લાગ્યા.

સર્વએ હાથ જોડી ગુરૂને એવી વિનંતિ કરી કે, "મહારાજ, યોગ્યતા હોય તો અમને જલદી દીક્ષા આપવી."

કેવલી મુનિ—દિક્ષાને તમારા કરતાં બીજો કોણ યોગ્ય છે? તમને સંસાર દુઃખ નિર્મિત હોવાનું પોતાનેજ જ્ઞાન થયું છે. આ જગમાં અત્યંત પાપી એવા કેટલાક જણ સેંકડો ઉપદેશોથી પણ સમજતા નથી, અને બીજા કેટલાક તમારા જેવા છે તે થોડા કારણોથી સમજી જાય છે. ભવ શત્રુના નિગ્રહ વિષે અત્યંત ઉદ્યોગ કરનારા તમારા બન્નેના નામો "સુર અને વીર" આ દુનિયામાં અન્વર્થક થાય છે. નરેશ્વરો આવી રીતે સર્વ ત્રિલોકમાં તમે ધન્ય છો, તમેજ મરણ જન્મનું મોટું ફળ પ્રાપ્ત કર્યું. તો હવે વાર લગાડશો નહિ, તમારૂં ઇચ્છિત કાર્ય સફળ થાવ.

આ પ્રમાણે ગુરૂએ કહ્યા પછી તે સર્વ જણા વ્રત લેવાની ઇચ્છાથી સન્મુખ ઉભા રહ્યા. અને તેમણે પ્રફુલ્લિત મુખ કમળો વડે, શરીર પરના હારાદિ સર્વ ભૂષણોનો સમૂહ, જાણે સંસારનો પાશ બંધન કે શું? એમ જાણી નીચે ઉતારી મૂકયો. શાસ્ત્રીય વિધીથી પાંચ મુઠીથી કેશલુંચન કર્યા પછી ગુરૂ અકલંક મુનિએ તેમને અનુક્રમે દીક્ષા આપી. વિદ્યાધર શ્રેષ્ટ શેખર અને અશોક વિચિત્રયશ રાજા, બંધુદત્ત એમને અને બીજા ઘણા માણસોને પણ તેમણે દીક્ષા આપી. (આણી) તરફ ચંદ્રશ્રી રાણી વગર સર્વ સ્ત્રીયોને તે ગુરૂએ વિધિક્રમથી દીક્ષા આપી દીધી ત્યારે વીરસેનની સ્ત્રી ચંદ્રશ્રી મહારાણી પણ, માતા, સાસૂ ઇત્યાદિ સ્ત્રિયો સહ પ્રવ્રજ્યા લેવાને નીકળી હતી, પરંતુ ગુરૂએ તેનો નિષેધ કર્યો કે, "પુત્રિ, તારે પેટે ગર્ભ હોવાને લીધે હાલમાં તું દિક્ષા લેવાને પાત્ર નથી, પણ થોડા વખત પછી તું યોગ્ય થઈશ" હે હરિવિક્રમ, ત્યાં તેને ના કહ્યા પછી આગળ જે તેની હકીકત થઇ તે સર્વ યક્ષના મુખમાંથીતેં સાંભળીજ છે. પછી અમરસેન રાજા માતા સાથે ઘેર ગયા પછી તે બંને શુરવીર મુનિ ગુરૂ સહ વિહાર કરવા લાગ્યા. પછી તે નવીન મુનિ, હમેશાં વધતા વેગથી શાસ્ત્રોકતક્રમથી ઉગ્ર તપનું આચરણ કરવા લાગ્યો.

એક સંયમને ઠેકાણે આસકત, બે બંધનમાંથી છૂટેલા, ત્રણ દંડમાંથી મુકત, ચાર કષાયોથી રહિત, પાંચ સમિતાનું રક્ષણ કરનાર, છ જીવના રક્ષણ વિષે નિર્ભય, મદાષ્ટકોથી હીન, નવ બ્રહ્મ ગુપ્તોથી યુકત, દસ પ્રકારથી ધર્મ સાધન કરનાર એકાદશાંગસુત્ર જાણનાર, દ્વાદશ પ્રતિમા વિષે તત્પર એવા તે મુનીશ્રેષ્ટે અષ્ટમાદિમાસર્ધીમાં માસ ક્ષપણ નામના તપથી પોતાનું શરીર અસ્થિચર્માવશેષ કર્યું.

પછી ગ્રીષ્મઋતુની અંદર ખરા મધ્યાન્હે બે હાથ નીચે લટકતા છોડી, સુર્ય તરફ નજર તપતી રાખી, સંયમ કરનાર તે મુનીશ્વરના શરીરમાંથી દુઃસહ સુર્યના તાપથી જ્યારે પરસેવો બહાર નીકળવા લાગ્યો ત્યારે જાણે તેમના શરીરમાંનો પાપમળ ધ્યાનાગ્નિથી પીગળી બહાર પડતો હોય એમ ભાસતું હતું. વર્ષાકાળ આવ્યા પછી, અતિશય વૃષ્ટીની મોટી ધારાઓથી ભૂતળ જળમય થઇ રહ્યું હતું, તેવામાં તેઓ ગુહાની અંદર તદન લીન થઈ રહ્યા હતા. ચાર મહિના ચાર પ્રકારનો આહાર છોડી દઇ, વ્રતભંગની બીકથી તેઓ પોતાની જગાપરથી જરાપણ આમ તેમ ખશા નહિ. શિશિર રૂતુમાં રાત્રે શરીરપર કાંઇપણ ઓઢવાનું ન લેતા, અને બરફના ઢગલાની શરીરપર પડવાની બીક ન રાખતાં, તે પડવાથી શરીર ઘોળું

થઇ ગયું હતું અને તેઓ ટાઢ સહન કરતા હતા, ત્યારે થંડા પવનને લીધે તેમના હોઠ ધ્રુજતા હતા, તે વખતે જાણે આઠ કર્મોના ઉચ્છેદ વાસ્તે પ્રાપ્ત થયેલ ક્રોધથીજ તે ધ્રુજતા હોય એમ લાગતું. કોઈ વખતે તે મુનીઓ નં ગભરાતાં રાક્ષસોના ભયંકર શબ્દોથી પરિપૂર્ણ એવી સ્મશાન ભૂમીમાં કોઇ પણ ઠેકાણે રાતની રાતો પડી રહેતા. કોઈ વખત ધ્યાનમાં લીન થઇ રસ્તાનીજ અંદર નિશ્ચલ ઉભા રહેતા, તે વખતે બળદ, ભેંશો વગેરે તેમને થાંભલાઓ જાણી પોતાના શરીરો ઘસતાં હતાં. સત્યવાન તે સૂરવીરાદિ સાધુઓ એવી રીતે દુષ્કર તપ કરતા હતા, તેમાં તેમના કેટલાક દિવસો પસાર થઇ ગયા. પછી વીરસેન મહામુનિ યોગ્ય થયો એમ જાણી, તેને અકલંક મુનીએ પાંચસો મુનીયોનો અધિકારી બનાવી આચાર્યની જગાએ સ્થાપન કર્યો. આચાર્ય સ્થાપન કાળની વખતે પરમ અવધિ થઇ તીવ્રતાના યોગે કરી તે આકાશચારી થયો. એવા ક્રમથી શ્રી વીરસેનસૂરીને કેવલજ્ઞાન ઉત્પન્ન થઇ સૂર પ્રમાણે ભૂતલ ઉપર હાલમાં પણ ઘણી વખત વિહાર કરે છે.

હે હરિવિક્રમ, રાજેંદ્ર, ભુવનસુંદરીના લગ્નના ઉત્સવમાં તે, તને પ્રત્યક્ષ મળ્યો જ હતો. તે વીરસેનસૂરિ કેવલ જ્ઞાન ઉત્પન્ન થએલા એવા સૂરસેનાદિ સહ કાલે સવારે અહિં આવશે. માટે હું કહુ છું કે. હે રાજેંદ્ર રાજ્યલક્ષ્મી ક્ષણભંગુર છે, તે નરસિંહે સૂરસેન નરેંદ્ર પાસેથી લીધી, અને ત્યાંથી (નરસિંહ પાસેથી) ક્ષણમાં વીરસેને લીધી, પુણ્ય ક્ષય થયા પછી કોઇની પણ લક્ષ્મી સ્થિર રહેતી નથી. આ પૃથ્વીપર સુરસેન સરખો પરાક્રમી કોઇ પણ થયો નથી, પરંતુ પોતાનું રાજ્ય નષ્ટ થતાં યુદ્ધની અંદર તેનાથી પણ તેનું રક્ષણ થઇ શક્યું નહિ. સર્વ ઉપદ્રવોથી દેશનું રક્ષણ કર્યું, અને તેની અતિશય પુષ્ટિ કરી, તોપણ પુણ્યનો ક્ષય થયા પછી, પોતાનો દેશ પણ ઘડીમાં પારકો થાય છે. પ્રવેશ કરવાને કઠણ એવા કિલ્લાઓ પણ ખરેખર શત્રુને સુગમ થઈ પડે છે (પ્રવેશ વાસ્તે સહેલાં થઈ પડે છે); અને ચતુરંગ સેના પણ ચિત્રની અંદર કાઢેલ સેના પ્રમાણે થઈ જાય છે.

આ વાતો ધ્યાનમાં લઇ હે મહારાજ, રાજ્ય, પુત્ર, સ્ત્રી, કોશ, વિષયસુખ, આમાંથી કોઇ પણ બાબતમાં મોહ રાખીશ નહિ. અંતઃપુર પરિવારસહ તે ઉપદેશ સાંભળીને રાજા સંસાર સુખમાંથી વિરક્ત થવાની ઇચ્છાથી પાછો નગરની અંદર ગયો. સુરવિક્રમ (દેવ સરખો પરાક્રમી) કુમારને પોતાની ગાદીપર બેસાડી રાજ્યાભિષેક કરાવી, હરિવિક્રમે વીરસેન ગુરૂની ઇચ્છા પૂર્ણ કરી. કેવલ જ્ઞાનનો સૂર્ય વીરસેન ગુરૂ ત્યાં આવ્યા પછી, તેણે પોતાના નિષ્ક્રમણનો ઉત્સાહ કરાવ્યો. શક્રાવતાર પ્રમુખ જીનમંદિરમાં તે રાજા શ્રેષ્ટે પોતાના સંપૂર્ણ ઐશ્વર્યથી મોટો અષ્ટાહિક ઉત્સવ કરાવ્યો. તેણે દ્રવ્ય આપી વિશ્વ યાચક રહિત કરી મુકયું; જેથી તે દાતાજ જણાવવા લાગ્યો. શુભ દિવસે રાજાએ સ્નાન કરી, શરીરે ઉટણું લગાડી, ભુવનસુંદરીસહ અનેક અલંકારોથી ભૂંષિત થઈ, દિવ્ય વસ્ત્રો ધારણ કરી, જયવારણપર ચઢયો, અને છત્ર તથા બે બાજૂએ બે ચમરીઓ એવી રીતે બીરાજમાન થઇ રસ્તામાંથી ચાલ્યો. પ્રથમ શક્રાવતારમાંના જીનેશ્વરને નમસ્કાર, કરી જા

અને રાણી બંનેએ ગુરૂને પ્રદક્ષણા પૂર્વક નમસ્કાર કર્યા. તરતજ શરીરપરનો પોશાખ ઉતારી તે વધુ વરે હર્ષથી પોતે પાંચ મુઠીઓ વડે કેશ લુંચન કર્યું. પછી રાજા અને રાણીએ બન્નેને ક્રમવાર મુનિચિન્હો આપી ગુરૂએ તેમને સિદ્ધાંત વિધીથી સારી દિક્ષા આપી. તે બંનેને સાથે સામંત, મંત્રિ, નગરલોકો, અને દેશમાંના લોક, એ પ્રમાણે બીજા કેટલાએકે પણ પ્રવ્રજ્યા લીધી. ગુરૂએ સાધ્વી ભુવનસુંદરીને, ચંદ્રશ્રીને સ્વાધિન કરી. અને બાકીના મુનિયોને પોતાની પાસે રાખી લીધા. સંયમયુકત આચાર બાબતનો અભ્યાસ થયા પછી કૃતાર્થ એવા હરિવિક્રમને યોગ્ય થએલ જાણી ગુરૂએ આચાર્યની જગાએ સ્થાપન કર્યો. એકાદશાંગ સૂત્રાર્થ ધારણ કરનારી સાધ્વી ભુવનસુંદરિએ પણ સંન્યાશિણીયો ના સમૂહમાં પ્રવર્તિની થઈ રહી.

આણી તરફ વીરસેનસૂરિ, જગતને ઉપદેશ કરતો કરતો સિદ્ધાલયથી ભૂષિત એવા શત્રુંજય ગિરીપર આવી પહોંચ્યો. ત્યાં તે સુરિરાજ સંસાર પ્રવર્તક કૃત્યોનો ત્યાગ કરી, સંસારી જનોને ઉપકારક એવા કૃત્યો કરીને, સુરસેનાદિ મુનીસહ નિર્વાણ પદને પામ્યો. હરિવિક્રમસૂરિ ભૂતલપર ફરતો ફરતો પરિવારસહ મલયાચલ ભૂમીપર ગયો. ચંદ્રશ્રી, વિજયવતી, ભુવનસુંદરી, અને બીજી પણ મહાસાધ્વીઓ ત્યાં નિર્વાણ પદને પામી પછી ત્યાં મલયમેઘ યક્ષ પરિવાર સહ આવી મોટી ભક્તીથી કર્મ રહિત થએલ તે સાધ્વીયોનો મહિમા ગાતો હતો.

પછી હરિવિક્રમ સૂરિ, નિર્જન એવી પહાડની ગુફામાં સુખાસનપર બેશી ધ્યાન કરવા લાગ્યો. તેનાવડે કરી અનેક શાસ્ત્રોના વિચારથી ઘણા વખત સૂધી થાકેલું પોતાનું મન, એક પદાર્થને ઠેકાણે નિશ્ચળ કરી તે શુંકલધ્યાનની અંદર નિમગ્ન થયો, એટલે તરત તેના ઘાતક કર્મોનો ક્ષય થઇ તેને કેવલ સંગ્નક જ્ઞાન ઉત્પન્ન થયું. આકાશની અંદર દેવવાદ્યો વાગવા લાગ્યાં, અને કેવલ જ્ઞાની એવા તે હરિવિક્રમ સંગ્નક સૂરિનો મહિમા વધારવા સારૂં સુરાસુર એકત્ર મળ્યા. એ સર્વજ્ઞ, સર્વ દૃષ્ટા, હરિવિક્રમ સુવર્ણ કમળપર બેશી, શ્રોતાઓના કર્ણપુટોને સાદર શ્રવણ કરવા યોગ્ય એવો ધર્મોપદેશ કરવા લાગ્યા.

પછી ભૂમિપર ફરી, સર્વ લોકોને ઉપદેશ કરી નિર્વાણ સમય જાણી વિમલાચલપર ગયો. પછી પોતાના જ્ઞાનથી પોતાના આ પુણ્યના કર્મો કરતાં વધારે કર્મ સંચય થએલો જાણી, આ પુણ્યની સાથે સરખા કરવા સારૂં પ્રયત્ન કર્યો. પછી સર્વ કર્મોનો નાશ કરી શુદ્ધ ચિદાનંદ રૂપ તે મહાત્મા શ્રી હરિવિક્રમ મુનીશ્વર વેગથી મહાઉજ્ઞત પદને પામ્યો.

પહેલા જન્મમાં પાળેલું આચરણ જેમ હરિવિક્રમ અને વીરસેનને વિશેષ ફળ આપનાર થયું તે પ્રમાણે સર્વ લોકને પણ થયું.

આ મેં કહેલ ચરિત્ર રત્નનું ઉપાખ્યાન શ્રવણ કરી સજ્જનો બન્ને પ્રકારના ચરિત્ર વિશે આદર કરો. મુનિરાજ સમૂહ તરફથી હમ્મેશ વર્ણવામાં આવતું શ્રદ્ધાવાન જનોના કર્ણપુટોને અમૃત તુલ્ય થનાર એવું આ અદ્‌ભુત પુન્ય ચરિત્ર વાંચક વર્ગને આનંદદાયક થાઓ. આ ચરિત્ર જેણે સુવર્ણાત્મક બનાવી પોતાનું નામ યથાર્થ કર્યું, તે અમરકીર્તિ નામના ગણિ શ્રેષ્ટનો જયજયકાર થાઓ. જેણે વિશેષે કરી આ સર્વ ચરિત્રનું સારી રીતે શોધન કરી લક્ષણ યુક્ત કર્યું, તેવા લક્ષણ શાસ્ત્રવેત્તા જીનેંદ્ર પ્રભૃતિ ધન્ય પુરૂષો આનંદને પામો. इति शम् शिवमस्तु सर्व जगतः